વર્ષ ૨ જું 'યુગધર્મ' ગ્રંથમાળા પુસ્તક ૨ જું

# રસિયો જીવ

: લેખક :

'સૌજન્ય'

: પ્રકાશક :

'યુગધર્મ' કાર્યાલય–મુંબઈ

સંપાદક:—

રામભાઈ પટેલ



પાકું પૂઠું ૩-૮-૦

ગ્રાહક કાચે ૨-૦-૦



આવૃત્તિ પહેલી. પ્રત: ૨૨૦૦

જાન્યુઆરી ૧૯૪૨

પ્રકાશક:-

રતિલાલ એચ. શાહ
યુગધર્મ કાર્યાલય
મુંબઈ.

મુદ્રક:-

ચંદ્રકાન્ત ચીમનલાલ મહેતા
: અનિલ પ્રીન્ટરી :
૨૫૭૪, ભદ્ર
અ મ દા વા દ.

# લેખક તરફથી

આ નવલકથાનું વસ્તુ તો મારા મનમાં લગભગ બે અઢી વર્ષથી ઘોળાયા કરતું હતું. પણ મારી શક્તિ વિષે આશંક હોઈ કલમ ઉપાડતાં ખંચાતો હતો. રજાઓમાં માદરે વતન જવાનું થયું. એ ચિરપરિચિત વાતાવરણના સંસ્પર્શથી મારા મનમાં પેલી વસ્તુનો સંભાર સળવળવા લાગ્યો. વાર્તાની એક સ્વાયત્ત સૃષ્ટિ મનઃપ્રદેશમાં ખડી થઈ ગઈ. કેટલાંક પાત્રો તો અક્ષરદેહે અવતાર લેવા આંતરમંથનો જગાવતાં હતાં. સંવેદનની ભઠ્ઠી પર જાણે આ સંભાર સીઝી ગયો છે એમ લાગતાં જેવી આવડી તેવી, તોતડી બોબડી ભાષામાં વાર્તા લખી દીધી.

આનો અર્થ કોઈ એમ ન કરે કે જીવતાં જાગતાં માનવો ઉપરથી મેં આ પાત્રોનું ઘડતર કર્યું છે. આ વાર્તામાં જો કંઈ પણ સત્યના અંશ હોય તો તે માત્ર તળપદું વાતાવરણ. એ વાતાવરણમાં હું ઉછર્યો છું. એની રજોટી હજુએ મારા શરીર પરથી ઊડી નથી. અને ગ્રામજીવન સાથેનો તાંતણો આજ સુધી તો સંધાયેલો જ છે. જે વાતાવરણ મેં અનુભવ્યું છે અને જે જીવ્યું છે તેને નિરૂપવાનો મારો આ અલ્પ પ્રયાસ છે. જેમ બને તેમ એ જ પ્રદેશની–પાટણવાડાની–તળપદી બોલી રાખવાનો પણ સભાન પ્રયત્ન કર્યો છે. લોકો જેવી બોલે છે તેવી ભાષા, એક તો લખવી મુશ્કેલ છે અને એ લેખિત ભાષા અપરિચિત વાચક વર્ગને સમજવી એથીએ મુશ્કેલ છે. એમ લાગતાં તળપદી બોલીનો માત્ર રણકો જ

રહે અને સમજવામાં સુગમ થાય તે રીતે પાછળથી ઘટતો ફેરફાર કર્યો છે.

પણ એક પ્રશ્ન થાય છે. વાર્તામાં આવતી આવી તળપદી બોલી તે સાહિત્યકૃતિના ચિરંજીવ તત્ત્વને કંઈ હાનિ કરતી હશે? વર્ષો જતાં આપણો સમાજ કેળવણીના પ્રચારને લીધે વિશેષ શિક્ષિત બને અને હાલ ગામડાંઓમાં બોલાય છે તે બોલીને સ્થાને પણ શિષ્ટભાષા વપરાવા લાગે, તો આવી કૃતિઓનો શું અંજામ થાય?

વાર્તા વિષે આ કરતાં વધુ કહેવાનો અધિકાર મારો રહેતો નથી. જે કંઈ કહેવાનું છે તે તો વાર્તા જ કહેશે. અને વાર્તામાં જીવનતત્ત્વ કેટલું, કલા કેટલી, તે જોવાનું કાર્ય તો કલાપારખુઓને જ સોંપી દઉં છું.

અતિવ્યવસાયમાં હોવા છતાં પૂજ્ય પાઠક સાહેબે આ નબળી સબળી, જેવી છે તેવી કૃતિનો ઉપોદ્ઘાત લખી આપ્યો છે તે બદલ હું તેમનો ઋણી છું.

મારા સાહિત્યસર્જન તરફ જે આત્મીયભાવે જૂએ છે અને આ કૃતિ પૂરતાં તો જેમનાં ઘણાં કિંમતી સૂચનો મળ્યાં છે તે મારા મુરબ્બી અધ્યાપક શ્રી. ઉમાશંકર જોષી માટે તો શું કહું? તે માટે તો મૂકવાણી જ શોભે.

મારા જેવા, સાહિત્યસર્જનમાં એકડો ઘૂંટનારનો હાથ પકડી પ્રકાશનમાં લાવનાર મારા પ્રકાશક મિત્ર રામભાઈ પટેલનો આભાર ન માનું તો હું નગુણો જ ગણાઉં.

જેવી છે તેવી આ વાર્તા વાચકોને રંજનક્ષમ લાગે તોએ મારો પ્રયાસ ધન્ય લેખીશ.

**અમદાવાદ** **લેખક**
મકરસંક્રાન્તિ ૧૯૯૮

# ઉપોદ્ઘાત

અધ્યાપક અને વિદ્યાર્થીના સંબંધમાંથી ઉપજતા હકો અજબ હોય છે અને તેવા હકથી 'સૌજન્ય'એ મને તેમની નવલકથાનો ઉપોદ્ઘાત લખવા કહ્યું ત્યારે, હવે આ પ્રવૃત્તિ બંધ નહિ તો અતિ મર્યાદિત કરવાનો ઘણા વખતથી ઇરાદો હોવા છતાં, ના કહી શક્યો નહિ. અને એ સ્વીકાર્યા પછી એનો આનંદ પણ મળ્યો.

આ લાંબી વાર્તા નહિ પણ નવલકથા જ છે. એમાં નવલકથાની જટિલતા છે. તેમાં અનેક વાર્તાસૂત્રો ગૂંથાયાં છે, તેને અનેક પાસા છે, અનેક દૃષ્ટિબિન્દુથી તેને અવલોકી શકાય એવી છે.

એક દૃષ્ટિએ આ આપણાં ગામડાંનો ચિતાર છે. તેમાં પણ ખાસ કરીને પાટીદારિયાં ગામડાંનો. એવાં ગામડાંમાં પાટીદાર વર્ગ જ મુખ્ય સાહસિક અને આગળ પડતો છે એટલે પાટીદાર સમાજ આ વાર્તામાં મધ્યબિંદુએ મૂકેલો છે. આને લીધે પાત્રોની બોલી એ વર્ગની જ મૂકેલી છે અને તેને લીધે એ બોલી કંઇક આખા વાર્તાના કલેવરમાં પણ પેસી ગઇ જણાય છે. એક સિદ્ધાન્ત તરીકે મને લાગે

છે કે આવી ભાષા, પાત્રોની બોલી અને વાતાવરણને સૂચવે તેથી વિશેષ ગામઠી બનવી ન જોઈએ, અને લેખકની પોતાની ભાષા તો તેથી અસ્પૃષ્ટ જ રહેવી જોઈએ. કલા, સમાજમાં અનેકવિધ અસર કરે છે પણ શિષ્ટતા અને સુરુચિના સંસ્કાર પાડવા એ તો એનો સ્વભાવ જ છે. वस्त्रपूतं जलं पिबेत् ( કપડે ગળીને પાણી પીવું ) તેમ સુરુચિને ગળણે ગળાઈને આવે, તે જ રસ.

બીજી દૃષ્ટિએ જોઈએ તો આ કથા આપણા સમાજનાં કેટલાંક વિરોધી બળોનું સંઘટ્ટન અને સંમિશ્રણ રજુ કરે છે. આમાં ગામડાનો સમાજ શહેરી પરિસ્થિતિના સંસર્ગમાં આવે છે, અર્વાચીન કેળવણીથી અસ્પૃષ્ટ સમાજ નવી કેળવણી લેવા માંડે છે, અને જૂની ચરડબદ્ધ કુટુંબભાવના નવી દાંપત્યભાવનાની રસિકતા સાથે સંઘટ્ટનમાં આવે છે. આખા ગામને એક લાકડીએ દોરનાર, પૈસેટકે સુખી, પ્રભાવશાળી, અભિમાની ગોપાળદાસ પોતાના પુત્ર રમણને દાકતર થવા અમદાવાદ મોકલે છે. ગોપાળદાસ એવા છે માટે જ રમણ દબાયેલો, કંઈક નમાલો, શરમાળ, લાગણીપ્રધાન અને નાનપણથી પરણેલો છે. એને અમદાવાદમાં રસિક દાંપત્યજીવનના કોડ થાય છે, તેને પોતાની પરણેત ગોમતી ગમતી નથી. એ દબાયેલો રમણ આમ છતાં કશું કરી શક્યો હોત નહિ, પણ તેની નવી વહુ કરવાની ઇચ્છા ગોપાળદાસના અભિમાનનો વિષય થઈ જાય છે, અને વેવાઈની સામે થઈ, સગાંઓને સામ, દાન, ભેદ, દંડથી મેળવી લઈ, તે રમણને મનગમતી ચંચળ સાથે પરણાવી નાતમાં 'ડંકો' દે છે. આ બધા પ્રસંગોમાં લેખક ગામડાંની ખટપટ, તેનું ભોળપણ, ગરીબાઈ, તુચ્છતા, કંગાલિયત અને કંઈક અવશેષ રહ્યું સૌંદર્ય સરલતા પણ બતાવે છે. રમણનું બીજીવારનું લગ્ન એ પ્રસંગ આ દર્શાવવા એક યોગ્ય તક છે, અને લેખક તેનો પૂરો લાભ લે છે. આ સર્વમાં લેખકનો, ગામડાંનો નિકટ પરિચય, ઝીણું અવલોકન,

તટસ્થ દૃષ્ટિ, અને તે સાથે સમભાવ પણ જળવાઈ આવે છે. એકંદર આ ગામડાનું સાચું ચિત્ર કહેવાય.

વળી એક ભિન્ન દૃષ્ટિએ આ નવલકથા હાલના ઊંચી કેળવણી લેતા જુવાન વિદ્યાર્થીના જીવનનું ચિત્ર પણ કહી શકાય. અલબત રમણને સર્વ જુવાન વિદ્યાર્થીઓનો પ્રતિનિધિ બધા સ્વીકારશે નહિ. પણ વાર્તામાં આવતું હોસ્ટેલ જીવન, તેની મશ્કરીઓ, સ્ત્રીઓ તરફનું કૌતુક, અને સુંદર ભણેલી પત્ની સાથે એશઆરામનું જીવન એ જ જાણે જીવનસર્વસ્વ હોય એવી માન્યતા, એવાં ચિત્રો ખોટાં છે એમ કહી શકાશે નહિ. લેખકે, પોતે જુવાન અને વિદ્યાર્થી હોવા છતાં, આ સર્વ તરફ પરીક્ષક દૃષ્ટિ રાખી છે. રમણ તરફ સમભાવ ક્યાંઈ કમી થવા દીધો નથી. પણ તે સાથે વિદ્યાર્થીમાનસ ઉપર ટીકા કરવામાં પણ ક્યાંઈ સંકોચ રાખ્યો નથી. હાલના જુવાન વિદ્યાર્થીવર્ગ વિષે એક વિચારક વિદ્યાર્થી શું વિચારે છે એ તરીકે પણ આ વાર્તા મનનીય બને છે.

વાર્તામાં સર્વથી બળવાન પાત્ર ગોપાળદાસ છે પણ વાર્તાનો નાયક તો રમણ જ છે. ઉપર બતાવ્યું તેમ, કૌટુંબિક પરિસ્થિતિથી તે દબાયેલો, પરતંત્ર, લાગણીવાળો, શરમાળ બનેલો છે. નવી રસિકતાનો આદર્શ તેના મનમાં જાગ્રત થાય છે. તેને ભણેલી રસિક પત્નીના કોડ થાય છે અને છતાં તે મોહી પડે છે, અભણ ગામડાની ચંચળ ઉપર જ. જાતે હેરાન થઈને, કટલીય ખટપટ કરાવીને, ગોમતીને અપૂર્વ અન્યાય કરીને, તે ચંચળને પરણે છે. અને થોડા જ વખતમાં તેને ખબર પડે છે કે ચંચળ એ એનો આદર્શ નહોતો જ. ચંચળ ભણતી નથી. અત્યાર સુધી લગ્ન પહેલાં ચંચળની સ્મૃતિ તાજી અને રમણીય રાખવામાં મદદ કરનાર શકરી ઉપર તે વહેમાય છે. શકરી, ચંચળની બહેનપણી, છેવટે રમણ ઉપર મોહિત થાય છે. એવડા અર્થમાં 'પ્રતિમાપૂજક મનહર, અનેક આદર્શપ્રેમની

વાતો કરી છેવટે મિસ નાણાવટીને પરણે છે. શેક્સપિયરની પંક્તિ યાદ આવે છે. " જુવાનીનો પ્રેમ હૃદયમાં નહિ, આંખમાં વસે છે. " આમાંનું ઘણું અનિષ્ટ રમણની નિર્બળતાથી, અજ્ઞાનથી, મુગ્ધતાથી થાય છે એ ખરું. એ સર્વ રમણની ખાસ પરિસ્થિતિનાં પરિણામો હતાં એ ખરું. અને છતાં એમાં સર્વ જુવાનો માટે સત્ય પણ રહેલું છે. આ બધામાં મનહરના ચિત્રણમાં મને કંઈક અવાસ્તવિકતા નહિ તો અસંગતિ પેસી ગયેલી જણાય છે. છેવટ એના સ્વભાવના અંશો અને ફેરફારો ઉપર લેખક તરફથી પૂરતો પ્રકાશ પડયો નથી એમ મનમાં રહી જાય છે. પણ એ ગૌણ પાત્ર છે, અને એ તરીકે વાર્તામાં ખાસ ક્ષતિ નથી આપતી.

ઘણાને થશે: વાર્તાનો અંત શો ? રમણ ગોમતીને પાછી બોલાવશે ? બોલાવશે તો પછી ચંચળનું શું કરશે ? ગોમતીને પોતાની અસલ જગા મળે તો વાચકને સારું લાગે એટલો સમભાવ એ પાત્ર પેદા કરે છે જ. ચંચળના દોષો પણ વાંચનારના મનમાં વસે છે અને છતાં રમણ તેનો ત્યાગ કરે એ પરિણામ પણ સમાધાન–કારક કોઈ રીતે નથી. બન્નેને સાથે રાખે એ પણ કોઈ રીતે સુરુચિકર લાગતું નથી. ત્યારે પ્રશ્ન થશે કે રમણ શું કરે છે એ ન કહેવાથી વાર્તા અધૂરી નથી રહી જતી ? વાર્તામાં બનાવ સંપૂર્ણ કરવાની જરૂર નથી. પણ તેમાં રહસ્ય પૂર્ણ કથાઈ જવું જોઈએ. અને આટલાથી હું માનું છું પૂરું રહસ્ય કહેવાઈ જાય છે. તે એ છે કે, નિર્બળતાથી, અણસમજથી, પૂરેપૂરી વસ્તુપરીક્ષા વિના, માણસ પ્રેમ નહિ પણ પ્રેમનાં ઝાંઝવાં પછવાડે ભમે છે, ત્યારે એવી સ્થિતિમાં આવી પડે છે કે પછીથી આવેલું ગમે તેટલું ડહાપણ તેને સુધારી શકતું નથી. રમણ એકલો રહે, ગોમતી અને ચંચળ સાથે રહે ચંચળને દૂર રાખી ગોમતી સાથે રહે, ગમે તે હવે કરે, હવે એ બગડી બાજી સુધરવાની નથી.–જેમ ફાટેલું દૂધ કશા કામમાં આવતું નથી તેમ.

૨૩૩૨૬

અને આ સર્વ છતાં, રમણ અને એ બધાં પાત્રો પણ, પ્રકોપ કરતાં સમભાવ અને કરુણાને પાત્ર છે. આ બધા બનાવોમાં તે તે પાત્રની, ખાસ કરીને રમણની ચંચળની અને શકરીની જવાબદારી બંધ પડતી નથી. અને છતાં, એ બધાં એવાં સામાજિક બળોને અધીન છે કે આપણે તેમના તરફ સમભાવહીન પ્રકોપ કરી શકતા નથી. જુવાનોની ગમે તેટલી કડવી ટીકા કરતાં પણ લેખકે તેના તરફ સમભાવ રાખીને એ વર્ગ તરફ ન્યાયી વલણ રાખેલું છે.

એ શબ્દો શૈલી વિશે કહું તો વાંચનારા તેમાં ઉપદેશનો અતિરેક નહિ માને એમ આશા રાખું છું. ઘણી જગાએ વર્ણનો અને સંવાદો જોઇએ તે કરતાં લાંબાં છે, જો કે સચોટ અને ટૂંકાં વર્ણનો અને સંવાદો પણ અંદર છે, જે લેખકને માટે આશાપ્રદ છે. સંક્ષિપ્તતા, સચોટતા, સૂચકતા, એમાં જ વાણીની સાચી શક્તિ રહેલી છે.

હું લેખકને ઉત્તરોત્તર વધારે સારી ફતેહ ઇચ્છું છું.

૧૨-૧-૪૨ **રામનારાયણ વિશ્વનાથ પાઠક**

# અનુક્રમ


| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | અતૃપ્ત માનસ ... ... | ૧ |
| ૨ | કોણ વધારે દુઃખી? ... ... | ૧૨ |
| ૩ | ચંચળ ... ... | ૨૬ |
| ૪ | મનહર ... ... | ૩૮ |
| ૫ | પ્રેમપત્ર ... ... | ૫૧ |
| ૬ | ગોપાળદાસની દુકાનમાં ... ... | ૫૬ |
| ૭ | ગોમતીની વેદના ... ... | ૬૬ |
| ૮ | શકરી ... ... | ૭૭ |
| ૯ | મારઝૂડ ... ... | ૮૫ |
| ૧૦ | ગોપાળદાસનું રૌદ્ર સ્વરૂપ ... ... | ૯૮ |
| ૧૧ | શકરીનો વર ... ... | ૧૦૦ |
| ૧૨ | ઝંખતું હૃદય ... ... | ૧૦૮ |
| ૧૩ | ગર્ભપાત ... ... | ૧૧૮ |
| ૧૪ | શકરીનો કકળાટ ... ... | ૧૨૩ |
| ૧૫ | આપઘાતનો પ્રયાસ ... ... | ૧૨૮ |
| ૧૬ | કોણ પાપી? ... ... | ૧૩૮ |
| ૧૭ | અમદાવાદમાં ... ... | ૧૪૯ |
| ૧૮ | સોદો ... ... | ૧૫૬ |
| ૧૯ | દુલ્લો રાજા ... ... | ૧૬૦ |
| ૨૦ | મીઠી મૂંઝવણ ... ... | ૧૬૬ |
| ૨૧ | સુખી કે દુઃખી? ... ... | ૧૭૫ |

| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૨૨ | રમણ બની ગયો ... ... | ૧૮૩ |
| ૨૩ | ગોપાળદાસ ... ... | ૧૯૫ |
| ૨૪ | ઘરખૂણે મસલત ... ... | ૨૦૫ |
| ૨૫ | અસ્વસ્થ ચિત્ત ... ... | ૨૧૧ |
| ૨૬ | કાકો ભત્રીજો ... ... | ૨૨૨ |
| ૨૭ | વેવિશાળ ... ... | ૨૩૨ |
| ૨૮ | હોલો સળગ્યો ... ... | ૨૪૫ |
| ૨૯ | ઘેરાતાં વાદળ ... ... | ૨૬૦ |
| ૩૦ | સુખની શોધમાં ... ... | ૨૭૦ |
| ૩૧ | ગામડિયા ... ... | ૨૮૫ |
| ૩૨ | પિતા પુત્ર ... ... | ૨૯૫ |
| ૩૩ | ડંકો ... ... | ૩૦૨ |
| ૩૪–૫ | વરરાજા ... ... | ૩૧૩ |
| ૩૬ | આત્મદર્શન ... ... | ૩૨૫ |
| ૩૭ | જનેતાની વેદના ... ... | ૨૩૬ |
| ૩૮ | પુત્રનો ગૃહત્યાગ ... ... | ૩૪૫ |
| ૩૯ | નિરાંત ... ... | ૩૫૪ |
| ૪૦ | ડૉ. ત્રિવેદીને ત્યાં ... ... | ૩૬૬ |
| ૪૧ | હૃદયની ઝંખના ... ... | ૩૭૦ |
| ૪૨ | શંકિત હૃદય ... ... | ૩૮૫ |
| ૪૩ | જીવનનાં ઘર્ષણ ... ... | ૩૯૭ |
| ૪૪ | એક જાગ મુસાફીર ... ... | ૪૧૦ |



# શુદ્ધિ પત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૧૩ | શ્વાસોચ્શ્વાસ | શ્વાસોચ્છ્વાસ |
| ૨૩ | ૩ | બીંજતીવ | બીંજવતી |
| ૨૪ | ૧૦ | આકળામણ | અકળામણ |
| ૩૧ | ૨૦ | માની | માનિની |
| ૩૫ | ૭ | ગોળીને | ઘોળીને |
| ૩૬ | ૧૯ | દ્દષ્ટી | દ્દષ્ટિ |
| ૫૧ | ૭ | મોટામ | મોટામાં |
| ૧૦૧ | ૧૦ | દેખાતી | કાઢી નાંખો |
| ૧૩૫ | ૧૩ | આને દશામાં | આને આ દશામાં |
| ૧૬૯ | ૨૦ | એકત્વ | એક |
| ૧૭૬ | ૯ | નિર્લજ | નિર્લજ્જ |
| ૧૮૯ | ૯ | સુખો જીવન | સુખી જીવન |
| ૧૯૪ | ૩ | ઢીલો ઢીલો | ઢીલો ઢીલો |
| ૨૧૫ | ૧૦ | ન તો હતો | તો ન હતો |
| ૨૭૩ | ૭ | આર્દતા | આર્દ્રતા |
| ૨૯૦ | ૧૩ | નિળીઆમાં | નળીઆમાં |
| ૨૯૦ | ૨૪ | 'ભરોલા' | 'ભરેલા' |
| ૨૯૩ | ૧૧ | બેસડીનો | બેસડીના |
| ૨૯૭ | ૨ | બંધવાના | બંધાવાના |
| ૩૨૨ | ૧૩ | પથ | પણ |
| ૩૫૪ | ૧૦ | છત્રમાં | સત્રમાં |

---

**ના. ક.** પાન ૩૫૩ વાંચ્યા પછી પાન ૩૫૩ **અ, બ** વાંચવાં.

૧

# અતૃપ્ત માનસ

'તમેએ થાય તે કરી લેજો. હું એ જોઉં છું કે કોનું ધાર્યું થાય છે.'

'હવે પટોલ અભિમાન નાં કરો. હું તમને ખરું કહું છું હોં. આમાંથી સારું પરિણામ નહિ કાઢો.'

'તાણ તમે કાઢી લેજો. જો આયા છે આંય ધમકાવા. કેમ આ તો રાંડી રાંડના છોકરા ભાળ્યા હશી?'

'એમ છે તાણ તમેએ જોઈ લેજો. જો ગોળ બહાર નાં મૂકાવું તો મારું નામ ખોડીદા નહિ, મૂઉ ખરચ થશે તો.'

'આંય તાણ ક્યાં પડી છે. આ તમારા શબ્દ ઉપર જો રમણીઆને પંદર દા'ડામાં બીજી નાં કરાવું તો ભંગડીના પેટનો જાણજો. હવે બે ચાહડા ભૂય વેચીશું પણ એમ કાંય તમારાથી દબાઈ નહિ જઇએ સમજ્યા?'

'પટોલ એ તો બધુંએ જોયું જશે. પણ આટલું રદામાં લખી રાખજો કે જે દા'ડે મારી ગોમતી પર બીજી કરી એ દા'ડે તમારા છોકરાના ધડ પર માથું નહિ રહે. પછી મારું તો થવાનું હશે તે થશે.' કહી ખોડીદાસ તો અંગારા વરસાવતી આંખો કાઢતા કાઢતા ચાલતા માંડ્યા.

'હવે થાય તે કરી લેજે. આ મોટી ધમકાવવા વાળી નાં ભાળી હોય તો. આ જ બાયલું માથાં કાપશે તો ?' કહેતા ગોપાળદાસ પણ હોકાને જોરથી નીચે મૂકી તાડૂકયા.

એ વેવાઇઓનો આ વીરરસ સંવાદ સાંભળનારા ત્યાં ઘણા બેઠા હતા. પણ બંનેનું આવું રૌદ્ર સ્વરૂપ જોઇ કોઈ કોઇને કંઈ કહી શકયું નહિ. ખોડીદાસ ગામની ભાગોળે પહોંચી ગયા પણ વિવેક ખાતર કોઇએ 'આવજો, હુંશે રે'જો ને આવજો' પણ કહ્યું નહિ. અને ખોડીદાસને કોઈએ પાછા વાળવા આગ્રહ કર્યો હોત તોએ તે પાછા તો વળવાના હતા જ નહિ. તેમનો ક્રોધ તેમનાં પગલાંને જોરથી ઉપડાવતો પોતાના ઘરભણી ખેંચી જતો હતો. કોઇ અજાણ્યા માણસને તો રઘવાયા કૂતરાની માફક ઘડીમાં ઊંધું ઘાલી દોડતા તો ઘડીમાં ચાલતા હોય એમ ખોડીદાસ દેખાય. તેમને પોતાનેએ ભાન ન હતું કે તે ચાલે છે કે દોડે છે. અને સામેથી આવતી તેમના ગામની કુંભારની છોડીએ બે વાર, 'ખોડાકાકા, કેમ આમ ખરા બપોરે' કહ્યું છતાં જાણે કંઈ સાંભળ્યું જ ન હોય તેમ તે તો ક્રોધમાં ને ક્રોધમાં ચાલ્યા જતા હતાઃ

'ખોડાકાકા. ઓ ખોડાકાકા' પેલી કુંભારની છોડીએ હાથ પકડીને ઊભા રાખ્યા ત્યારે ખોડીદાસ ભાનમાં આવ્યા.

'હા...કોણ રેવલી કે ?'

'હાં કાકા, તે કેમ આમ ખરા બપોરે. માથુંએ ફાટી જાય તેવો તાપ છે ને ?'

'બસ ઘેર જવું છે. મારે હવે આ ગામનું પાણીએ હરામ છે.' ખોડીદાસની આંખ લાલ થઇ હતી અને ક્રોધમાં તેમનું શરીર ધ્રૂજતું હતું.

'પણ છે શું ? કાંઈ વેવાઈ વેવાઇ લઢી પડયા કે શું ?'

'શું લઢી પડે. એને તે માથે કાંઇ જાત છે? સાળાં સાવ વહવાયાં. બોલવાનુંએ ભાન નહિ. જો બધા ગામની પટલાઈ કૂટવા બેઠા છે.'

'એ તો આ ગોમતી પર ખીજી કરે છે એમાં બોલવાનું થયું હશે.'

'તાણુ બીજું શું? એ શું બીજી કરતી'તી. ગોળમાંથી એનો આંકડોએ ભૂસાવી નાખું. જોઉં છું કેવું નાક લઇને એ ફરે છે તે?'

'મૂઉં, તમે તમારે કરવું હોય એ જ કરજો ને. પણ અત્યારે તો થોડીવાર ઢાળો કરીને જાઓ.'

'ના બુન, તું મરીને કટકા થઇ જાય તોએ હું રોકાવાનો નથી. હવે તો મને ઘર ભેગો થવા દે. મારે તો આ ગામની ધરતી પર પગ પણ મૂકવો નથી.'

'પણ એમાં મારા પર શું કરવા દાઝ રાખો છો? મારે ત્યાં જરા ઢાળો કરીને જાઓ ને?'

'રેવલી તું આજ તો કાંઇ બોલીશ જ નહિ. મારે તો મોડું થાય છે.' કહેતા ખોડીદાસ ચાલવા માંડ્યા.

'કાકા ખરું કહું છું હોં. આવા ખરા બપોરે શું ઘાલ્યું છે. ન રોકાઓ તો ગોમતીના સમ છે.' પણ ખોડાકાકાના કાનમાં તો બીજા જ શબ્દો ગૂંજ્યા કરતા હતા. જેમ જેમ એ શબ્દો યાદ આવતા હતા તેમ તેમ પગલાં જોરથી ઊપડતાં હતાં. ચોમેર લૂ વરસી રહી હતી તેનીએ તેમને ખબર ન હતી. બહારના તાપ કરતાં અંદરનો તાપ વધારે અસહ્ય હતો.

ખોડીદાસના ગયા પછી ઘરની માંડીમાં માત્ર હોકાનો ગડગડાટ જ સંભળાતો હતો. કોઇ બોલવાની હિંમત કરતું ન હતું. ગોપાળકાકાની ગંભીર અને રૌદ્ર મુખમુદ્રા જોઇ બોલનારની હિંમત જ ઓસરી જતી હતી. છેવટે એક જુવાને કહ્યું;

'ગોપાળકાકા, આમ બધાંનો જીવ દૂભાય છે ત્યારે વાત જ પડતી મૂકો ને?'

'એ શું બોલ્યો. એ બે પૈનું માણસ કહેને હું ધમકાઈ જાઉં એમ? હવે તો ઘર ને જમીન વેચવા દા'ડો આવે તોય હા વાત છે. પણ પંદર દા'ડામાં તો બીજી લાવું તાણુ જ હું ખરો.' અને સ્વાભાવિક રીતે જ ગોપાળકાકાનો હાથ મૂછ પર ફરી ગયો.

'પણ આ તો પાડા પાડા લડે ને ઝાડનો ઘાણ નીકળી જાય એ વાળું થયું. મનેએ એમ લાગે છે કે ગોપાળભાઈ કોઈનો ભવ બગાડશો નહિ. આ તો આખો ટોડો* લાજે છે.' વૃદ્ધ જેવા લાગતા એક ભાઈએ કહ્યું અને પાછા હોકો પીવા લાગ્યા.

'જુઓ સો વાતની એક વાત કહી દઉં છું. કોઈએ મારી વાતમાં ડહાપણ કરવું નહિ. તમે તમારે ઘેર જઈને શિખામણ આપજો. આ પેલું જોઈતલું મને નાના મોંએ શિખામણ આપવા આયું છે. હેંડ હેંડ ગધેડીના, જાઓ તમેએ થાયતે કરી લેજો.' ગોપાળદાસ ઉશ્કેરાટમાં ને ઉશ્કેરાટમાં બોલે જતા હતા. પેલો વચ્ચે બોલનાર જોઈતારામ તો ઊઠીને ચાલતો થયો. બીજા એક બેએ મોં કટાણું કરી ઊભા થઈ પોતપોતાના ઘરભણી વળ્યા.

'એમ તમે જેમ ફાવે એમ બોલો છો તે ઠીક નથી કરતા. રદામાં જરા ઉપરવાળાનો તો ડર રાખો. કેમ કાંઈ ન્યાય જેવું યે હશે કે નહિ. તમને એ નહતી ગમતી તો પછી પહેલેથી જ ના પાડી દેવી હતી ને? આ તો છોકરું જણવાનો વખત આવ્યો ત્યારે ભઈશાબને ફારગતી આપવાનું સૂઝે છે. આંહાંહાં...આ તો મોટા ઝાટલીમલના છૈયા થ્યા તે કેમ કોઈ તમને એ શબ્દોએ ન કહે ખરા કે?' પેલા વૃદ્ધથી ન રહેવાયું એટલે હૃદયનો ઊભરો કાઢી નાખ્યો.

'આ મોટી આબરૂવાળી નાં જોઈ હોય તો. ઘરમાં તો ઊંહ કે ચૂંહ થતું નથી ને આંય પારકા ઘેર ચાંપલાશ કરવા આવ્યા છે.

* કુટુંબ–ભાગ.

તમે તમારે થાય તે કરી લેજો. હું તો રમણીઆને બીજી કરવાનો ને કરવાનો.' કહી ગોપાળદાસ માથે હાથ ફેરવતા ફેરવતા આંખોમાંથી અંગારા વરસાવતા બેસી રહ્યા.

'કાંઇ અભિમાન છે. અલ્યા અભિમાન તો રાજા રાવણનેએ નહતું રહ્યું તો તું તો કોણ? આ તો પાસે બે પૈસા છે તે ભઇશાબ કૂદી રહ્યા છે. સારું સારું. કૂદો બાપલા. તમે નહિ કૂદો તો ગામમાં બીજું કોણ કૂદશે!' કહેતા કહેતા પેલા વૃદ્ધ કુબેરદાસ હાથમાં હોકો લઇને ઊઠયા. અને બીજાએ ગણગણતા, ગોપાળદાસ ન સાંભળે તેમ બબડતા બબડતા ચાલવા માંડયા.

હવે તો આખાયે ગામમાં વાત ફેલાઈ ગઈ કે ગોપાળદાસના રમણને બીજી કરવાની છે. વાત તો આમ કયારનીએ ચાલતી હતી પણ કંઈ નક્કી જેવું ન હતું, એટલે મનમાં ને મનમાં વાત ઘોળાતી હતી. અને શરૂઆતમાં તો ગોપાળદાસ પોતે જ બીજી કરવાની વિરુદ્ધમાં હતા. જો કે તે બરાબર જાણતા હતા કે રમણને ગોમતી વહુ ગમતી નથી. પણ એમ ન ગમે એટલે કંઈ બજારુ ચીજની માફક વહુ બદલાય છે?

રમણને ગોમતી ગમતી ન હતી એ સાચું. પણ ગોપાળદાસ આગળ તો તે પોતાનો અણગમો પ્રગટ કરી શકે તેમ ન હતો. ગોપાળદાસનો સ્વભાવ મૂળથી જ તામસી હતો. ગમે તે વાતમાં તડાક કે ભડાક કહેવાની અને કરવાની તેમની ટેવ હતી. ઘરનાં બધાં જ તેમનાથી થરથરતાં હતાં એમ કહીએ તોએ ખોટું નહિ. તેમના આ તામસી સ્વભાવનો પરચો તો રમણની માને જ વધુમાં વધુ જોવા મળતો. ખાવાનું મોડું થયું હોય તો કંઈનું કંઈ કરી નાખે. એમની એવી તો ધાક હતી કે ગમે તે કામ પડતું મૂકીને પણ વેળાસર જમવાનું તો તૈયાર કરવું જ જોઈએ. અને દાળખાટિયું કાંઈ બરાબર ન થયું હોય તો રાંધનારીના તો ભોગ જ. રમણની માને હજુ બરાબર યાદ છે કે ગોપાળદાસે કેટલીએ વાર એમ ને એમ દાળનું કે

કઢીનું તાંસળું પછાડેલું ને રોટલાની છાબડી ઢોરોના છાણમાં નાખી દીધેલી. અને ભૂલેચૂકે રમણની મા જો વચ્ચે બોલી તો તો તેનો રોટલો જ થયો સમજવો. એક વાર તો આવી જ તકરારમાં એવો કલાગો માર વાગેલો કે તેમને બે મહિના તો ખાટલામાં રહેવું પડેલું.

ગોપાળદાસના આ તીખા સ્વભાની ધાક માત્ર ઘરમાં જ હતી એમ નહિ. એક તો તેમને પૈસાની ગરમી હતી અને તેમાં આ બીજી સ્વભાવની ગરમી ઉમેરાઇ; પછી શું બાકી રહે? ધીરધારનો ધંધો એટલે ગામનો ત્રીજો ભાગ તો તેમના હાથ નીચે દબાએલો જ રહેતો. તેમના ખટપટિયા સ્વભાવે તેમને અમલદારોના માનીતા કરી દીધા હતા. એટલે ગમે તેવો માણસ તો તેમની સામે બાથ ભીડાવી શકે તેમ ન હતું. ધીમે ધીમે ગામમાં તેમનું એવું વજન પડી ગએલું કે તેમને પૂછ્યા વગર જાણે કંઈ જ ન થાય. ગામનો મુખી પણ તેમને પૂછ્યા વગર પગલું ન ભરે. અરે એ તો ઠીક, પણ કોઈનું ઘર મંડાતું હોય કે કોઈના છોકરાનો ચાંલ્લો થતો હોય, તેમાંએ ગોપાળદાસ તો પહેલા જોઈએ જ. અને ભૂલેચૂકે તેમને ન બોલાવ્યા તો પછી જોઇ લો તેમનો ઝપાટો. તેમને કોઇ કંઇ કામ માટે બોલાવવા જાય ત્યારે ટેવ પ્રમાણે કહેતા;

'એમાં મારું શું કામ છે? ઠીક ભાઈ તું આવ્યો છે એટલે મારે કંઇ આવ્યા વિના ચાલશે? હું તે કેટલે ઠેકાણે જાઉં?'

અને અવસર ટાણે તેમને કહેવાનું રહી ગયું હોય તો તે તાડૂકી ઊઠતા;

'આ મોટા ઝાટલીમલના છૈયા થઇ ગયા છે તે હવે તો ઘૈડા માણસનો શાનો ભાવ પૂછે? અલ્યા પણ જો છોકરાંથી છાશ પીવાતી હોય ને તો ગામમાં આટલા વાંદા શાના આથડે છે?' અને તક મળે તેમનો પરચો બતાવ્યા વગર ઝંપતા નહિ. આથી ગામમાં એવો રિવાજ જ પડી ગયો હતો કે સારા કે નરસા, નાના કે મોટા કામમાં એ ગોપાળદાસને આગળ કરવા.

રમણ દાક્તરનું ભણતો હતો તે સાચું. તે સ્વભાવે ચબરાક હતો તે પણ સાચું અને આ ઉપરાંત તેનામાં બીજું ઘણું ઘણું હતું તે પણ સાચું. છતાં ગોપાળદાસ આગળ તો તેની જીભ સીવાઈ જતી હતી. કદાચ તે મોટો દાક્તર થયો હોત, તોએ તે કોઈ દિવસ તેના બાપા આગળ તો એમ તો ન જ કહી શકત કે તેને 'ગોમતી ગમતી નથી!' ગોપાળદાસે જ્યારે રમણની મા મારફત જાણ્યું કે રમણને ગોમતી વહુ માટે અભાવ છે ત્યારે જમતાં જમતાં એક વાર કહેલું;

'હવે છોકરમત ન રાખવી જોઈએ. ઘરની આબરૂ સચવાય તેવું બોલવું જોઈએ. ભણતરથી તો માણસમાં શમતા અને વિવેક આવવાં જોઈએ. આજે ઘરનું માણસ નથી ગમતું તો કાલે તને તો તારી મા નહિ ગમે તો પછી શું કરીશ? બીજી મા લાવીશ ખરો?' અને રમણથી તે દિવસે ખાઈ પણ શકાયું નહિ. તેણે ગભરાતાં ગભરાતાં ગોપાળદાસ સામે જોયું તો તેમની આંખમાંથી આગ ઝરતી હતી.

પિતાનો આ મત જાણ્યા પછી તો રમણ સાવ કણકાઈ ગયો હતો. તે ઘણોએ પ્રયત્ન કરી ગોમતીમાં રસ લેવા પ્રયત્ન કરતો પણ તેનું મન તેનામાં ચોંટતું જ નહિ. ગોમતી શા માટે ગમતી નથી એ કારણ તેને જડતું ન હતું. અને ગોમતીમાં શું ખૂટતું હતું? ઘરનાં બધાંએ તેની કામ કરવાની ચાલાકી માટે તો તેને વખાણતાં હતાં. ગોપાળદાસ જેવા સ્વાદિયાએ પણ ગોમતી વહુની રસોઈનાં મુક્તકંઠે વખાણ કરેલાં. રમણને રીઝવવા પણ ગોમતી શું ન હતી કરતી? રોજ રાત્રે તેનું માથું દબાવે, પગચંપી કરે; પણ જ્યાં રમણ જ વાતમાં હુંકારો ન ધરે તેમાં તે શું કરે?

જ્યારે જ્યારે રમણ ગોમતીનો વિચાર કરે ત્યારે જાણે અજાણે તેની સરખામણી તેની સાથે ભણતી કોલેજની છોકરીઓ સાથે થઈ જતી.

અને પોતે જાણે જુદી જ માટીનો ઘડાએલો હોય તેમ ગોમતીને પોતાને માટે સાવ નાલાયક ગણુતો હતો. પોતાનો અસંતોષ તે ઘરમાં તો કોઈની આગળ કાઢી શકતો નહિ. પણ તે ગોમતીને તો કોઈક વાર ધૂકરાવતો;

'તારામાં શું ભલીવાર છે તે તારી સાથે વાતો કરું ? જોને સડી ગએલું તારું મોં. પૂરું બોલતાં તો આવડતું નથી. તું તારે ઢોરાં ચારી ખા.' અને ગોમતી કંઈ પણ જવાબ આપ્યા વગર બોર બોર જેવડાં આંસુથી પતિદેવના પગ ધોતી આખી રાત બેસી રહેતી. ગોમતીની જાડી સાડી જોઈ, પગનાં કલ્લાં જોઈ, હાથનાં બલૈયાં જોઈ, કાનમાં લોળિયાં જોઈ રમણુના મનમાં ઘૃણા ઉપજી, 'આ મારી પત્ની ! કેટલી ગંદી ! કેવી ગમાર જેવી છે. સાવ ડોબું. અરેરે આની સાથે જિંદગી કેમ જશે ?' અને તેના મગજમાં એક પ્રકારનું ભૂત પેસી ગયું કે ગોમતી સાથે તો જીવી જ ન શકાય અને એ ભૂતે રમણુના હૃદયમાં વાસો કર્યો.

ગોમતીને લીધે કહો કે તેના પિતાની લાલ આંખને લીધે કહો; ગમે તેમ પણ રમણુને ઘેર ફાવતું ન હતું. જાણે જકડાઈ ગયો હોય તેમ ગૂંગળાતો હતો. જ્યારે કોલેજની હોસ્ટેલમાં પગ મૂકતો ત્યારે જ તેના જીવને ટાઢક વળતી. પોતાના જીવનમાં રસ નથી. પોતે ખૂબ જ દુ:ખી છે અને આ દુ:ખનો કોઈ ઈલાજ નથી એમ ને એમ વિચારી ઘણી વાર રમણુ ગળગળો બની જતો. તેનો સહાધ્યાયી તેની પત્નીના પત્રો દેખાડતો ત્યારે તો રમણુથી નિ:શ્વાસ નાખ્યા વગર રહી શકાતું નહિ.

'દેસાઈ, અમારી તો જિંદગી છે ?'

'કેમ ?'

'કેમ શું ? આ જીવનમાં તો કોઈ આવો પત્ર લખે તેમ દેખાતું નથી.'

'કેમ પટલાણી રિસાયાં છે કે શું?' દેસાઈએ હસતાં હસતાં કહ્યું.

'યાર સાવ ગામડાનું ડોબું છે. સાવ અભણ માથે પડ્યું છે. અમારી તો કંઈ જિંદગી છે!'

'તો ભણાવવાની જોગવાઈ કરો ને? પેલા મારા મિત્ર જોષીનાં પત્ની અભણ જ હતાં ને? તેમને અહીં સ્ત્રી સંસ્થામાં મૂક્યાં છે. એક વર્ષમાં તો કેવું તેજ આવી ગયું!'

'અને ભણાવીનેએ શું કરે? આપણને જ્યાં દીઠે જ ન ગમે તેનું શું?' મોં પર કંટાળો લાવીને રમણે કહ્યું.

'વાહ યાર! તમેએ માલના રસિયા લાગો છો.' અને દેસાઈ ખૂબ જોરથી હસતો હસતો સીગારેટ પીવા લાગ્યો.

રમણનું આ અતૃપ્ત માનસ, દિલ બહેલાવવા માટે અનેક વળખાં મારતું હતું. તેની સાથે ભણતી છોકરીઓના સહવાસમાં આવવા આભ જમીન એક કરી ચૂક્યો હતો એમ કહીએ તો પણ ચાલે. માત્ર એક મીઠી નજર મેળવવા પણ કૂતરાની માફક પૂંછડી પટપટાવતો તે મીસ નાણાવટીની પાછળ કેટલાએ દિવસ ભમ્યો હતો મીસ નાણાવટીનું એક હાસ્ય તેના જીવનની જાણે સાર્થકતા હોય તેમ રમણ પોતાનું સ્વમાન ગુમાવીને પણ તેને રીઝવવા સર્વ કંઈ કરી ચૂક્યો હતો. માણસમાં માન અપમાન જેવું હોય છે તે પણ તે ભૂલી ગયો હતો. કેટલાએ વિદ્યાર્થીઓની મશ્કરીને પાત્ર ઠર્યો હતો. અને છેલ્લે છેલ્લે એક નાનકડો પ્રસંગ બન્યો તે પછી તો રમણની રેવડી દાણાદાણ થઈ ગઈ હતી.

વાત એમ હતી કે એક વાર મીસ નાણાવટી સ્ટેથોસ્કોપ ભૂલીને આવ્યાં હતાં. અને તે દિવસે તેમને વોર્ડમાં ડયુટી હતી. એટલે સ્ટેથોસ્કોપ મેળવવા પ્રયત્ન કર્યો પણ કોઈ મળ્યું નહિ. એટલામાં રમણનો તેમને ભેટો થઈ ગયો. અને જરા ઠાવકું મોં કરી કહ્યું;

'મી. પટેલ તમારું સ્ટેથોસ્કોપ આપશો?' અને મી. પટેલ ણે સ્વર્ગની અપ્સરાની સાથે વાતો કરતા હોય તેમ,

'Yes, Yes, why not? તમારે રાખવું હોય ત્યાં સુધી ખજો ને' અને વિના વિલંબે ગજવામાંથી સ્ટેથોસ્કોપ કાઢી આપ્યો. તાં જતાં મીસ. નાણાવટીએ મીઠું હાસ્ય કરી, 'થેંક્યું' કહ્યું ને રમણ એ રૂપસુંદરીની પીઠ જોતો જોતો ત્યાં ને ત્યાં જડાઈ ો. એ તો ઝાડુંવાળનારે, 'સાહેબ જરા ખસશો?' કહ્યું ત્યારે તો ને રૂપનું ઘેન ઊતર્યું. અને તે દિવસે કલાસમાં હાજરી ન આપતાં માં જઈ પથારીમાં પડે પડે રમણે મીસ નાણાવટીના હાસ્યને ાંય સુધી વાગોળ્યા કર્યું. કદાચ તેના જીવનનો તે સુખીમાં મી દિવસ હશે!

રમણ સાંજના ડયુટી ઉપર ગયો ત્યારે મીસ નાણાવટી તેને શોધતાં માલમ પડયાં.

'ઓહ, મી. પટેલ લ્યો આ તમારું સ્ટેથોસ્કોપ, મેની મેની ક્સ હોં!' આછું સ્મિત કરતાં નાણાવટી બોલી.

'રાખોને તમે તમારે. હું બીજું લઇ લઈશ.'

'મારે ક્યાં નથી તે? આજે તો હું ભૂલી ગઇ હતી.'

'આટલી મારી યાદ......' રમણ વધારે બોલે તે પહેલાં તો સ નાણાવટી ફૂંફાડો મારી નાગણની માફક, 'Let it go to ll Nonsense!' કહી સ્ટેથોસ્કોપને રીસમાં ને રીસમાં જોરથી યે પછાડી ચાલી ગઇ. અને એક બે મિનિટમાં તો મૂઢની જેમ ેલા રમણને કેટલાએ વિદ્યાર્થીઓ ઘેરી વળ્યા.

'કેમ મી. પટેલ શાનો ખેલ ભજવ્યો? અમને તો કંઇ ખબરે આપી.' કોઇએ કહ્યું.

'અરે યાર! તમે એ વીજળીના ચમકારામાં ક્યાંથી આવી ગયા?' બીજો અવાજ સંભળાયો.

'પટેલને શું તમે કમ ધારો છો? એ તો લટ્ટુ બન્યા છે લટ્ટુ......' અને બધા ખડખડાટ હસી પડ્યા.

'અરે પેલી જરા નખરાં કરે છે એમાં તો પટેલ લેવાઈ ગયા. યાર પ્રેમમાં તો રીસામણાં મનામણાં હોય જ!'

'અરે પ્રેમવીર તે આમ ઢીલા પડતા હશે?' કોઈએ કહ્યું અને ફરી વાર બધા હસી પડ્યા. રમણથી આ હાસ્ય વધુ વાર સાંભળી શકાય તેમ ન હતું. તેનું સ્ટેથોસ્કોપ લઈ નીચે મોં ઢાળી તે જોરથી હોસ્ટેલ તરફ વળી ગયો. અને પાછળથી ન હતું સાંભળવું તોએ,

'એ લટ્ટુજી આવજો. અરે પ્રેમવીર જુઓ જુઓ તમારો માલ તમને બોલાવે. વાહ વાહ......મજનું ઘાયલ હો ગયા...' અને કારમું હાસ્ય તો ઠેઠ હોસ્ટેલ સુધી સંભળાતું હોય એમ લાગ્યું. ઓરડીનાં બારણાં જોરથી બંધ કરીને તે સૂટને પહેરેલો ને પહેરેલો રાખી પથારીમાં પડ્યો. કાને આડા હાથ મૂકયા તોએ કોણ જાણે ક્યાંયથી પેલું હાસ્ય સંભળાયા કરતું હતું.

અને તે દિવસથી આંખીએ કૉલેજમાં રમણ 'લટ્ટુ'ના નામે ઓળખાવા લાગ્યો.



## ૨

# કોણ વધારે દુઃખી ?

રાધાગોરી ગ્યાંતાં પાંણી રે, કાનુડે મને જતે જાણી રે
કાનુડે મને જતે જાણી રે, કાનુડે દોટ મૂકી રે
કાનુડે દોટ મૂકી રે, કાનુડે સોટી ભાગી રે,
ઊભીરે બેડલાવાળી રે, સોનલા ચૂડલા વાળી રે,
તારું સુન્દર મુખ દેખાડ મુજને મોહ લાગ્યો રે,
ગુલાબસંગ એ શું બોલ્યા, હૈયામાં વાત ન રાખી રે
હૈયામાં વાત ન રાખી રે, હૈયામાં નાખો ગાંડી રે,
હૈયામાં નાખો ગાંડી રે, નંદાશે મારી મહીની દૂણી રે,
નંદાશે મારી મહીની દૂણી રે, સંતાશે મારી ચંદન ચૂડી રે.

આ ગરબાની હલક અને ગવરાવનારનો મીઠો કંઠ સાંભળ્યા પછી રમણને લાગ્યું કે ગામડામાં પણ ક્યાંક ક્યાંક તો કોકિલ કંઠ હોય છે. અને તેને એ કંઠ એટલો તો મીઠો લાગેલો કે તેનાથી ગવરાવનારનું નામ પૂછ્યા વગર ન રહેવાયું. અને જેમ ચંચળનો કંઠ મીઠો હતો તેમ તેનો દેહ પણ ક્યાં મીઠો ન હતો ? તેનો ચંપાવર્ણો દેહ, તેનું નમણું નાક, ચમકતી આંખો અને આકર્ષક મોં રમણને પહેલી જ નજરે ગમી ગયાં. અને તેના મનમાં થઈ ગયું, 'ગામડામાં પણ રૂપસુંદરીઓ તો હોય છે.'

ચંચળને મરચી લેતાં જોઈને તો રમણ પાણી પાણી થઈ ગયો. તેના અંગમરોડ, ઢોલની સાથે જ તાલબદ્ધ આવતો તેનો ઠમકો, તેના દેહની અને હાથની હલક સર્વ એક દશ્ય ચિત્ર જેવાં બની જતાં હતાં. ઢોલીએ રંગમાં આવી ગયો હતો. ચંચળ સામે કોઈ લાજ કાઢીને નવોઢા બાઈ મરચી લેતી હતી. કોઈ કોઈથી ઊતરે તેમ ન હતું. જાનૈયા અને ગામના લોકો વર્તુલાકાર કરી ઊભા રહ્યા હતા. ચંચળનો ઉત્સાહએ માતો ન હતો. ઢોલી, ચંચળ અને પેલી બાઈ ત્રણે એક જ તાલમાં નાચી રહ્યાં હતાં. ઢોલી જરા જોરથી તાલ આપવા લાગ્યો અને ચંચળ તો જાણે જમીનથી અદ્ધરને અદ્ધર નૃત્ય ન કરતી હોય તેમ મરચી લેવા લાગી. પેલી બાઈ પણ એટલો જ સુંદર અંગમરોડ કરતી તાલબદ્ધ મરચી લેતી હતી. રમણનું દિલ પણ જાણે અદ્ધર અદ્ધર નૃત્ય કરવા લાગ્યું. કોણ તાલ ચૂકે છે, પહેલું કોણ થાકે છે તે જોવા કેટલીએ આંખો ટાંપી રહી હતી રમણની આંખો તો ચંચળના મોં પર જ જડાઇ ગઈ હતી. તેનું મોં લાલઘૂમ થઈ ગયું હતું. તેના માથાના વાળની લટ તેના મોં પર તેની સાથે નાચ્યા રહી હતી. પસીનામાં ભાલ-પ્રદેશનો ચાંદલો પણ ભૂસાતો હતો. પણ રમણને તો શંકરને રીઝવવા નૃત્ય કરતી ભીલડી જેવી ચંચળ લાવણ્યમયી લાગી. આ ગ્રામનૃત્યની રમઝટ જામી હતી. ઢોલી તાનમાં આવી ઢોલ સાથે ગોળ ઘૂમતો જાય અને તાલ આપતો જાય. વચ્ચે વચ્ચે તો તેના પગ, ઢોલ અને તાલ આપતો તેનો હાથ એ બધાંએ નૃત્યમય થઈ જતાં હતાં. અને એ ઢોલના તાલ પ્રમાણે તાલમય બની જઈ મરચી લેતી ચંચળ અને પેલી સ્ત્રી પણ કોઇ સંપૂર્ણ ચિત્ર ઊભું કરતાં હતાં. ચંચળના દેહનું અનુપમ સૌન્દર્ય અત્યારે નૃત્ય કરતી કોઈ દેવાંગના જેવું સોહી રહ્યું હતું. ચંચળના પગ જમીન પર કયારે અડકતા, તે પગથી કયારે ઠમકો લેતી, હાથથી કયારે તાલ આપતી વગેરે કોઈ કળી શકતું નહતું વીજળીની ઝડપથી આખું એ નૃત્ય થતું હતું.

પ્રેક્ષકોના જીવ અદ્ધર થઇ ગયા હતા. શ્વાસ મૂકે તો એ અવાજ સંભાળાય એવી ચૂપકી પથરાઇ હતી.

રમણે તેની જિંદગીમાં આવું અનુપમ અને અદ્‌ભુત નૃત્ય પહેલી જ વાર જોયું. ઢોલ ચંચળ અને પેલી સ્ત્રીના સુમેળથી એક સર્જાતા નૃત્યનું ચિત્ર રમણુ એકીટશે જોઇ રહ્યો. આંખ ધરાતી જ ન હતી. જાણે આખું દશ્ય આંખમાં જ સમાવી દઉં એવી તેને અધીરાઈ થઇ ગઈ હતી.

ચંચળના મોં પર થાક દેખાતો હતો. ઢોલીએ ઢીલો તો પડયો હતો પણ ત્રણેમાંથી કોઈ કોઈને મચક આપતું ન હતું. છેવટે કોઈએ કહ્યું અને ઢોલીને ઢોલ વગાડતો બંધ કરાવ્યો ત્યારે મરચી લેતી ચંચળ ભાનમાં આવી. જાણે આકાશમાંથી નીચે ઊતરી હોય તેમ લથડિયાં ખાતી ખાતી ઊભી રહી અને તેની બેનપણી તેને પકડીને પાલવ વડે પવન ઢોળવા લાગી. શ્વાસોચ્છ્‌વાસને લીધે ચંચળનો ઉર-પ્રદેશ પણ થડકતો હતો. હાંફને લીધે તેનું નાક ફૂલતું હતું. તેના મોં પર પસીનાનાં બિંદુ જામ્યાં હતાં. જાણે કમળ પર ઝાકળ બિન્દુ જામ્યાં! તેના કપાળ પર લટકતી પેલી વાળની લટ તેના સૌન્દર્યમાં ઓર વધારે કરતી હતી. તેની આંખમાંથી એક પ્રકારનાં સૌમ્ય અને શીળાં કિરણો નીકળતાં હતાં. સૂર્યના પ્રખર તાપને લઈ કોમળ અને મૃદુ પુષ્પ કરમાઇ જાય તેમ ચંચળ પણ જરા કરમાએલી લાગતી હતી. છતાં તેના એ કરમાએલા જેવા મોં પર પણ સૌન્દર્યની ઝલક લુપ્ત થતી ન હતી. એ સૌન્દર્યને ટાળાને વીંધીને બે આંખો નીરખી રહી હતી. એ આંખો સાથે ચંચળનાં નમણાં નયનો મળ્યાં ન મળ્યાં ને લજ્જાથી જમીન પર જડાઇ ગયાં.

પેલા પ્રસંગ પછી રમણને મીસ નાણાવટી પર તિરસ્કાર આવ્યો હતો છતાં ચંચળની સરખામણી તેનાથી નાણાવટી સાથે થઇ ગઈ. ચંચળના ગાલની સુરખી તેના દેહમાંથી નીતરતું જોબન,

હૃદયમાં ચમકી રહે તેવી પેલી એ કીકીઓ, આંખમાંથી વર્ષતો ચંદ્રિકા જેવો શીળો પ્રકાશ અને દેહલાલિત્ય કોઈ રીતે નાણાવટીથી તેને ઊતરતું ન લાગ્યું. ઊલટું તેને એમ થઈ ગયું કે નાણાવટી પાઉડરના થેપલા કરે છે તોએ તેનામાં ચંચળના ગાલ જેવી લાલીમા અને દેહલતા આકર્ષક તો નથી જ લાગતી.

રમણ તેના કાકાના છોકરાની જાનમાં આવ્યો હતો. સાથે ગોમતી પણ હતી. રમણ મોટે ભાગે તો કોઈની જાનમાં જતો જ નહિ. તેને ઊંડે ઊંડે એમ જ લાગ્યા કરતું હતું કે આ ગામડિયાઓ સાથે શું મઝા પડે? વાત કરતાં પણ ન આવડે. ઢોર જેવા જડ. તેમની સાથે તે શું જવું? અને તેનું ચાલત તો આ જાનમાં પણ ન જાત. પણ આ તો ગોપાળદાસનો આગ્રહ એટલે રમણની શું જીગર હતી કે તે નકારી શકે. જોકે ચંચળ જોયા પછી તો તેનું ત્યાં આવવું પણ તેને સાર્થક લાગ્યું.

રમણને ગોમતી કરતાં તો ગમે તે સ્ત્રી સારી જ લાગતી હતી. અને ચંચળને જોયા પછી તો રમણનું દિલ જ કામ કરતું ન હતું. તેની નજર આગળથી ચંચળનું ખીલેલા કમળ જેવું મોં ખસતું ન હતું. અને તેનાથી ન રહેવાયું એટલે તેણે સરખા સરખા આગળ કહી પણ દીધું,

'જોયું આ આપણા સમાજની રચના. આવું સુંદર પુષ્પ કોણ જાણે કોને હાથે પડશે. આવી છોકરી કોઈ ગામડિયાને હાથે પડે, બિચારી કચરાઈ જ જાયને? આવી તો કેટલાંનીએ જિંદગી ધૂળ થતી હશે.' અને તે ચંચળની વાતમાં વધુ ને વધુ રસ લેતો ગયો.

રમણ આમ તો બધામાં સહેજ જુદો તરી આવતો હતો. જાનૈયાઓમાં આવો ફૂટડો અને છેલબટાઉ જુવાનિયો બીજો કોઈ ન હતો. બગલાની પાંખ જેવાં ધોળાં બાસ્તા જેવાં કપડાં, હવામાં ફરફરતા માથાના મુલાયમ વાળ, ચકચકતા પગના બૂટ: આ બધાથી

રમણ બધાનું ધ્યાન ખેંચતો હતો. તેનો શહેરી માણસ જેવો સીનો ગ્રામજનોને તેની તરફ વિશિષ્ટ ભાવથી જોવરાવતો હતો.

ચંચળને પણ આ રંગીલા નવજવાનને શોધી લેતાં વાર ન લાગી. તેની મસ્તીભરી આંખો, માખણ જેવું કૂણું ને સુંવાળું શરીર, મોં પર રમી રહેલું સ્મિત ચંચળને પણ જોવું ગમે તેવું હતું: અને ચંચળે જાણ્યું કે રમણ તેને ધારી ધારીને જોઈ રહ્યો છે. ત્યારે તો તેનું હૃદય ઊંડે ઊંડે પણ હસી રહ્યું હતું.

જાન જમવા બેઠી. બહાર બૈરાં ગાતાં હતાં. ચંચળ રમણને જોઈ શકે તે રીતે ઊભી રહી ગાતી હતી, અને વારંવાર બંનેનું તારામૈત્રક થતું હતું. ચંચળનું હૃદય ઉન્માદે ચઢયું હતું. રમણની નજર ઝીલવા તેનાં નયનો આતુર રહેતાં હતાં. અને રમણને પણ ચંચળને જોઈ એક પ્રકારનું ઘેન ચઢતું હતું. થોડીવાર રહી ચંચળે એક ગાણું ઉપાડયું:

મારે આંગણે તલાવડી રે,
મહીં માછલી રોળાય...
જેવી માછલી રોળાય એવા રમણદા રોળાય
જેવી માછલીનાં રૂપ એવા રમણદાનાં રૂપ.
જેવી માછલી ગંધાય એવા રમણદા ગંધાય.
જેવા માછલીના ડોળા એવા રમણદાના ડોળા.
જેવું માછલીનું પેટ એવું રમણદાનું પેટ.

ચંચળ હરખભેર ગાયે જતી હતી. અને વચ્ચે વચ્ચે રમણ સામે જોઈ આંખના પલકારા કરે જતી હતી. રમણનું ખાવામાં તો ધ્યાન હતું જ નહિ. ચંચળની આંખમાં ઝમકતી વીજળી જોયા પછી તો રમણની ભૂખ પણ સમી ગઈ.

બધા જમીને બહાર નીકળ્યા. રમણ પણ સૌની સાથે ઊઠયો. લાગ જોઈ ચંચળે તેના પર એક ડોલ પાણી રેડી દીધું.

' એ તો જરા ટાઢા કર્યા. રમણલાલ ઘેરથી નાયા વના આયા હશો તે નવરાયા. ' ચંચળની બેનપણીએ કહ્યું. રમણે પણ પ્રેમવારીમાં ન્હાતો હોય તેમ મીઠી નજરે ચંચળ સામે જોયું. ચંચળે એક જ નજરમાં ઘણું ઘણું કહી દીધું.

રમણ ચંચળને હૃદયમાં લઈ જાનમાંથી ઘેર આવ્યો.

ચંચળને જોયા પછી તો રમણની ગોમતી માટેની રહીસહી દિલસોજી પણ ચાલી ગઈ. તેને મનમાં એમ થઈ ગયું કે ' ગામડામાં પણ આંખ ઠારે તેવી સુંદર છોકરીઓ હોય છે ખરી, માત્ર આ જ ડોબું મને માથે પડયું છે. ગોમતી તેને રીઝવવા, તેને પોતાનો કરવા ઘણુંએ કરતી પણ રમણના પેટમાં પાણીએ હાલતું નહિ. રમણની રજાઓ પૂરી થવા આવી હતી. છેવટે સઘળી હિંમત ભેગી કરી ગોમતીએ રમણના પગ દબાવતાં દબાતાં કહ્યું,

' સાંભળ્યું ! બજ્યું મેં તમારું શું બગાડયું છે તે તમે આમ આવા ને આવા રહો છો ! ' પતિદેવ પડ્યા પડ્યા સાંભળ્યા કરતા હતા.

' તમે નકાંમા ખોટું માંની બેઠા છો. હું તો તમને હથેળીમાં રમાડું એવી છું. અને તમારા માટે તો...... '

' રહેવા દે, બસ હવે ઊંઘવા દે. ' હીમ જેવા ઠંડા શબ્દો સરી પડયા. ગોમતી જરા ડણકાઈ ગઈ. જેમ હીમ પડતાં હસતો ફૂલ છોડ ઠરી જાય એમ.

' મારા નસીબમાં આટલુંએ નહિ રે'વા દો. તમારા આ રૂપાળા પગને યાદ કરી દા'ડા કાઢયોય. ' ગોમતી ના કહેવા છતાં પગ દાબે જતી હતી.

' બસ. મને ઠીક પડતું નથી. મને આ તારી ટેવ નથી ગમતી. ' પડખું બદલી રમણ બોલ્યો.

'પવન નાખું ? અમારે બૈરા માણસને તો પંડના આદમીની સેવાચાકરીથી શું વધ્યું ? મારો શો વાંક ગુનો છે તે તમે આમ જાણે મારાથી દાઝી મરતા હોય એમ આઘાને આઘા રહો છો. મારા પર દયા......

'હું ક્યાં તારો વાંક કાઢું છું તે ? આજે આ શું પુરાણ કાઢ્યું છે ?'

'મારું પણ એ જ કહેવું છે ને કે મારો કાંઈ વાંક ગુનો નથી તો પછી શું કરવા મારી આંતેડી કકળાઓ છો ? કેમ મારા રદામાં કાંઈ નહિ થતું હોય ? જાણે હું તમને ગમતી જ નાં હોઉં એમ...' ગોમતી આગળ બોલી શકી નહિ. કહેવાનું તો ઘણું હતું પણ જીભ જ ઝલાઈ ગઈ. અને રમણ પણ 'મને ઊંઘ આવે છે' કહી ચૂપ-ચાપ પડયો રહ્યો. ગોમતીના 'હું તમને ગમતી જ નાં હોઉં' શબ્દો કાનમાં ગુંજી રહ્યા. તેણે ઘણા દિવસે વિચાર કર્યો ગોમતી શા માટે ગમતી નથી ? તેનામાં શું નથી? અને પૃથ્વીની પ્રદક્ષિણા કરી માણસ હતો ત્યાંને ત્યાં આવે તેમ રમણને ઘણા મંથન પછી પણ એક જ કારણ જણાયું અને તે 'ગોમતી ખૂબસૂરત ન હતી.'

ગોમતી અભણ હતી તેની ના નહિ પણ ગોમતી લાગણી શૂન્ય હતી તેમ તો રમણથી પણ કેમ કહી શકાશે ? ગોમતી પ્રેમાળ હતી, તેના હૃદયમાં પણ વ્હાલસોઇ પત્ની બનવાના કોડ હતા, તેને પણ પતિ સાથે પ્રેમમસ્તી કરવી હતી. માત્ર તે પોતાની આવડત પ્રમાણે રમણ આગળ સંકોચાતાં સંકોચાતાં પોતાના ભાવ પ્રગટ કરતી હતી તેટલું જ.

ચંચળને જોયા પછી રમણની આંખમાં એક પ્રકારનું ઘેન રહેતું. પોતે કોઇનો પ્રેમી છે એ વસ્તુનું ભાન તેને મસ્ત રાખતું. અને તેનું હૃદય તો ચંચળને પોતાની કરવા તલસી રહ્યું હતું. ચંચળના નામનો અંદરથી કોઈ પોકાર કરતું હતું. ચંચળ પણ પોતાના ગોળની જ

હતી ને ? અને...અને તેના જેવો આખાએ ગોળમાં બીજો કયો મુરતિયો હતો ? મારા જેવો જમાઈ ?...હા...હા...ચંચળનાં માબાપ તો ખુશ ખુશ થઇ જાય. પણ ? પણ......આ ગોમતીનું શું ? બસ એજ મારા સુખની આડે આવે છે. એજ મોટામાં મોટું વિઘ્ન છે. ગોમતી...ગોમતી...અરેરે એને શું કરી નાખું ? એનાં જડમૂળ કેમ કરીને ઉખડી જાય. એ વચ્ચેથી જાય તો...તો પછી શું બાકી રહે...પણ તેનું શું ? અને ગોમતી જ તેના સુખની આડે આવે છે એ શોધ પછી તો રમણનો ખોફ ગોમતી પર ઉતરી પડયો. પહેલાં તો માત્ર બોલ્યા ચાલ્યા વગર રહેતો તેને બદલે હવે ગોમતીને ધમકાવા લાગ્યો. અને કોઈક વાર તો મારઝૂડ પણ કરવા લાગ્યો. કુંભાર પોતાની રીસ ગધેડા પર કાઢે તેમ તે ગોમતી પર પોતાની અકળામણ, ખીજ અને જીવનનો કંટાળો ઠાલવવા લાગ્યો. ગોમતી જતાં જીવનમાં સુખની સરિતા વહે તેમ તે મનથી માનતો થયો.

રજાઓ પૂરી થતાં રમણ જવાની તૈયારી કરી રહ્યો હતો. સવારની જ ગાડીમાં જવાનું હોઈ તે રાત્રે મેડા પર ફાનસ લઈ એકલો કપડાં ગોઠવતો હતો. ગોમતી કયાંય સુધી ત્યાં ઊભી રહી પણ રમણે તેના સામે નજર સુદ્ધાં પણ ન કરી. છેવટે ગોમતીને જ મૌન તોડવું પડયું;

‘ શરીર સાચવજો...’ જવાબમાં રમણે માત્ર ઊંચે જ જોયું. મોં મલકાવી, સહેજ લજ્જાથી ગોમતીએ આગળ કહ્યું; ‘ કોઇકવાર મને સંભારજો ને સમાચાર મોકલતા રહેજો......’

‘ જા મરને. મોટી સમાચારવાળી ન જોઈ હોય તો ! મારું લોહી પીધા વગર જઈશ. જા નીચે મારે તારું કામ નથી. ’

‘ પણ તમે શું કરવા ખીજાઓ છો ? ’ ગભરાતાં ગભરાતાં ગોમતીએ કહ્યું.

'હજામત કરવા. તું જીવીશ ત્યાં સુધી મને સુખ દા'ડો નથી. કૃપા કરી તું મારું લોહી પીશ નહિ' અને તેના મોં પર તિરસ્કારની એવી કાતીલ રેખાઓ અંકાઈ ગઈ કે ગોમતીથી તે જીરવવી મુશ્કેલ હતી.

બીજો દિવસ હોત તો ગોમતી ચૂપચાપ બોલ્યા સિવાય ચાલી જાત. પણ આ તો છેલ્લો દિવસ હતો. અને હવે મળવાનું ક્યારે? ઉનાળામાં તો એ ક્યાંથી ભેગા થવાના હતા. હતી એટલી હિંમત ભેગી કરી ગોમતી પાછી બોલી.

'પણ.........પણ........ઉનાળામાં તો કદાચ ન પણ મળાય.........'

'મારે પણ એજ જોઈએ છે' ઊંચે જોયા વિના રમણ બોલ્યો.

'આ તો......તમે સમજ્યા નહિ......બળ્યું કે'તાંએ શરમ આવે છે......આ તો એમ કે મારે સુવાવડ ઉપર......' જીભે આવેલું કેટલુંએ પાછું જતું રહ્યું.

'મારે તારું કંઈજ સાંભળવું નથી.' ત્રાડ પાડી રમણ બોલ્યો. ગોમતી થરથરી ગઈ. તેની બોલવાની હિંમત ઓસરી ગઈ. છતાં હૈયું પોકારી રહ્યું હતું;

'આ દાસીને તરછોડશો નહિ. હું તો તમારી ચરણરજ છું. મારે તો તમે જ શીરછત્ર છો. તમારાં ખાસડાંમાં પડી રહીશ. તમારી સેવા ચાકરી કરીશ.'

ગોમતી મૂઢ જેવી ત્યાં ઊભી રહી. જાણે પાષાણુ પૂતળી. રમણથી તેની હાજરી સહન ન થતી હોય તેમ ફરીવાર તે બોલ્યો,

'કેમ? જા મારી નજર આગળથી ચાલી જા. શું જોઈને તું ઊભી રહી છે?

'મારે......મારે તમારી સાથે......' ગોમતીનો અવાજ ફાટી ગયો. તેણે ઘણાએ પ્રયત્ન કરી આંસુને રોકી રાખ્યાં હતાં છતાં

તેએ રમણુની માફક નફ્ફટ થઈ પૂરજોશમાં વહેવા લાગ્યાં. ગરમ લાય જેવું એક આંસુ રમણના પગ ઉપર પડ્યું અને મિજાજ ગુમાવી તે તાડૂકી ઊઠ્યો,

'પાછી ચાળા કરે છે કેમ? ચલ ચલ અહીંથી મારી આગળ આ ઢોંગ...નહીં ચાલે...' કહી ગોમતીનો હાથ પકડી તોછડાઈથી દાદરે જઈને મૂકી આવ્યો.

તે રાત્રે ગોમતીનાં ધ્રૂસકાં પરોઢિયા સુધી સંભળાયાં હતાં.

રમણની બાને તો ખબર પડી ગઈ હતી કે વહુ દીકરાને બરાબર મેળ ખાતો નથી. તે બે વચ્ચે થતા ઘર્ષણના ઉડતા તણખા તેમણે પણ જોયા હતા. પણ 'એ તો ધીમે ધીમે ઠેકાણે આવી જશે. કંઈ ઘર ચલાયા વિના છૂટકો થવાનો છે' એમ માની તે ચૂપ જ રહ્યાં હતાં. તેમણે ગોપાળદાસને પણ કંઈ વાત ન કરી.

ગોમતી છાને છાને રોજ આંસુ સારતી. તેની સાક્ષી તો પથ્થરની ઘંટી સિવાય કોઈ ન હતું. પણ એક બે વાર નાની નણંદ શાન્તા તેને રડતાં જોઈ ગઈ હતી અને તેણે માને કહી પણ દીધું;

'મા, ભાભી રોજ રો રો કરે છે.'

'શું કરવા રોવે તે?'

'મેં તો ઘણુંએ પૂછ્યું પણ કહેતાં જ નથી. મેં કહ્યું મારા ભૈ સાંભરે છે, પણ ઊલટાં એ તો લહકે ને લહકે રોવા માંડયાં.' રમણની મા બધું સમજી ગયાં. એક વાર સાથે જમતાં તેમણે વાત ઉપાડી.

'તે વહુ તું દા'ડે દા'ડે કેમ સૂકાતી જાય છે? અને કેમ ખાવાનું ઓછું કરતી જાય છે? કાંઇ શરીર સારું રે'તું નથી?' ઘણા દિવસે આટલુંએ પૂછનાર કોઈ મળ્યું તેથી ગોમતીનું હૃદય ભરાઇ આવ્યું અને આંખમાંથી ડબક ડબક આંસુ ખરવા લાગ્યાં.

'હેંડ હેંડ ગાંડી રાંડ. આ શું કરે છે? મારી આગળ આ નહિ ચાલે! જો રોવું હોય તો જા તારે પિયેર. અહીં તો બે માણસ જાણે તો ઘરની લાજ શરમ શું? અને તારા સસરા જાણે તો એ કેટલું કરી દે, ખબર છે? શાં મોટાં દુઃખ પડી જ્યાં છે તે રોવા માંડ્યું?'

'હું ક્યાં દુઃખની વાત કરું છું તે?' આંખો લુછતાં લુછતાં ગોમતી બોલી.

'તારૂ રોવાનું કાંઈ કારણ હશે કે નહિ. કાંઈ ખાવાપીવામાં દુઃખ છે? કોઇ કાંઇ બોલ્યું, અને ઘર છે તે વળી બે શબ્દ કહેવાએ પડે. આંહાં......હાં......હાં......આખા મલકમાં કોઈને કાંઇ કોઈ કહેતું જ નહિ હોય?' ગોમતી ચૂપચાપ ખાતી હતી. તેની આંખો-માંથી આવતાં આંસુને સંયમની પાળ કરી રોકી રાખતી હતી. સાસુજી તો ભાષણ કરે જતાં હતાં;

'બહાર કોઈ જાણે તો કેવું લાગે એનો વિચાર કરો છો? તારે તો ઠીક પણ અમારે તો માથે લાજ શરમ છે હોં કે? છોકરમત છે. એને કાંઇ દનિયાંનું ભાન છે. જેમ ફાવે તેમ બોલી દે તેમાં શું? ખબરદાર જો ઘરમાં એકે આંસુ પાડ્યું છે તો પછી મારા જેવી કોઈ ભૂંડી નથી હા.'

આ પછી તો ગોમતીની સ્થિતિ વિકટ બની ગઈ. હૃદયમાં દાવાનળ લઈ હસતું મોં રાખી ફરવું પડતું. અને તેના દુઃખનો કોઈ ઈલાજ ન હતો. તેના દિલનો કંટાળો તેને કોઇકવાર તો અસહ્ય લાગતો અને રાત્રે પડીપડી ગળગળા અવાજે પ્રભુને પ્રાર્થના કરતી.

'ઓ ભગવાન. મેં ગયા ભવ શાં પાપ કર્યાં હશે તે મારે આ ભવ આ દખ સહન કરવાં પડે છે. ઓ પરભુ એમને માટે હું શું કરું તો મારે માટે એમને રદામાં ભાવ થાય. મારે કોને જઇને

કહેવું ? અરર......આના કરતાં તો પરભુ મને લઇ લે તોએ નિરાંત. મારે તો માથે ધણી છે તોએ હખનો દા'ડો ના ભાળ્યો. ઓ ભગવાન મારું કોણ......' અને ગોમતી ગોદડી ભીંજવતી સવારની રાહ જોતી પડી રહેતી.

જેમ ગોમતી દુઃખી હતી તેમ રમણ પણ દુઃખી તો હતો જ. જો કે બંનેના દુઃખમાં ફેર હતો. અને બંનેમાંથી કોણ વધારે દુઃખી હતું તે પણ કહેવું મુશ્કેલ હતું. રમણ ગોમતીની ચિંતામાં અને તેના હૃદયની અતૃપ્ત વાસનાને લીધે બરાબર વાંચી શકતો ન હતો. ગઈ પરીક્ષામાં તો તે નાપાસ થયો હતો. કૉલેજમાં એક-વાર મંથાવટી હલકી પડી ગયા પછી તો તે કોઈની આગળ હસીને વાત પણ કરી શકતો ન હતો. એટલે હૃદયનું દુઃખ હૃદયમાં જ દબાવવું પડતું હતું. ઓછામાં પૂરું નાપાસ થયો એટલે ઘેરથી ગોપાળદાસનો પણ ઠપકો આવ્યો હતો.

'હવે તું નાનું છોકરું નથી. તારે ભણવામાં કાળજી રાખવી જોઈએ. હવે અમે કયાં સુધી તારી પાછળ ખરચ કરીએ. મારી પાસે કાંઈ ભંડાર ભર્યો નથી કે તને કાઢી કાઢીને આપી દઉં. શી રીતે પૈસો પેદા થાય છે તે તો અમારું મન જાણે છે. માટે અભ્યાસમાં જ બરાબર મન પરોવ. અને બીજી બધી ચિંતા છોડી દે. શરીર સાચવજે.' કાગળ વાંચી રમણ બબડયો 'તેમને શું ખબર પડે કે મારા હૃદયમાં અત્યારે જ્વાળામુખી ફાટયો છે. મારું હૃદય ચંચળને ઝંખી રહ્યું છે, અને એના વગર મને શાંતિ વળવાની નથી. મને શું થાય છે તે તો મારું મન જાણે છે. રાત્રે પૂરી ઊંઘ પણ આવતી નથી. કંઈક ગુંગળામણ થતી હોય તેમ થાય છે. અને કોને જઈ આ કહું ? મારી તો કંઈ કફોડી સ્થિતિ છે ! દિલમાં આટલું દર્દ હોય ત્યાં કેવી રીતે વાંચીએ શકાય ?'

રમણ સામાન્ય રીતે ભણવામાં સારો વિદ્યાર્થી હતો અને તે

નાપાસ થયો એટલે વિદ્યાર્થીઓને પાછો મશ્કરીનો ખોરાક મળ્યો. 'અરે કેમ લટ્ટુજી ! જયુબીલી ઉજવી કે શું ?'

'તું એ વાર ભૂલ કરે છે ને ! લયલા નાપાસ થાય પછી મજનું તે શી રીતે પાસ થાય ? આનું નામ તે શુદ્ધ પ્રેમ. વિશુદ્ધ પ્રેમ, Spiritual love સમજ્યા ?' અને બોલનારે એક આંખનો ખૂણો દબાવી એવો નફ્ફટ અભિનય કર્યો કે જોનાર બધા હસી પડયા. રમણને ત્યાંથી પોબારા ગણવા પડયા.

ખરું કહીએ તો રમણને શરીરની અને મનની ભૂખ લાગી હતી. અને પોતાની વાસના તૃપ્ત કરી શકે તેવું તેને કોઈ પાત્ર મળતું ન હતું. આથી તો તેની આકળામણ અનેક ઘણી વધી પડી હતી. ગોમતી તો તેના કમનસીબે ચોંટેલી જ હતી, પણ તેને શું કરે ? તે કંઈ તેના પ્રેમને સમજી શકે તેમ હતી ! તે વળી કયાં ભાવના, મહેચ્છા અને અભિલાષાઓને સમજી શકતી હતી ! એ 'ડોબું' તો સાવ નાલાયક નીવડયું હતું. પણ એથી તો રમણની અકળામણ અનેક ઘણી વધી પડી હતી. મનમાં ને મનમાં તેણે કેટલીએ વાર કહેલું.

'મને શા માટે નાનપણમાં પરણાવી દીધો. મારા પિતાએ મારું જીવન ધૂળ કર્યું છે. એની સાથે......એ ડોબાની સાથે તે કેમ જીવાય ? છી. એ તે કંઈ રીત છે ? બાપા ભૂલ કરે ને સહન હું કરું ? એ કોના ઘરનો ન્યાય ? બસ મારે એ ન જોઈએ, મારો માર્ગ હું કરી લઈશ.'

પોતાની મેળે માર્ગ કરી લેવાના અનેકવાર નિર્ણયો કર્યા છતાં રમણ કંઈ જ કરી શકયો નહિ. માણસ જ્યારે પોતાની ઇચ્છાઓને બર લાવી શકતો નથી ત્યારે જ તેની અકળામણ વધી પડે છે. અને તેના દુઃખનો પાર રહેતો નથી. કીડીઓના ચટકાથી જેમ ફણીધર પોતાની ફણા પથ્થર પર પછાડે અને પરિણામે બમણો ઘાયલ

થાય તેમ રમણ પણ આવા ફૂંફાડા મારી મારીને પછડાતો ને બમણો દુઃખી થતો. તેને તો એમ જ થઈ ગયું હતું કે જગતમાં તેના જેટલું કોઈ દુઃખી જ નથી.

રમણુની પેલી અતૃપ્ત વાસના તેને ક્યાંયને ક્યાંય ઘસડી જતી હતી. મીસ. નાણાવટીના પ્રસંગ પછી તો તેની હિંમત કોલેજની કોઇ પણ છોકરી સાથે વાત કરવાની પણ રહી ન હતી. પણ રમણ બીજે માર્ગે વળી ગયો. તેને વૉર્ડમાં ડ્યુટી પર તો જવાનું હતું. અને નર્સની સાથે સહવાસમાં આવવું પડતું. તેણે ધીરે ધીરે બીજાઓની માફક નર્સની સાથે સંબંધ વધારવા માંડયો. ભેટોની આપલે થવા લાગી. અને રમણને જે 'મીઠી નજર' જોઈતી હતી તે પણ મળવા લાગી.

રમણે એ નર્સના સહવાસમાં આવ્યા પછી જાણ્યું કે તેની મશ્કરી કરનારા, તેને 'લટ્ટુ' કહેનારા, તેની પહેલાં કેટલીએવાર 'લટ્ટુ' બની ચૂકેલા હતા. રમણની બુદ્ધિએ આ બધામાંથી આશ્વાસન શોધ્યું.

'આપણે એકલા ક્યાં આવા છીએ. આપણા જેવા ઘણાએ પડયા છે ને, તેમના કરતાં તો સારા છીએ ને ?'



૩

## ચંચળ

ઇસ્તિરીબંધ સૂટ પહેરી રમણ હોસ્પીટલમાં ડયુટી પર જતો હતો. તેના કોટના એક ગજવામાંથી સ્ટેથોસ્કોપ ડોકિયાં કરી રહ્યો હતો. તેની ચાલવાની રીત અને મોં પરની બેપરવાઈ અજાણ્યાને તો જરા ડારી દે તેવાં હતાં. તે તો ધૂનમાં ને ધૂનમાં ખટપટ કરતો પગથિયાં ચઢી રહ્યો હતો ત્યાં પાછળથી તેના નામની એકએક બૂમો સંભળાણી.

'રમણલાલ, ઓ રમણલાલ......' અને દોડતી દોડતી એક છોકરી છેક રમણની પાસે જઈ બોલી 'રમણલાલ......'

'કોણ તું...ચંચળ! તમે અહીં કયાંથી?' આશ્ચર્યપૂર્વક રમણ ચંચળ સામે જોઈ બોલ્યો.

'તમે અહીં જ ભણો છો? અમે મારા બાપાની દવા કરાવવા આયાં છીએ. મારી મા પણ સાથે છે, બધાં ત્યાં બેઠાં છે.' ચંચળ કહે જતી હતી અને રમણ ચંચળને મુગ્ધભાવે જોઈ રહ્યો હતો. તેના કાનનાં લોળિયાં, તેના નાકની ચૂંક, તેના કપાળ પરનો મોટો ચાંદલો, તેનાં પહેરેલાં ગામડિયા ઢબનાં પણ નવાં કપડાં અને એ બધામાં દીપતો ચંચળનો દેહ રમણને ગમ્યો. તેની તરસી આંખો કયાંય સુધી એમને એમ જડાઈ રહેત પણ ચંચળે જ કહ્યું;

'જરા ચાલોને? ત્યાં મારી મા બેઠી છે' અને ચંચળ આગળ થઈ ચાલવા માંડી. રમણને ચંચળની ચાલ પણ છલંગો મારતી હરણી જેવી મોહક લાગી. તેને ચંચળનું શું શું મોહક નહોતું લાગતું તેજ પ્રશ્ન હતો.

'મા, આ રમણલાલ.' ચંચળે તેની મા આગળ ઓળખાણ કરાવી.

'આવો આવો ભૈ, આતો પેલા ગોપાળદાસના મોટિયાર કે!'

'હોવ હોવ, ગોપાળદાસના મોટા દીકરા' ચંચળે કહ્યું અને તેનું મોં મલકાઈ ગયું.

'કોણ માંદું છે?' રમણે પૂછ્યું.

'એતો ભૈ આંના બાપને ચાર ચાર મહિનાથી ઝીણો તાવ રહે છે તે ઉતરતો જ નથી. ઘણીએ દવાઓ કરી, ઘણીએ માંનતાઓ માની પણ હાડમાંથી તો તાવ જાય જ નહિ. પછી તો તમારા મારા જેવાએ કહ્યું કે જાઓને અમદાવાદ મોટા દવાખાને, તે એ દા'ડાથી આંય લાયા છીએ.'

'તેમને અહીં જ રાખ્યા છેને?

'હોવ.'

'કયા વૉર્ડમાં છે?'

'પેલી બાજું, આ લીંબડો દેખાય ને તેની પાસે' ચંચળે જ કહ્યું.

'સારું તમે ચિંતા કરશો નહિ. હું બરાબર વ્યવસ્થા કરી દઉં છું. મોટા ડૉકટરને કહી બરાબર દવા થાય તેમ કરીશ.'

'ભગવાન તમારું ભલું કરે ભૈ,' ડોસી દેવદૂતને જોઈ રહ્યાં હોય તેમ રમણને ઝાંખી આંખે તાકી રહ્યાં હતાં.

'રમણલાલ આવતા રે'જો.' રમણને જતો જોઈ ચંચળથી કહ્યા વગર ન રહેવાયું.

'તમે કયાં રહેવાનું રાખ્યું છે?'

'ભૈ આંય કોઈ પંડયનું સગુંવહાલું નહિ અને હોય તોએ

શું ? એમ તો મારી બુનની ભાંણી છે પણ શહેરના કામમાં કાંય એમના ત્યાં ઉતરાય છે ? એટલે મુઆ પાંચ પચીસ રૂપિયા વધારે થશે. આંય પાસે જ ઓરડી ભાડે રાખી છે.' ડોસી કહે જતાં હતાં. બંને સાંભળનારાં જોબનવંતાં એમના શબ્દો કરતાં એકમેકની નજર મીલાવવામાં વધારે ગરકાવ બન્યાં હતાં.

'પેલી સામે ચાલી દેખાય છે ને તેમાં ઉપર બીજા નંબરની ઓરડી. જરૂરાજરૂર આવજો હોં. નાં આવો તો પછી કહું ?...' હસતાં હસતાં ચંચળે કહ્યું.

'કહો.'

'નાં આવો તો ગોમતી વહુના સમ' ધીમે રહી ચંચળ બોલી અને પછી ખડખડાટ હસી પડી. જેવું ચંપાનું ફૂલ હસે છે તેમ. રમણ હાસ્યને કાનમાં ભરી ત્યાંથી ચાલતો થયો. તેને એક નવો પ્રશ્ન થયો.

'ચંચળ ક્યારે સુંદર દેખાય છે ? હસે છે ત્યારે કે વાત કરે છે ત્યારે ?'

રમણ ચંચળના ઘેનમાંને ઘેનમાં ખટખટ કરતો પગથિયાં ચઢતો હતો ત્યાં સામેથી મનહર મજાક કરતો બોલ્યો.

'કેમ મી. પટેલ તમે તો કમાલ કરો છો ને ! રોજ નવી નવી ઓળખાણો કાઢો છો ?'

જવાબમાં રમણે માત્ર સ્મિત કર્યું અને ચાલવા માંડયું.

'અરે યાર આમ ભાગો છો કેમ ? જરા વાત તો કરો કે તે છે કોણ ? પટલાણી તો મળવા આવ્યાં નથી ને ?'

'હાં હાં......એ તો મારાં ઓળખીતાં છે. અહીં દવા કરાવવા આવ્યાં છે.' સૌંદર્યભોમમાંથી આ પૃથ્વી પર પગ મૂકી થોથરાઈ જતો રમણ બોલ્યો.

'ઠીક ઠીક ઓળખાણનો લાભ લેતા રે'જો,' કહી મનહર પાછો હસ્યો. રમણને મનહરના હાસ્યમાં બીજાના જેવો દંશ લાગતો ન હતો. મનહરનો સ્વભાવ જ એવો નિખાલસ હતો. કદાચ આખી કોલેજમાં એવું કોઈ નહિ હોય કે જેનો મનહર દોસ્ત ન હોય. બધાની સાથે બોલવું, બધાની સાથે હસવું અને લાગ આવે ત્યારે મજાક કરવી તે તેનો સ્વભાવ હતો. બીજાઓ કરતાં રમણને મનહરનો સ્વભાવ વધારે ગમતો હતો. તેનું એક કારણ તો એ પણ હતું કે મનહરે આજ સુધી કોઈ વાર રમણને 'લટ્ટુ' કહ્યો ન હતો તેમ જ મર્મભાગને સ્પર્શ કરે તેવી મશ્કરી પણ કરી ન હતી. આ શબ્દો જો બીજા કોઇએ કહ્યા હોત તો રમણને જરૂર આગ લાગત પણ આ તો મનહર હતો ને ? એ તો હાસ્યનો ફૂવારો !'

'આવજેને દોસ્ત રૂમ ઉપર કોઈ વાર આવતોએ નથી, જરા વાતો કરીશું.' કહી રમણ ચંચળના બાપને શોધતો આગળ વધ્યો.

ચંચળ આવ્યા પછી તો રમણના આનંદનો પાર રહ્યો નહિ. જો કે જ્યારે જ્યારે એકલો પડતો ત્યારે ગોમતીનો પ્રશ્ન તેને અંદરથી કીડાની માફક કોરી નાખતો હતો. એક બે દિવસમાં તો ચંચળને અને રમણને એમ જ લાગવા માંડયું કે તેમને તો ઘણા વર્ષોનો સંબંધ છે. રમણ ચંચળ માટે આત્મીયભાવ અનુભવતો હતો. કેટલીક-વાર તો કલાકોના કલાકો ચંચળની ઓરડીમાં બેસતો અને ચંચળ સાથે ખૂબ ખૂબ વાતો કરતો. એકવાર તો ચંચળે જ વાત ઉપાડી;

'અમને તો ગોમતી પેઠે ક્યાંથી વાતો કરતાં આવડે ?'

'એની તો વાત જ જુદી છે !' રમણે હસીને કહ્યું.

'અમે એમની આગળ શા હિસાબમાં ! એ કેવાં રૂપાળાં ને અમે......' અને પોતાના બોલની શું અસર થાય છે તે જોવા છૂપી રીતે ચંચળની આંખો કામ કરી રહી હતી.

'મેં ન કહ્યું એ બધી રીતે તારા......અરે તમારા કરતાં ચઢિયાતી છે. એના રૂપનાં તો શું વખાણ કરું ? અને એનો અવાજ તો જાણે કોયલ ટહૂકી' કહી રમણ ખડખડાટ હસી પડયો. પોતાનો વિજય જોઈ ચંચળ પણ મદભેર નયને હસી. ચંચળની આંખોમાં રમણને કંઈક નવી રોશની દેખાતી હતી.

બધું તમે તો મારાથી ભૂલાતાએ નથી. પણ શા કામનું ?'

થોડી વાર બંને ચૂપ રહ્યાં. માત્ર આંખોથી વાતો કરી લેતાં હતાં એટલું જ. રમણને ગોમતી કરતાં ચંચળ દરેક બાબતમાં અનેક ઘણી સુંદર લાગતી હતી. તેની વાત કરવાની ચાલાકી રમણને ખુશ કરતી હતી. તેનાં મદભર નયનો રમણને ઘાયલ કરતાં હતાં. તેનું અનુપમ લાવણ્ય રમણને તેનો કરવા મથી રહ્યું હતું. ચંચળના અવાજનો મીઠો રણકો રૂપાની ઘંટડીની યાદ આપતો હતો. રમણનું અણું અણુંએ ચંચળનું થવા તલસતું હતું. અંદરથી જાણે કોઈ ચંચળ ચંચળનો પૂકાર કરતું હતું. ચંચળની હાજરીમાં બે કલાક બેસતો તો યે તેને પા કલાક જેટલો સમય લાગતો. તેને ત્યાંથી ઊઠવાનું એ મન થતું ન હતું. જાણે કમળની સુગંધમાં મસ્ત થઈ ભ્રમરની માફક પડયા રહેવાનું દિલ ન થતું હોય !

થોડીવાર રહી ચંચળે વાત ઉપાડી. 'કેમ ચૂપ થઈ ગયા ?

'ત્યારે તમે કેમ ચૂપ થઈ ગયાં ?'

'બધું કહેવાનું તો જાણે ખૂબ ખૂબ છે પણ જીભે ઊપડતી નથી.'

'મારી શરમ આવે છે ?'

'ખબર નથી પડતી' અને લજ્જાભારથી લચી રહેતું ચંચળનું મોં અત્યારે રમણને અતિ સુંદર લાગ્યું. જાણે સૌંદર્યનો સજીવ ટૂકડો! તેની આંખો, ચંચળના લાવણ્યને પી રહી હતી.

'ચંચળ !' ભારે અવાજે રમણે કહ્યું.

'શું ?'

'એક વાત કહું, ખોટું તો નહિ લાગે ને ?'

'કહોને !'

'મને ગોમતી ગમતી નથી, તમે......' અને ચંચળ તો ચૂપચાપ બેસી ધડકતે હૃદયે સાંભળી રહી હતી. રમણના દિલના દરવાજા ઊઘડી ગયા હતા.

'ચંચળ ! તને જોઈ ત્યારથી એક દિવસ એવો ગયો નથી કે મેં તને ન યાદ કરી હોય. ચંચળ તું મારા દિલમાં વસી ગઈ છે. તને જોઉં છું ને મને......શું તને કહું. મને એમ જ થયા કરે છે કે આ સુંદર પુષ્પ કોને હાથે પડશે. ચંચળ તારા વગર તો મને બધે શૂનકાર લાગે છે. અને ભણવામાંએ રસ પડતો નથી. આ મારું દુઃખ કોને જઈને કહું ? જો તું તૈયાર હોય તો......'

ચંચળ મુંગી રહી, તેના હોઠ સીવાઈ ગયા હતા.

'બોલ તો ખરી ? ચંચળ ખોટું લાગ્યું ?' અને રમણે તેનો હાથ પકડયો.

'ખોટું શું કરવા લાગે ?'

'તો તું.........'

'એમાં મને શું પૂછતા હશો ? બધું એટલી એ તમને ખબર પડતી નથી.' કહી ચંચળે રમણનો હાથ છોડાવી શરમથી આડું જોયું. જાણે પ્રિયતમથી છ'છેડાયેલી માની. રમણનું જોબન ઉન્માદે ચઢયું હતું. તેના હાથ ચંચળને ગળે વીંટળાવા તલપાપડ થઈ રહ્યા હતા. તેના હોઠ ચંચળને ચૂમવા તલસી રહ્યા હતા. તેની આંખો ચંચળને કીકી પાછળના દરિયામાં ડૂબાવી દેવા આતુર બની હતી. ઉન્માદમાં મસ્ત બની તે ચંચળના ગળે હાથ મૂકવા જતો હતો ત્યાં ચંચળની મા ઉધરસ ખાતાં ખાતાં અંદર પ્રવેશ્યાં.

' ઓહો...હો...ભૈ તમે ક્યારના આયા છો ? '

' અરે એ તો ક્યારનાએ તમારી વાટ જોઇ બેસી રહ્યા છે. ' ચંચળે વચ્ચે જ કહ્યું.

' હુંએ મુઈ જરા ગાંડી તો છું જ તો. આ જરા છીંકણી તાંણુવા પેલી ઓરડીમાં જઇ'તી તે ત્યાં બેઠી બેઠી તે બેસી જ રહી. એ બચારાં ઠેઠ કાઠિયાવાડમાંથી આયાં છે. એ બઈએ બચારી મારા જેવી ભોળી છે. મારી આગળ બોર બોર જેવડાં આંસુ કાઢી નાંખ્યાં. '

' કેમ તે ? ' ચંચળે આતુર નયને પૂછ્યું.

' ભૈ આ દુનિયાંમાં દખ તે કાંઇ ઓછું છે. કોઈ ને કાંઈ તો વળી કોઈ કાંઈ. એ બચારીને તારા જેવડી રૂપાળી ફૂલ જેવી દીકરી છે. તેનો વર ભણેલો છે ને સંઘરતો નથી. કે'છે એ અભણને હું શું કરું ? મારે તો એવું ડોબું નથી જોઇતું; ત્યાં થઈ રહ્યું. હવે એ બચારીનો ભવ શી રીતે જાય ? તમારા ભણેલાનું તો એ જ દુઃખ છે ને ? ' કહી ડોસી થોડુંક હસ્યાં. આ વાત રમણને તેમ જ ચંચળ કોઇને ન ગમી.

' ઠીક લ્યો જઈશ. ' રમણ ઊઠીને ચાલવા માંડ્યો.

' આવજો હાં ભૈ, અરે હું તો એમના સમાચાર તો પૂછવાનું ભૂલી જઇ. સાચું કે'જો હો. એમને હવે કેટલા દા'ડામાં સારું થઇ જશે ! '

' હવે તો આરામ થઈ ગયો છે. તમે કોઈ જાતની ચિંતા કરશો નહિ. બે ત્રણ દિવસ પછી તો તેમને છૂટાએ કરશે. '

' ભલે ભલે. ભગવાન તમારું ભલું કરે ભૈ. એ તો કોને તમારા જેવા મળ્યા; નહિ તો આંય ક્યાં ઠેકાણું પડે એમ છે! ' ડોસી તો એમ ને એમ બબડતાં રહ્યાં ને રમણ ચાલ્યો ગયો.

ચંચળને રમણ માટેની લાગણી વધારે હતી કે રમણને ચંચળ માટેની લાગણી વધારે હતી તે કહેવું મુશ્કેલ છે; પણ એટલું તો જરૂર સાચું છે કે ચંચળને પણ રમણની માફક મૂંઝવણ થયા કરતી હતી. તેના હૃદયમાં તેને એ ન સમજાય તેવું કંઈક થતું હતું. અને એ ગડમથલમાં તો નિરાંતે ઊંઘ પણ આવતી ન હતી. રમણની છબી નજર આગળથી ખસતી ન હતી અને બીજી કોઈ વસ્તુમાં કે વાતમાં ચેન પડતું ન હતું. તેની મા ઘણીએ વાતો કરતી હતી પણ ચંચળ તો કમળની માફક એ વાતોથી ભિંજાયા વગર અલિપ્ત રહેતી. એ વૃદ્ધ આંખો છોકરીના આ ઉદાસીન મનનું કારણ તો વર્તી ગઈ હતી પણ તેમાં તો તેમને ચંચળની છોકરમત જ લાગતી હતી. આ ઉંમરલાયક છોકરીને જોઈ તેમનાથી નિઃશ્વાસ મૂકાઈ જતો હતો. તેમની નજર આગળ ચંચળ અને રમણ ખડાં થતાં હતાં. પણ.....પણ......ડોસી આગળ વિચાર કરી શકે તેમ ન હતાં. ચંચળના મનમાં એક જ વિચાર ઘોળાયા કરતો હતો. 'પરભુ આટલો મેળ બેસાડી દે તો તો.........' અને જેમ જેમ તે એ વિચારના ઊંડાણમાં તાગ લેવા ઊતરતી ગઈ તેમતેમ એ માત્ર આશા જ રહેશે એમ તેને લાગતું ગયું. 'ઘરમાં જુવાન જોધ ગોમતી છે ત્યાં સુધી તો....'

ચંચળ આગળ વધી જ શકતી ન હતી. તે અકળાતી, મનમાં મૂંઝાતી અને અસહ્ય તાપથી રીબાતી ચંચળ દિવસનો મોટો ભાગ પડી રહેતી અને રમણના આવવાની રાહ જોતી.

રમણને તેના પગ આપોઆપ ચંચળની ઓરડીએ ખેંચી લાવતા હતા. રમણને જોઈ ડોસી બોલ્યાં:

'આવો, આવો રમણલાલ, હું તો તમને જ યાદ કરતી'તી. બળ્યું અજાણ્યામાં બરાબર ગોઠતુંયે નથી. આતો ઠીક છે કે મારી ચંચળ છે, નહિ તો બાપલા મને તો એક દા'ડો એ આ તમારા શહેરમાં નાં ફાવે. ત્યાં બેસોને ' કહી ડોસીએ ગોદડું પાથરી આપ્યું.

'અરે હું તો રોજ ભૂલી જઉં છું. અરે ચંચળ લે રમણલાલ માટે ચા તો મૂક, લૈ મને તો ચા બનાવતાંયે નાં આવડે. આ મારી ચંચળ બધામાંય હુંશિયાર. શું કરવા ખોટું કહું. એનેજ મને ગઈ કાલે કીધું કે મા, કોઈ આવે જાય તો ચા પાંણી તો કરવું જોવે. લ્યો ઠીક સાંભર્યું. ચંચળ રમણલાલ માટે ચા બનાવ.'

'ના ના હું તો હમણાંજ જમીને આવું છું. અત્યારે ચા શાની ?'

'હશે તાણ. જો જો અમારા સમ, ખોટું નાં લગાડતા ભૈ–શાબ અમે તો ગામડિયાં રહ્યાં, અમને તમારા શહેરના વિવેકમાં ખબરે નાં પડે.' કહી ડોસીએ જોરથી છીંકણીનો તડાકો ખેંચ્યો.

ડોસાના સમાચાર પૂછી થોડીવાર રહી ડોસી બોલ્યાં. 'રમણ-લાલ આજ મારે તમને રહાની એક બે વાત કરવી છે.'

'હા બોલો ને.'

'મારે આ ચંચીની ચંતા ખૂબ છે. મુઈ આંમ છે સુંવાળી ફૂલ જેવી ને પાછી બધી રીતે છે ચાલાક. એનાથી ખેતીવાડીનું કામ થાય એમ લાગતું નથી. હવે અમારે એને નાંખવી કયાં ? આપણા ગોળમાં તમારા જેવા ભણેલા તો બધા મંડાઈ જ્યા છે. હવે તો કાંઈ કીધાની વાતે નથી. છોકરો કુંવારો રે એનો વાંધો નહિ પણ આ તો સાપનો ભારો ભૈશાબ. આ મેવડા જેવડી છોડીને કયાં સુધી સંઘ-રવી. લોક તો નાં બોલવાનું બોલે. એના બાપને તો વળી કાંઈનું કાંઈ થાય છે, પણ શું કરે. તમારી ધ્યાનમાં કોઈ ભણેલો ગણેલો મુરતિયો નથી ?'

'આપણા ગોળના બીજા ભણે છે પણ એ તો હજુ નાના છોકરા છે અને મારા જેવા છે તે તો......' રમણથી એકાએક નિઃશ્વાસ મૂકાઈ ગયો. તેની આંખો કોઈને શોધતી હતી પણ જેને શોધતી હતી તે તો બહાનું કાઢી રસોડામાં ભરાઈ ગઈ હતી.

'એના બાપ પણ એમ કહેતા હતા. હશે ત્યારે એના નશીબમાં જે માંડ્યું હશે એમ થશે. આપણો માબાપનો ધરમ તો સારું ઘર શોધવાનો રે' પણ ના મળે એમાં આપણે શું કરીએ. ગમે એમ થાય પણ આ ઉનાળામાં અમારે કરી નાંખવું છે. એના બાપને તમે નહિ ઓળખતા હો. બાપરે એ તો એવા છે ને કે એના નામનું કાંઈ બોલાય તો છોડીનું માથું જુદું કરે કે પછી પોતે અફીણ ગોળીને સૂઈ જાય. એટલે ભૈશાબ અમારી તો કાંઈ વાત જ કરવા જેવી નથી.'

'એ તો ખરું જ ને. લાયક વર ન મળે તો એ જિંદગીભર દુ:ખને ?'

'અમારે તો કાંઈ મોટો નથી જોઈતો. આંયતો હવે ટાઢા છાંયડે રોટલો રળી ખાય એવો મળે તોએ નિરાંત. છોડીના માથે છાંણની સુલ્લી નાં રહે તો સારું. મુઈ ચંચી તો કુણા ફૂલની કળી જેવી છે. એનાથી શેકયો પાપડે ભગાય એમ નથી. પછી એને ખેતીવાડીમાં નાંખીએ તો બચારી જીવતીને જીવતી જ મરી જાયને ?'

'ખરું જ તો એમને માટે તો......' બાકીના શબ્દો રમણ ગળી ગયો.

'તમે જરા જોતા રે'જો. વળી એના નસીબમાં હશે તો કોકને કોક મળી જશે. તમને તો વધારે શું કહેવાનું હોય......'

ડોસી થોડીવાર મૂગાં રહી છીંકણી તાણવા લાગ્યાં. રમણ થોડી વાર રહી ઊઠયો.

ચંચળે અંદરના ઓરડામાં બેસી બધી વાતો સાંભળી હતી. તેનું હૃદય પોકાર કરતું હતું. 'એ શું ખોટા છે તે બીજાની શોધ કરો છો. મારે તો એ......એ જોઈએ છે...' ચંચળ માની આગળ હૃદય ખોલીને વાત કરી શકે તેમ ન હતું. અરે અત્યારે તેનું હૃદય એટલું

બધું ભારે થઈ ગયું હતું કે તેનાથી કહ્યા વગર રહી શકાય તેમ પણ ન હતું. પણ ડોસીને જ વાત ઉપાડી;

'ચંચી રમણલાલ તો કાંઈ માણસ છે. એટલું એટલું ભણ્યા છે તોએ જરાએ અભિમાન છે ? કેવું રૂપાળું બોલવું, વિવેક પ્રમાણે માન દેવું. વાહ, વાહ! આવા છોકરા ઓછા થશે. તારા બાપ મને જ ઈ કાલે કે'તા હતા કે એ છોકરો દા'ડામાં બે વખત તો તેમની ખબર કાઢે છે. દાક્તરને કહી કેવી રૂપાળી ચાકરી કરાવે છે. પણ આપણાં નસીબ જ વાંકાં ત્યાં......' ડોસીએ હૈયામાંથી ગરમ વરાળ કાઢી.

થોડીવાર રહી ચંચળ બોલીઃ

'મા કે' છે તે હાલ છે એ બાયડીને છૂટાછેડા આલવાના છે ?'

'કોણે કીધું ?'

'એ કે'તા હતા.' ધીમે રહી જમીન ખોતરતાં ખોતરતાં ચંચળે કહ્યું. 'કે' છે તે ગાંડા જેવી છે, ને એમને ગમતી નથી.'

ડોસી કાંઈ બોલ્યાં નહિ. શૂન્યમસ્તક રાખી ક્યાંય સુધી બેસી રહ્યાં.

છીંકણીની દાબડી ડોસીના હાથમાં એમને એમ રહી ગઈ હતી. જાણે દિગંત સામે દષ્ટી જોડી.

થોડા દિવસમાં તો ડોસાને વળતો દા'ડો થયો ને દવાખાનામાંથી પણ રજા મળી. ડોસી અને ડોસાએ રમણનો ખૂબ જ આભાર માન્યો. ડોસી તો વારંવાર કહેતાં હતાં;

'રમણલાલ રજાઓમાં કોઈકવાર ત્યાં આવજો. માયા રાખજો ને બોલ્યું ચાલ્યું માફ કરજો...'

રમણ ચંચળનો મીઠો ટહૂકો સાંભળવા માગતો હતો પણ શરમના ભારમાં ચચળ એકે અક્ષર બોલી શકતી ન હતી. તેણે છૂપી રીતે રમણની સામે જોયું. તેની આંખના ખુણામાં પાણી જામતું હતું. તેના મોંની એકે એક-રેખાને વાચા ફૂટતી હતી.

' રમણલાલ ભૂલતા નહિ હોં. આ માયા ચઢાઈ છે તે પાર પાડજો. હું તો તમને મારા રદામાં રાખીશ. જો જો ભૂલી જતા નહિ. તમે તો મારે......'

' આવજો આવજો ' કહી બધાએ વિદાય લીધી. પણ રમણથી ન રહેવાયું ને છેક સ્ટેશન સુધી મૂકવા ગયો. તે ચંચળને માત્ર છેલ્લા વિદાયના બે શબ્દો પણ કહી શકયો નહિ. ગાડી ઉપડી ત્યારે તેનો જીવ ઊંચો આવી ગયો. તેનાથી દેખાય ત્યાં સુધી ચંચળને જોઈ રહ્યો. એકાએક હાથ ઊંચો થઈ ગયો ને હવામાં હાલવાએ લાગ્યો. ગાડી દેખાતી બંધ થઈ ગઈ ત્યારે પોતે ભર્યાભર્યા જગતમાં અટૂલો પડી ગયો હોય તેમ મૂઢ જેવો ઊભો રહ્યો. નિર્જન વનમાં માણસ જેવો દેખાય તેવો તે દેખાતો હતો.

માથામાં આંગળાં પરોવી રેલ્વેના પાટા સામે તાકી રહ્યો. તેને ભાન આવ્યું કે તેના પ્રિયજનને કોઈ ઊપાડી ગયું છે. વિચાર વમળમાં મૂઢની માફક પાછા વળતા રમણને કેટલાક ઉતારૂઓ જોઈ રહ્યા.

ભારે હૈયે ને ભારે પગલે રમણ હોસ્ટેલ તરફ વળ્યો.



# ૪

## મનોહર

'આવું જ હોય તો કંઈક રસ્તો કાઢવો જોઈએ.'

'હું પણ એજ વિચાર કરું છું ને? મારું તો દુઃખ જ એ છે. કેટલાએ મહિનાઓથી તરફડિયાં મારું છું પણ સૂઝતું નથી.'

'એમાં સૂઝવાનું શું છે? આપી દે ફારગતી.'

'પણ મારા બાપા......'

'તે શું કહે છે?'

'તેમની તો એમાં આબરૂ જતી લાગે છે. અમારા લોકમાં ફારગતી ખાસ અપાતી નથી!'

'શું આપણે તેમની આબરૂ ખાતર મરી જવું! જાન્હમમાં જાય એવી એમની આબરૂ. એવાં સ્થાપિત હિતોએ જ નવજુવાનોની કેટલીએ જિંદગીઓ ખરાબ કરી છે. કેટલાંયે આશાસ્પદ જીવન વેડફાઈ ગયાં છે.'

'અમારા લોકની અજ્ઞાનતા જાણે તો કમકમાટી આવે.'

'મને તો ક્યારનીએ કમકમાટી આવી ગઈ છે. મારું ચાલે તો હું આખા સમાજને સળગાવી દઉં એમ થાય છે. આ તો કાંઈ રચના છે? આખી જિંદગી ઊભાને ઊભા સળગી જવું અને છતાં મોંમાંથી એક સખૂન પણ કાઢવો નહિ? એવી જુનવાણી હવે આ જમાનામાં કેમ નભી શકે? ન માને તો પેલા મહેશે કર્યું હતું તેવું......'

'કેવું ? '

'તું નથી જાણતો ? એણે એની વાઈફને સ્લો પોઈઝન આપી દીધું અને કોઈ જાણવાએ પામ્યું નહિ અને...'

'હેં.'

'હેં શું, એ તો એમજ ચાલે અને આપણે તો ડાક્ટર થવાંના સમજીને એ તો એમજ...'

'પણ...પણ એનો શું વાંક ? આપણાં સુખની ખાતર એક વ્યક્તિનો ભોગ..'

'એવા અનેક ભોગ આપ્યા પછી આ સમાજરચના સુધરશે. કાંતો તારે હોમાઈ જવું કાં તો એને હોમવી પડશે. બલિદાન વગર સિદ્ધિ નથી સમજ્યો.'

મનહર દાંત કચકચાવીને બોલતો હતો, જાણે ક્રાંતિકારી બિરાદર બોલ્યો.

'એ વગર કોઈ રસ્તો નીકળે તેમ નથી.'

'રસ્તો કાઢવો હોય તો પછી રસ્તા ક્યાં નથી નીકળતા. પણ હું તો સમાજના ખળભળાટની વાત કરતો હતો. સમાજના પાયામાં આવા આંચકા આપ્યા વગર તેની ઘોર નિદ્રા ઉડવાની નથી, ઠીક ઠીક તું મારી રૂમ પર આવજેને. હું એ રસ્તો વિચારી રાખીશ.' કહી મનહર ઊઠ્યો.

'અરે મનહર બેસને યાર ! શું ઉતાવળ છે ? તું હોય છે ત્યારે મને કંઇ ઓર આશ્વાસન રહે છે. તું નહિ માને, મારા દિલને શાંતિ નથી. રાતદિવસ બસ એજ વિચારો મને સતાવી રહે છે. મારી છાતી પર એ બધા વિચારો ભેગા થઈ તાંડવ કરે છે. કોઇક-વાર તો મારા માથામાં ભાલા ભોંકાતા હોય તેવી વેદના થાય છે. દોસ્ત આ દિલનું દર્દ કોને જઈને કહેવું ? મારી તો બમણી કમ-

નશીબી છે. કોઈ મારા દિલનો મિત્ર પણ ન મળ્યો કે જેની આગળ હું મારી વેદના કહી શકું. બધાએ મશ્કરીમાં ઉડાવે છે. તું મને મળી ગયો એ મારા જીવનની ધન્ય ક્ષણ છે.' મનહરે જોયું કે રમણની આંખો સજળ બનતી હતી. અને તેનું મોં ઘવાયેલા પક્ષી જેવું કરુણ બની ગયું હતું.

'રમણ તું નકામો ઢીલો થાય છે. તારા જેવી સ્થિતિ તારા એકલાની નહિ પણ ઘણાની છે. અને બીજા કરતાં હું વધારે સારી રીતે તારું દર્દ સમજી શકું છું. દિલને કાઠું કરી મોં પર હાસ્ય લઈ ફરે તેજ સાચો મરદ છે. આમ લાગણીવશ બનવું એ આપણા જેવા માટે લાયક નથી.'

'મારું શું થશે?' અશ્રુપૂર્ણ નયને રમણે કહ્યું.

'તુંએ કેવો છે? આમાં શું થવાનું હતું? તારામાં હિંમત હોય તો કાલે રસ્તો કાઢું. મીયાં બીબી રાજી તો કયા કરેગા કાજી. બોલ તારી ચંચળ છે તૈયાર?'

'એનું મન હોય તો પણ તે હિંમત તો નહિ કરી શકે.'

'બસ ત્યારે ધીમે ધીમે રસ્તો નીકળશે. આમાં તો શું સ્ટંટ કરવાનો હતો તે? તેં આવા પ્રસંગ અનુભવ્યા નથી એટલે તને વધું પડતું લાગી આવે છે. મને આ તારું રડવાનું પસંદ નથી.'

'પણ હું શું કરું. હું બધુંએ સમજુ છું કે મારી આ વેદના ખોટી છે. મારે દુ:ખી ન થવું જોઇએ પણ એ મારા હાથની વાત નથી. ચંચળ હૃદયમાંથી ખસતી જ નથી. મારા શરીરના અણુંએ અણું ચંચળનો પુકાર કરે છે. મને એમ જ થઈ ગયું છે કે ચંચળ વગર હું જીવી પણ નહિ શકું.'

'પ્રેમના ખાડામાં પડનાર બધાંને એમ જ થાય છે.' મનહર આંખો સ્થિર કરી બોલ્યો.

'આજે તારી સાથે દિલ ખોલીને વાત કરી એટલે મારી વેદના હળવી બની છે. દોસ્ત ગમે તેમ કરી મને આ મહાવેદનામાંથી ઊગારી લે!' મનહરનું ધ્યાન જાણે બીજે જ પરોવાઈ ગયું હતું. તે એકદમ ઝબકયો ને,

'ઠીક ઠીક તું કાલે સાંજના મારી રૂમ પર આવજે ને. પછી આપણે નિરાંતે વાતો કરીશું.' કહી તે ઝડપથી ચાલ્યો ગયો.

હમણાં થોડા દિવસથી મનહર રમણની રૂમ પર આવતો હતો. રમણ કોઈ વિશ્વાસપાત્ર મિત્રને તો શોધતો જ હતો. અને તેનું દર્દ સંભળાવવા માટે કોઈ સ્હાનુભૂતિ બતાવે તેવું પાત્ર તો જોઈતું જ હતું. મનહર હસમુખો હતો એ સાચું પણ પાછો તે ગંભીર પણ બની શકતો હતો. રમણે તેને વિશ્વાસમાં લીધો અને પોતાની સર્વ હકીકત તેને કહી સંભળાવી.

મનહરને રમણનું દુ:ખ તે ધારતો હતો તેવું અસહ્ય તો ન જ લાગ્યું. તેણે એવા ઘણા રોદણાં રોતા અને લાગણી વેડા કરતા યુવાનો જોયા હતા. મનહરને એવાં રોદણાં ગમતાં ન હતાં. છતાં એવાં રોદણાં રોનારા તો ગમતા જ હતા. અને તેમની સાથે તો તે ખૂબ જ સહાનુભૂતિ પૂર્વક વર્તતો. સામાન્ય નજરને સાવ અગંભીર અને હસમુખો લાગતો મનહર આવા દર્દીઓની ખૂબ જ ગંભીરતાપૂર્વક અને લાગણીપૂર્વક ચિકિત્સા કરતો.

રમણે મનહરની ઓરડીમાં ડોકિયું કરતાં જ શું જોયું? અને મનહર......આ શું? મનહરની સામે કોઈ સ્ત્રીનો ફોટો પડ્યો હતો. તેના પર તાજાંજ મોગરાનાં ફૂલની માળા પહેરાવેલી હતી. કોઈ દેવીનો ભક્ત સાચા હૃદયથી ઉપાસના કરતો હોય તેમ મનહર ઢીંચણ પર બેસી બે હાથ જોડી આદરપૂર્વક એ ફોટાની આરાધના કરતો હતો. તેના મોં પર કંઈક 'અસામાન્ય' તેજ ઝગી રહ્યું હતું. તે એટલો બધો મગ્ન હતો કે રમણ અંદર આવ્યો તેનીએ તેને ઘડી

ભરતો ખબર ન પડી. થોડી વારમાં તો બંધ આંખોમાં પણ આંસુની રેલ વહેવા લાગી. 'મનહર તે વળી આમ રડે ? પણ આ શું... આ તો આંખોમાંથી આંસુનાં પૂર વહે જાય છે. શું આ એ જ મનહર......આ હાસ્યનો ફૂવારો મનહર રડે છે ? સૌને હસાવનાર મનહર આમ નાના બાળકની માફક કેમ આંસુ સારે છે ?' રમણના મનમાં આવું તો ઘણું થયું પણ તેની કહેવાની હિંમત ચાલી નહિ. મનહરની બેસવાની રીત અને મોં પરની રેખાઓ એવી તો અંકાઈ ગઈ હતી કે આખુંએ વાતાવરણ ઘડીભર અપાર્થિવ લાગે. મનહરના મોં પરની અપાર્થિવ દીપ્તિ તેની પ્રતિભામાં ઘણો વધારો કરતી હતી. અને રમણ જોવાને તો તે ડારી દેતી હતી.

થોડીવાર રહી મનહરે આંખ ઉઘાડી અને રમણને જોઈ સ્વભાવ પ્રમાણે હસતાં હસતાં,

'ઓહ ! તું ક્યારનો આવ્યો છે ?' કહ્યું પણ તેના મોં પરનો ઘેરો વિષાદ તેના નિર્મળ હાસ્યને દબાવી દેતો હતો.

'હમણાં જ. પણ......'

'પણ પણ કંઈ કહીશ નહિ. આ તો મારો નિત્યક્રમ છે. તું જેમ પ્રેમ કરે છે તેમ હું પણ આની સાથે પ્રેમ કરું છું.'

'કોની સાથે ! આ ફોટા સાથે ?'

'તને એ ફોટો લાગતો હશે. પણ મારા મનથી તો એ જીવતી જાગતી પ્રતિમા છે. તેનું નામે પ્રતિમા......' મોં પર આછું સ્મિત લાવી મનહર બોલતો હતો.

'પણ તું રડતો હતો કેમ ?'

'એ તને ઝટ નહિ સમજાય. પ્રતિમા મને રોજ ઠપકો આપે છે કે તમે મને ભૂલી જાઓ. હું કહું છું એ મારાથી નહિ બને. એ કહે છે બસ નારું આટલું એ કહ્યું નથી કરવું ને ? હું કહું

છું કે એ વસ્તુ સિવાય હું સર્વ કંઈ કરવા તૈયાર છું. તે કહે છે હું તમને દુઃખી જોઈ શકતી નથી અને રડી પડે છે. એને રડતી જોઈ મને એ રડવું આવે છે.' રમણ કોઈ કલ્પિત કથા સાંભળતો હોય તેમ મનહરની સામે આંખો ફાડી જોઈ રહ્યો.

'પણ તારા મોં પર આમ તો કોઈ દિવસ કારુણ્યની આછીએ રેખા દેખાતી નથી. તું તો નિરંતર હાસ્ય જ વેરે છે' મનહર લૂખું હસ્યો અને બોલ્યો;

'રમણ, મારે માટે એ જ સાચો રસ્તો છે. મારા એ સળગતા દાવાનળ પર રખ્યા વાળી હું હસું છું. હું હસું છું એ કારુણ્યને ઢાંકવા માટે. હું મઝાક કરું છું મારા દિલના ઉઝરડા પર પડદો પાડવા. મને તારી માફક રોદણાં રોવાં ગમતાં નથી. મારી પ્રતિમાને પણ એ ગમતું નથી. પ્રતિમા પણ કોઈ અજબ......' આગળ બોલ્યા વગર મનહર ફોટા સામે તાકી રહ્યો.

'આ પ્રતિમા કોણ છે?'

'મારી પ્રિયતમા. મારું જીગર. મારું સર્વસ્વ.' આંખો મીંચી મનહર બોલતો હતો. અને એ જગ્યાએ જો બીજો કોઈ આમ બોલતો હોત તો રમણને જરૂર એ અભિનય નાટકી લાગત. પણ મનહરના મોં પર એવું કંઈક હતું કે જે તેના બોલને સચ્ચાઈનો રણકો આપતું હતું.

'અત્યારે જીવે છે?'

'જીવે છે એ પણ ખરું અને મરી ગઈ છે એ પણ ખરું.'

'મને ન સમજાયું.'

'મારા હૃદયમાં તો તે જીવી રહી છે પણ હવે જીવતી જાગતી સ્થૂલ દેહે મળવાની નથી. એટલે મરી ગઈ કહું છું.'

'મરી ગયે કેટલો વખત થયો?'

‘ એકાદ વર્ષ તો થયું હશે. ’

‘ તમે……તમે પતિપત્ની હતાં. ’

‘ ના, ના, ’ અને મનહરથી એક ઊંડો નિઃશ્વાસ મૂકાઈ ગયો. ‘ મહેરબાની કરી મને એ વાત પૂછીશ નહિ. મારા દિલનો જ્વાળામુખી ફાટું ફાટું થઇ રહ્યો છે. મારા હૃદયસાગરની પાળ તૂટું તૂટું થઈ રહી છે. મને કંઈ જ યાદ કરાવીશ નહિ. ’ મનહર એકદમ ઊભો થઈ ગયો અને મોં પર હાથ મૂકી અંદરના ખંડમાં ગયો. લથડતા પગે અને ઘવાએલા હૃદયે.

થોડી વાર થઈ છતાં મનહર બહાર આવ્યો નહિ એટલે રમણ પણ અંદર ગયો. મનહર પથારીમાં પડ્યો પડ્યો હૈયાફાટ રડતો હતો. હૃદય ફાટીને બહાર વહેતું હોય તેમ આંસુ ધસી આવતાં હતાં. આ બધું રમણથી સમજાતું ન હતું. તે મનહરની જોડે બેઠો અને તેને પંપાળવા લાગ્યો.

‘ મનહર, આ શું કરે છે ? તારા જેવો માણસ આમ રડે તે કેવું વિચિત્ર કહેવાય ! તું ઘડી પહેલાં…… ’

‘ તું મને અત્યારે બોલાવીશ નહિ ’ રડતાં રડતાં મનહરે કહ્યું. ‘આજે તો મને બરાબર રડી લેવા દે.’ અને આખી ઓરડીને તેનાં ધ્રૂસકાંથી ભરી દેતાં મનહરે ક્યાંય સુધી રડ્યા જ કર્યું.

રમણે મનહરને પાણી પાયું અને શાંત કર્યો. અને રમણના આશ્ચર્યની વચ્ચે મનહર થોડીવાર રહી પાછો હસવા માંડ્યો.

‘ યાર શું કરું ? તેં જ્યારથી તારા પ્રેમની વાતો કરી ત્યારથી મને ગડમથલ થયા કરતી હતી. એટલે આજે રડી પડાયું. બાકી મેં મારા હૃદય પર જીત મેળવી છે. મને પણ એક દિવસે તારી માફક જ થતું હતું. શરૂઆતમાં તો ઘડીઘડીમાં અને વાતવાતમાં રડી પડાતું હતું. એતો હવે હૃદયની ભોંય કઠણ બની છે, દિલ પણ રીઢું થયું છે. ’

'મનહર સાચું કહું તો મને આ તારી વાતમાં કંઈ જ ખબર પડતી નથી. મને તો ન સમજાય તેવું આ બધું લાગે છે.'

'છે જ યાર એવું. દુનિયામાં ઘણુંએ સમજાયા વગરનું જ રહેવા સરજાયું છે.' હસતાં હસતાં મનહરે કહ્યું.

'પણ આ પ્રતિમા કોણ છે એતો કહે.'

'મેં કહ્યું નહિ, મારી પ્રિયતમા.'

'એટલે તારે એની સાથે પ્રેમ થએલો કેમ?'

'હા, એમ જ. લેને ભાઈ તને ટૂંકમાં બધું કહી જ દઉં. તું કંઈ ઝંપે તેવો નથી.' પ્રતિમાની સામે જોઈ મનહર બોલ્યો.

'આ પણ આપણી માફક પ્રેમ કરે છે. અને વાત કહેવામાં તો વાંધો નથી ને? કહું છું હોં.' જાણે પ્રતિમાએ સંમતિ આપી હોય એવો ડોળ કરી મનહર બોલ્યો. 'જો સાંભળ રમણ મારે અને આ પ્રતિમાને સૌને થાય છે તેમ પ્રેમ થએલો. બે વર્ષ પહેલાં હું અને એ આબુ પર ભેટી ગયાં. ત્યાંથી તેને માટેના મારા હૃદયમાં પ્રેમના અંકુર ફૂટયા. અને પછી તો અમે એકમેકને મળતાં રહ્યાં તેમ તેમ અમારો પ્રેમ સંબંધ ધાડો થતો ગયો. અમે બંનેએ બે મટી એક થવાનો નિર્ણય કર્યો. અને ઘણા દાખલાઓમાં બને છે તેમ એ અમારો નિર્ણય માત્ર નિર્ણય જ રહ્યો. અમારા પ્રેમ સંબંધની જાણ થતાં પ્રતિમાને તેના પિતાએ જલદી જલદી કોઇ મોટરવાળા, બંગલાવાળા અને પૈસાવાળા સાથે પરણાવી દીધી. લગ્ન પહેલાં ઘણી મુશ્કેલીથી અને પાંચ જ મિનિટ તેને મળવાનો પ્રસંગ મળ્યો હતો તેણે જ કહેલું;

'તમે મને ભૂલી જાઓ. હવે તમે કે હું મળી શકીશું નહિ. આમાંથી કોઇ બીજો રસ્તો નીકળે તેમ નથી. લગ્ન કરી લ્યો અને તમારું મન બીજે રસ્તે વાળી દો.'

'એ કેમ બની શકશે. મારું હૃદય ભાંગીને ભૂક્કા......' હું પણ રડું રડું થઈ ગયો હતો.

'શરૂઆતમાં એમ લાગશે. પછી ઘા રુઝાઈ જશે અને દિલને આરામ મળશે. મને યાદ કરશો ત્યાં સુધી દુઃખી દુઃખી થઇ જશો. માટે મારી આખરી માગણી છે કે તમે મને ભૂલી જાઓ.'

'પ્રતિમા, પ્રતિમા...' મારા હાથ છેલ્લું આલિંગન લેવા લંબાતા હતા પણ તે પહેલાં તો મારી પ્રતિમા ક્યાંય અદૃશ્ય થઈ ગઈ. બસ તે પછી મેં પ્રતિમાને જોઈ નથી.

'તો એ મરી તો નથી ગઈ ને? તમે તો મરી ગઈ છે એમ કહેતા હતા!'

'મારી પ્રતિમા તો મરી ગઈ ને? જીવે છે તે તો તેનું ભૂત?' કહી મનહર લૂખું હસ્યો. જાણે કારુણ્યની મૂર્તિ હસી.

'તો હવે...'

'તું એમ પૂછવા માગે છે કે હવે શું કરશો એમને? એતો જેમ કરતા હતા તેમને તેમ?'

'એટલે?'

'એટલે પ્રતિમા સાથે જેમ પ્રેમ કરતો હતો તેમ કર્યા જ કરીશ. આ ફોટો તેણે મને ભેટ આપેલો હતો. બસ એ મારા મનથી જીવતી જાગતી પ્રતિમા છે. હું તેની સાથે વાતો કરી શકું છું ને તેની સાથે રડીએ શકું છું.'

'પણ એમ કંઈ આખી જિંદગી જાય?'

'કેમ ન જાય. અમારા પ્રેમ સંબંધની સુગંધ એવી મઘમઘી રહી છે કે મારા સારા એ જીવનમાં એ મારા મ્લાન હૃદયને તાજગી આપે છે. અને પ્રતિમાની આ છબી મને શું શું નથી આપતી? હું

એમજ માનું છું કે પ્રતિમા મરી ગઈ છે. બસ હવે તેના સ્મરણમાં જિંદગી......' રમણ તાજ્જુબીથી સાંભળી રહ્યો હતો.

'મનહર ! તું તો દેવદાસ જેવો છે !' રમણે ઉદ્ગાર કાઢ્યો.

'ના, હું કોઈના જેવો નથી. હું મનહર જ છું ને મનહર જ રહેવા માગું છું. દેવદાસના અને મારા માર્ગમાં ફેર છે.'

'શો ?'

'દેવદાસ પારુને ભૂલવા દારું તરફ વળ્યો. મારે મારી પ્રતિમાને ભૂલવી જ નથી. એનાં સ્મરણ મને ઉલટાં અનેરી પ્રેરણા અને હૂંફ આપે છે ?'

'તો પછી તું રડી કેમ પડે છે ?'

'કોઈક વાર હૃદયના ઉઝરડા આળા બને છે એટલે વેદના અસહ્ય થતાં રડી પડાય છે. એ મારી નિર્બળતા છે. તેના પર હું કાબૂ મેળવવા માગું છું. મારે તો પ્રિયતમાના સ્મરણથી જીવન ભરી દેવું છે. પછી એ જીવનમાં ઉણપે શું રહે !'

'મનહર તું તો જબરો લાગે છે.' રમણથી બોલી જવાયું અને તેના હૃદયમાં કોઈ બોલી ગયું.

'તું ચંચળ વગર આમ જીવી શકે ?' અને રમણની નજર પ્રતિમાના ફોટા પર પડી. પ્રતિમાની આંખો તો રમણને ચંચળના જેવી જ લાગી. તેના મોં પર રમી રહેલું સ્મિત ચંચળના જેવું જ લાગ્યું. પ્રતિમા ચંચળ કરતાંએ સુંદર હતી તેની તો રમણથી એ ના કહી શકાશે નહિ. પ્રતિમા જાણે તેના પ્રિયતમની સામે જોઈ મર્મ કરતી ન હોય તેમ બેઠી હતી. તેની આંખમાં નર્યો પ્રેમ નિતરતો હતો. પ્રતિમા કેવી મીઠી લાગતી હતી !

'ઠીક ઠીક, પ્રતિમાની તો બહુ વાતો કરી હવે તારી મુદ્દાની વાત પર આવ.'

'મારે એમાં શું કહેવાનું છે. તારે જ કંઈક રસ્તો બતાવવાનો છે.'

'જો મને એમ લાગે છે કે તું તારા પિતાને બધી હકીકતથી વાકેફ કર, અને તેમને સ્પષ્ટ જણાવ કે આ પત્ની સાથે નહિ જ જીવી શકાય. એ રસહીન જીવન મારે માટે અસહ્ય છે. અને ફારગતી માટે સ્પષ્ટ જણાવી દે.'

'હું...હું લખું ?' ગભરાતાં ગભરાતાં રમણે કહ્યું. તેની નજર આગળ વાઘ જેવા ગોપાળદાસ તરતા હતા.

'તો કોણ લખે ?'

'તું લખે તો ?'

'બસ, એટલીએ હિંમત ચાલતી નથી. ઠીક હું લખીશ.'

'મનહર હું પરણ્યો જ ન હોત તો કંઈજ મુઝવણ ન થાત.'

'જગતમાં એતો એમ જ બને. તારું તો ઠીક પણ એવી કેટલીએ સ્ત્રીઓ છે કે જેમની આશાઓ ને ભાવનાઓ બળીને ખાક થઈ ગઈ છે. છતાં તેમને જીવવું પડે છે. બિચારી રાખની ઢગલીઓ ! તેમની આગળ તારું દુઃખ શું વિસાતમાં. ખરી વાત તો એ છે કે ઘણી વાર આપણે રજનું ગજ કરી મૂકીએ છીએ. ખોટાખોટા તરંગો કરી નાહક દુઃખની માત્રા વધારી દઈએ છીએ. આ મારો પણ અનુભવ છે. હું તને ડપંકા આપતો નથી માત્ર હકીકત કહું છું.'

રમણ આતુર હૃદયે મનહરને સાંભળી રહ્યો હતો. તેનો એકે-એક બોલ તેના દિલને ભાવતો હતો.

'મનેએ આ ભર્યા જગતમાં પણ એકલતા લાગતી હતી. મને પ્રતિમા વગર જરાએ ચેન પડતું ન હતું. અરે આપઘાત કરવાનું પણ મન થઈ ગયું હતું. પણ ધીમે ધીમે દિલ પર કાબૂ મેળવી શક્યો છું. આવા અનુભવોમાંથી પસાર થયો છું. એટલે તો હું

તારું દુ:ખ બરાબર સમજી શકું છું. તારા જેવી પ્રકૃતિના માણસને એમ જ લાગે તે હું જાણું છું પણ માણસે દિલને કઠણ કરવાની જરૂર છે. આમ સાવ પોચા પોચા રહેવાથી જીવનનો રસ અને જીવનની સાચી મઝા બરાબર માણી શકાતી નથી. કેમ તને શું લાગે છે?'

'બરાબર છે.'

'મને પ્રતિમા સાથે પ્રેમ નહોતો થયો તે પહેલાં તારા જેવા માટે તિરસ્કાર થતો. અને એક પર બીજી કરવાની વાત જ મને તો ઘૃણાજનક લાગતી હતી. પણ હવે મને લાગે છે કે પ્રેમ આગળ બધું જ ઓગળી જાય છે. એ પ્રેમ......એ એટલી પ્રબળ શક્તિ છે કે તેની આગળ માણસને સર્વ કાંઈ તુચ્છ ને ક્ષુલ્લક લાગે છે. બાકી કોલેજમાં કેટલાક છોકરીઓની મશ્કરી કરે છે ને હસે છે. તે બધા મને તો વેવલા જ લાગે છે. તું ઝીણવટથી જોઈશ તો માલમ પડશે કે તેમનામાંના ઘણા તો પ્રેમ મેળવવા માટે કૂતરાની માફક કેટલીએ રૂપસુંદરીઓના પગ ચાટતા હોય છે. પણ એટલું એટલું કરવા છતાંયે જ્યારે તેમને પેલી છોકરીઓ તરફથી બદલામાં માત્ર અપમાનજનક શબ્દો જ મળ્યા ત્યારે અંદરથી તો ઝંખવાયા, પણ 'મીયાં પડયા છતાં તંગડી ઊંચી' તેમ હવે તેમની મશ્કરી કરી એમ બતાવવા માગે છે કે અમારે તો તેમની કંઈ પડી નથી.'

'બરાબર છે. બરાબર છે.' રમણ મનહર પર એટલો બધો આફરીન થઈ ગયો કે તેના બરડામાં ત્રણ ચાર ધબ્બા લગાવી તે બોલ્યો:

'મેં તો એવા લોકોનો બરાબર અભ્યાસ કર્યો છે. કેટલાક ઈર્ષા ભાવમાં ઠેકડી કરતા હોય છે. કેટલાક પોતાની હલકી વૃત્તિઓને પોષવા એનો આશરો લેતા હોય છે. બાકી એ બધા જ નૈતિક દૃષ્ટિએ તો પતન પામેલા જ હોય છે. ઠીક છે. આ દુનિયા તો અજબ ઘર છે. જાણે માનવજાતના નમૂનાઓનું સંગ્રહસ્થાન.'

'મનેએ એમ લાગતું હતું. એ લુચ્ચાઓ મારી મશ્કરી કરતા ત્યારે તો મને કંઈકનું કંઈ થઈ જતું હતું. બીજાની ચાંપલાશ કર્યા વિના પોતાનું જ પોલ જોઈ બેસી રહે તો શું ખોટું ?' હૃદયમાં હતું તે રમણે કહી દીધું.

'તું નકામો ઉશ્કેરાય છે. તું કે હું તેના અપવાદરૂપ નથી. બીજાની વાતમાં કદાચ આપણે એમની માફક જ વર્તન કરત.'

'ના ના. મનહર, એ લોકો તો સાવ નફ્ફટ લાગે છે. બોલ-વાનું જરાએ ભાન નહિ. કેવી નિર્લજ મશ્કરી ! હું કે તું કદાચ ગમે તેવા સંજોગોમાં એવી તો ન જ કરીએ.'

'હશે.'

'સાચું કહું છું મનહર, કેટલાક વિદ્યાર્થીઓ તો એવું બોલે છે કે સાંભળતાં જ જુગુપ્સા થાય. કોઈ ગુંડાએ એવું બોલતાં તો અચકાય. આજનો કોલેજિયન એટલે......શાની ઉપમા આપું ?'

'આપણે બધા એક જ નાતના ને ?' કહી મનહર હસી પડયો. 'તેમની વાત જ પડતી મૂક ને. ઠીક ત્યારે હું તને કાલે તારા પિતા ઉપરનો કાગળ લખી આપી જઈશ.'

'આજે તો બહુ વાતો કરી ખરા ?' ઊઠતાં ઊઠતાં રમણે કહ્યું.

'રમણ આવતો રહેજે. મનમાં જરાએ મુંઝાવું નહિ. દોસ્ત હજુ ખરી મૂંઝવણો તો હવે આવવાની છે. અત્યારથી હારી ગયે કંઈ ચાલે !' કહેતો કહેતો મનહર રમણને દાદરા સુધી વળાવી આવ્યો.



૫

# પ્રેમ પત્ર

રમણ મનહરને આજે જુદી રીતે ઓળખાવતો હતો અને મનમાં આવો મિત્ર મળવા બદલ મલકાતો હતો. મનહર કૉલેજમાં જેમ હસમુખો કહેવાતો હતો તેમ નવમતવાદી કે સોસિયાલીસ્ટ તરીકે પણ ઓળખાતો હતો.

આ જમાનાની કેટલીક વિચિત્રતાઓ અને કેટલીક ફેશનો છે. પોતાની જાતને સોસિયાલીસ્ટ કહેવડાવવું તે આજના ભણતા યુવકની મોટામ મોટી ફેશન છે. અને કોઇ છોકરી સાથે પ્રેમ કરવો તે મોટામાં મોટી મહત્ત્વાકાંક્ષા હોય છે. બંગાળી ઢબનો જભ્ભો પહેરવો, છૂટી પાટલીનું ધોતિયું પહેરવું અને માથાના વાળ ઓળેલા હોવા છતાં ઓળ્યા વગરના દેખાડવા એ આજના યુવકનાં પરિધાન ને શોખ છે.

મનહર જો કે નવી વિચારસરણીએ અને વૈજ્ઞાનિક ઢબે જે તે પ્રશ્નની ચર્ચા કરતો છતાં પોતાની જાતને સમાજવાદી કહેવડાવતો નહિ. જો કે વિદ્યાર્થીઓ તો તેને સોસિયાલીસ્ટ કહેતા. ખરું કહીએ તો મનહરને કોઈ પણ પ્રકારની વિચિત્રતાઓ ગમતી નહિ અને એવા યુવાનને તો તે 'વેવલો' જ કહેતો. તેને એવી જ છાપ પડી ગઈ હતી કે જેમને કંઈ જ કરવાનું સૂઝતું નથી ને કંઈ જ કરવાનું હોતું નથી તેવા જ લોકો આવા 'ચાળા' કરે છે.

રમણને મનહર માટે તેની નવી શક્તિ જોયા પછી અનહદ માન ઊપજ્યું. હૃદયમાં આટલું આટલું દર્દ હોવા છતાં હસતું મોં લઈ

ફરનાર મનહર તેને ઘણો જ શક્તિશાળી લાગ્યો. અને પોતે પણ ચંચળના સ્મરણમાં વિહ્વળ ન બનતાં ખુશનુમા રહેવાનો મનમાં નિર્ણય કર્યો. જેમ જેમ તે મનહર વિષે વિચાર કરતો ગયો તેમ તેમ તેને માટે તેની માનવૃત્તિ વધારેને વધારે જાગૃત થતી ગઈ. આમ મનહરના વિચારો ગોળતો ગોળતો તે હોસ્ટેલમાં આવ્યો ને જેવો રૂમમાં પ્રવેશ્યો એવો જ તેના સહાધ્યાયી મી. દેસાઇ બોલ્યા:

'લ્યો આ રમણલાલ આવ્યા. અરે પટેલ આ તમારા મહેમાન તમારી ક્યારની રાહ જોવે છે.'

'કેમ ક્યારના આવ્યા છો?' રમણે પૂછ્યું અને મહેમાન તરફ જોઈ રહ્યો. આવનાર તેને અપરિચિત લાગતા હતા.

'ખાસ કંઈ બેસવું પડ્યું નથી. લ્યો આ તમારો કાગળ' કોટના ગજવામાંથી એક ચૂંથાયેલો પરબિડીઆ વગરનો ખુલ્લો કાગળ રમણના હાથમાં મૂક્યો.

'મેં તમને ઓળખ્યા નહિ, ક્યાંથી આવો છો?'

'મેંએ તમને પહેલીવાર જોયાને!' હસતાં હસતાં મહેમાને કહ્યું.

'અમે અહીં જ રહીએ છીએ. મારે ઘેરથી એમને પિયેર નવાગામ ગયાં હતાં તે આ કાગળ લાવ્યાં છે.' આટલી અપૂર્ણ ઓળખાણથી પણ રમણને બધી સમજણ પડી ગઈ. એ પત્ર ચંચળનો જ છે એમ તેને ખાત્રી થઈ ગઈ. તેણે એ કાગળ સામે નજર કરી અને ગજવામાં મૂક્યો. કપડાં કાઢ્યા વગર પાછો ઊભો થયો ને બોલ્યો:

'ચાલો જરા બહાર જઈ આવીએ.' અને તેના મહેમાનને લઈ જોડેની હોટલ તરફ વળ્યો.

'અરે તમારું નામ તો પૂછવાનું ભૂલી ગયો.'

'મારું નામ ચિમનલાલ.'

'અહીં શું ધંધો કરો છો?'

'રતનપોળમાં કાપડિયાને ત્યાં જાઉં છું.'

રમણ ચિમનલાલ સાથે હોટલમાં પ્રવેશ્યો.

'બોલો મિ. ચિમનલાલ શું લેશો?' પોતાની પ્રિયતમાનો પત્ર લાવનાર આ મહેમાન રમણને પ્રિય લાગ્યો.

'મારે તો કંઈ લેવું નથી.' શરમાતાં શરમાતાં ચિમનલાલ કહેતા હતા.

'અરે યાર એમ તે કંઈ ચાલે, મહેતાજી! સમોસા છે? બે સમોસા લાવો.'

'રમણલાલ આ તમારું રહેવાનું સાળું ભારે નીકળ્યું હોં. મારા તો પગે ફરી ગયા. પહેલાં તો મેં દવાખાનામાં ખૂબ ધક્કા ખાધા. પછી તમારા જેવો એક છોકરો ફરતો હતો એને પૂછ્યું ત્યારે તમારી ઓરડી જડી.'

'અજાણ્યું ખરું ને.' રમણે ટૂંકમાં જ પતાવ્યું. તેનો જીવ તો કાગળમાં ભરાઈ ગયો હતો અને મી. દેસાઈ પૂછી પૂછીને હેરાન ન કરે તે સારું તો તે અહીં હોટલના ખૂણામાં ભરાયો હતો.

રમણ કાગળ કાઢી વાંચવા લાગ્યો.

'રમણલાલને માલમ થાય કે ચંચળ તમને ખૂબ ખૂબ યાદ કરે છે. તમે એવી તે વળી શું માયા લગાડી છે કે રાતે સપનામાંએ તમે જ દેખાઓ છો. રાતને દા'ડો જાણે તમે નજર આગળથી ખસતા જ નથી. બળ્યું લખતાંએ શરમ આવે છે. કોઈને કહીએ તોએ લાજી મરીએ એવું થયું છે. તમારું નામ સાંભળું છું ને મારા રદામાં જાણે કાંઈક થઈ જાય છે. બાપલા આ તો રદાની વાત રદામાં જ રાખવા જેવી છે. કોઈ જાણે તો વળી આખા ગામમાં હાહાકાર થઈ જાય ને મંથાવટી હલકી પડી જાય એ વળી જુદું. કોક કોક

દા'ડો તો યાદ કરતા રે'જો. મારી મા તો કુણ જાણે તમને જોઈને ગાંડી થઈ જઈ છે તે જ્યાં ને ત્યાં તમારાં જ વખાણ કરતી ફરે છે. જો છૂટાછેડાનું થાય તો તો...પરભુ લાજ રાખે. મારા બાપાનાએ ગળામાં આ વાત ઊતરી છે. તો ગમે તેમ કરી આનો મારગ કાઢજો. મારી ગોઠણ શકરી ત્યાં અમદાવાદમાં રહે છે. તો એને મળતા રે'જો. એ મને તમારા બધાએ સમાચાર પહોંચાડી દેશે. મારે તો એ સગી બુન કરતાંએ વધારે છે. તમને શું કીધું ? જો જો હોં, જેવો હાથ પકડ્યો છે એવો પકડી રાખજો ને વાતને પૂરી કરજો. ન'કે મારા જેવી છોડીની આંતૈડી કકળાવશો તો ઉપરવાળો રાજી નહિ રહે. આ થોડું લખ્યું ઘણું કરી માંનજો ને હેત ભાવમાં વધારો કરજો. તમારા સમાચારની મેઘની માફક રાહ જોઈશ. એ જ ચંચળના ઘણા માનથી રાંમ રાંમ વાંચજો.'

દા. શકરી.

રમણે આ કાગળ એક વખત નહિ, બે વખત નહિ પણ ત્રણ-ચાર વખત વાંચ્યો છતાં પોતે ધરાયો ન હોય તેમ એક હાથમાં કાગળ રાખીને તેણે નાસ્તો શરૂ કર્યો. ચિમનલાલ સામે બેઠા છે તે વસ્તુએ ઘડીભર ભૂલી ગયો. રમણના આજસુધીના જીવનમાં આ પહેલો જ પ્રેમ પત્ર હતો.

'અરે ચિમનલાલ તમે તો કંઈ બોલતાએ નથી. ક્યારના બેસી રહ્યા છો ?' અને ચિમનલાલ 'કંઈ નહિ કંઈ નહિ' કરતા રહ્યા ને રમણે બીજા બે ત્રણ ઓર્ડર આપી દીધા. ચિમનલાલ મનમાં મલકાઈ ગયા. કેટલીક વસ્તુઓ તો પહેલી જ વાર ચાખતા હતા. તે પણ આ ફાંકડા જુવાનની સામે, બસ ચિમનલાલનું અંતર તો આનંદથી ઊભરાઈ ગયું.

'અરે ચિમનલાલ, શકરી તમારી વાઈફનું નામ છે ?'

'હા, હા...' મોં મલકાવીને થોડી ડોકી ધુણાવીને ચિમનલાલ બોલ્યા.

*

'ઠીક ઠીક હવે બરાબર પરિચય થઈ ગયો.'

'તમે અમારે ત્યાં જરૂરથી આવજો હોં. એ તમને ખૂબ ખૂબ સંભારે છે.'

'હા. હા. જરૂરથી આવીશ હોં.' કાગળ સાચવીને કોટના અંદરના ખિસામાં મૂકતાં રમણે કહ્યું.

'પાન લેશો?' હોટલ બહાર આવી રમણે પૂછ્યું અને ટેવ પ્રમાણે ચિમનલાલે ના પાડી છતાં રમણે તો પાન અને સીગારેટનો ચિમનલાલને 'ટેશ' કરાવ્યો. અને પોતે પણ જાણે જમીનથી અધર અધર ચાલતો હોય તેમ હોસ્ટેલ તરફ વળ્યો.

ચિમનલાલ આ રંગીલા નવજુવાનને જોઈ રહ્યા ને પાન ચાવતા ચાવતા સીગારેટના ધૂમાડા કાઢવા લાગ્યા.



૬

# ગોપાળદાસની દુકાનમાં

ગોપાળદાસના ઘરથી થોડે છેટે એક ઓરડો હતો. એનો ઉપયોગ બેઠક તરીકે થતો. તેને લોકો 'દુકાન'ને નામે ઓળખતા. એ દુકાનમાં એક મોટી ગાદી અને ત્રણેક તકિયા હતા. ગાદી ઉપરની ચાદર ખૂબ મેલી અને ગંદી લાગતી હતી. તેના પર ચાના કપનાં જ્યાં ત્યાં કૂંડાળાં પડયાં હતાં. કયાંક બીડીઓના ગલને લીધે ડાઘા પડયા હતા. તકિયા પર તેલના ડાઘા જણાતા હતા. ગલેફ ખૂબ મેલા થઇ ગયા હતા. અને મેલ ઉપરાંત તેના પર કેટલાએ મહાનુભાવોની ચરણરજ સતત પડેલી જ રહેતી. દુકાનમાં સુઘડતા જેવું દેખાતું ન હતું. આ ગાદીની બાજુમાં ભીંત સરખો એક જૂનો, ગામના જ સુતારે બનાવેલો બાંકડો પડયો હતો. તેના પર અસ્તવ્યસ્ત કપડાં કે ગોદડાં પડેલાં હતાં. આ બધા કરતાં પણ ધ્યાન ખેંચે તેવી વિશિષ્ટતાઓમાં કહી શકાય કે આ દુકાનમાં એક હોકો તો સતત ભરેલો જ રહેતો. અને પ્રાઇમસ દિવસે ભાગ્યે જ લાગલાગટ કલાકેક આરામ મેળવી શકતો હશે. ગમે તેનો મહેમાન આ દુકાનમાં આવે જ અને ગોપાળદાસની ચા અને હોકો મળે તો જ તેની મહેમાનગીરી પૂરી થાય. સામાન્ય રીતે ગોપાળદાસ પોતે પણ દિવસમાં ત્રણ ચાર વાર તો નિયમિત ચા પીતા. અને તે ચા પીતા હોય એવામાં કોઇ આવી ચઢે તો તુરત જ પાછી તપેલી ચઢે. આ ચા અને હોકાના પ્રતાપે તો ગામમાં તો શું પણ આખાએ પરગણામાં ગોપાળદાસે નામ કાઢયું હતું.

જમ્યા પછી ગોપાળદાસ પગ પર પગ ચઢાવી તકિયાને અઢેલીને બેઠા બેઠા હોકો તાણતા હતા અને સોપારી ચાવે જતા હતા. આમ હોકો પીતાં પીતાં ઊંઘથી આંખ ઘેરાય તે પહેલાં, 'રાંમ રાંમ રાંમ ગોપાળદા' કહેતા બે મહેમાને પ્રવેશ કર્યો.

'હા. આવો રાંમ રાંમ; આવો રાંમ રાંમ.'

માથે એક હાથ મૂકી બીજે હાથે મહેમાનો સાથે રામ રામ કરતા ગોપાળદાસ બેઠા થયા. 'માંનદા તમે ક્યારના આયા છો?'

'અરે અમે તો આંય બે દા'ડાથી આયા છીએને. પણ તમે ક્યાં ભેગા થાઓ છો તે?'

'હું ગઈ કાલ કોરટમાં કામ હતું તે ગયો હતો. લ્યો હોકો. નાં આવતો હોય તો કે'જો ફરી ભરાઈશું.'

'ના ના બરાબર આવે છે.' મોંમાંથી ધૂમાડો કાઢતાં કાઢતાં માનદાસ બોલ્યા.

'બોલો ભઈશાબ શો હકમ કરો છો?' ગોપાળદાસ સોપારી કાતરતાં કાતરતાં બોલ્યા.

'હકમ તો શો કરવાનો હોય પણ તમારું થોડું કામ પડ્યું છે.'

'હાં. બોલોને. ધન્ય દા'ડો ધન્ય ઘડી, ભઈશાબ તમારા જેવાનું કામ ક્યાંથી. વાલેસરીનું કામ નહિ કરીએ તાણ કોનું કરીશું?'

'કામ તો શું બીજું પણ અમારે વેવાણ માનતાં નથી. કે'છે તે રઈને નહિ મોકલીએ.' આટલી ઘડી ચૂપ બેઠેલા મહેમાને કહ્યું.

'તે શો વાંધો પડ્યો છે?'

'રાખ ને ધૂળ. એ તો કાંઇ વાંધો કહેવાતો હશે મારા? ભૈ' માનદાએ મોંમાં સોપારી નાખતાં કહ્યું. 'કે'છે તે અમારા જમાઈને જુવારું આલો તો મોકલું.'

'એમ તે કાંઈ બહાનાં કઢાતાં હશે.' ધીમે રહી ગોપાળદાસે કહ્યું.

'બાપ્પો મારો......' હોકો પીતાં પીતાં એકદમ પેલા મહેમાન બોલ્યા. 'આ તો ભલા આદમી ઘર ભગાવાની વાત થઈ કે'વાય.'

'એ તો તમારાં વેવાણને મળી કાંક રસ્તો કાઢીશું.'

'હા ભઈશાબ, ગમે એમ કરો પણ આટલું તો કામ કરી દો. આ તો એ માણસ સાંભળે એવો ઘાટ થયો છે. વાતમાં કાંઈ ભલીવાર નહિ ને કજિયાનાં મૂળ ઘાલવાં.'

'હોય, સગું છે તે બોલવુંએ પડે. અલ્યા મોહન, એ મોહન. ક્યાં ગયો?' થોડીવાર પછી મોહન બહારથી આવ્યો. મોહન ગોપાળદાસનો નોકર હતો. તેને જોઈ ગોપાળદાસ તાડૂક્યા. 'ક્યાં મરી ગયો તો લ્યા?'

'કેમ ભૂલી ગયા? તમે ડાકૈડાવાહમાં ઉઘરાણી કરવા મોકલ્યો'તો ને.'

'હાં ઠીક ઠીક. લે મહેમાન ઓલે ચા મૂક.'

'ના ભઇશાબ માફ કરો. અમે તો જમીને જ હેંડ્યા આઇએ છીએ. નકામી તસ્દી લો છો. આપણે ક્યાં બંધાણી હતા તે.' માનદાએ કહ્યું.

'એમ તે કાંઈ ચાલતું હશે કે? તમે ક્યાંથી અમારે ત્યાં. એ તો બોલશો જ નહિ. ચા પીધા વિના કોઈ દુકાનનું પગથિયું ઊતરે તો મારી લાજ જાય.'

'નહિ માંનો ખરા? સારું તાણ તમારા માંનની ખાતર છાંટો જ મૂકજો હાં. આ તો કે'છે માંનદા ઝક કરે છે; ન'ક ભઇશાબ છાંટો પાંણીનીએ જગા નથી.'

'હશે. વેવાંણે જોર કરીને ખવરાયું હશે.' કહી ગોપાળદાસ ખડખડાટ હસી પડયા.

'જુઓ ગોપાળદા.' પેલા મહેમાને ગંભીરતાથી વાત ઉપાડી. 'આ તો કે'છે અમે તો નબળા છીએ ને નાહકનો કજિયો કરીએ છીએ. નહિ તો આ બે દા'ડામાં તો અમારાં વેવાણ કાંઇ બોલ્યાં છે કાંઇ બોલ્યાં છે. ભઇશાબ કાંન ખરી પડે એવી ગાળો રેડવે છે. હવે અમારે બૈરા માણસને કહેવુંએ શું? બોલવામાંએ કાંક મલાજો રાખવો જોવે ને.'

'આમ જરા મારા જેવાં તામસી સભાવનાં છે ને?'

'ભઇશાબ સમજાવી પટાવીને કંઇ મારગ કાઢો. આ તો પૂછડું ઝાલ્યું તે મૂકે એવાં નથી. પાછાં કે'છે તે અમારા જમાઇને મોકલજો પછી હું મોકલીશ. આ તો અમારો ફજેતો જ કર્યો કે કાંઈ બીજું!' માનદાસ ઢીલા બની કહેતા હતા.

'લ્યોને અહીં જ તમારી વેવાણને બોલાઈ ખુલાસો કરી દઇએ. એ એ આંમ તો પાછાં અમારી સાળી થાય ને?'

'હોવ હોવ, એ એ બહરું સગપણ ખરું.' પેલા ચૂપ રહેલા મહેમાન ખુશ થતા થતા બોલ્યા અને ગોપાળદાસ મલકાઈ ગયા.

'અલ્યા મોહન, ચા કાઢીને જરા હડી મારી રઈલીની માને બોલાઈ લાય તો.'

મોહન પીત્તળના કપમાં ચા કાઢી મહેમાનો આગળ ચા મૂકી રાઇની માને બોલાવવા ગયો.

ચા પીતાં પીતાં છગનદાસે ધીમે રહીને મનમાં ગોળાતી હતી તે વાત ઉપાડી.

'ગોપાળદા, મહીનો માસ થયો હશે, હું અમદાવાદ દવા કરાવવા ગયો હતો.'

'હં' આતુરતાથી સોપારી કાતરતાં કાતરતાં ગોપાળદાસે હુંકારો ધર્યો.

'તે તમારા રમણલાલ ભેગા થયા'તા. શું એમનાં શાંન છે! આંહાં......હાં......એમની શું વાત કરું. કેવું રૂપાળું વવેક્સર બોલવું ચાલવું. છાંટોએ અભિમાન નહિ. આપણા આટલામાં તો એવો એકે મોટીઆર ન ભાળ્યો.'

'રમણલાલ તો કાંક દાક્તરનું ભણે છે ખરા કે?' માનદાસે વચ્ચેથી પૂછ્યું.

'હોવ. મને એમ કે આ હાંળનો દાંડો ઝાલે શું મળવાનું છે? ખેતીમાં કેવો શકરવાર આવે છે એ તો જાણો જ છો ને? કીધું સુખે કે દુઃખે આંમે ને આંમે એ છોકરાનું જીવતર સુધારું.'

'અરે ભઈશાબ ખરું પુછાવો તો તમે તો જગ જીતી ગયા છો. ચારેકોર તમારું તો નામ નીકળ્યું. અને આપણા ગોળમાંએ આવા ભણેલા છે એ ક્યાં?'

'ભણાવવું એએ ક્યાં સહેલું છે તે લોકોએ ભણાવે. બાપલા મહિને ને મહિને એક કોથળી જોવે છે.'

'અત્યારે તો જોઇએ જ ને. પછી તો મોટા સા'બ થશે ત્યારે તો તમારે પૈસાની રેલમછેલ જ સમજો ને.' માનદાસ મોંમાં સોપારીનો ભૂકો ઓરીને બોલ્યા.

'હવે આવતી કાલ તો કને ભાળી છે. તગદીરમાં હશે એમ થશે. લ્યો છગનદા સોપારી તો લ્યો.'

'ના, ના, મારે તો બાધા છે. ગોપાળદા સો વાતની એક વાત સમજું કે ભણેલો કોઈ દા'ડો ભૂખે નહિ મરે. એ તો ગમે એ હુન્નર કરીને એનું તો પૂરું કરશે જ.'

'લ્યો, ભણતર છે એ તો મોટી વદ્યા છે. એ તો બીના ઘઉં દળવા જેવું છે. તે રમણલાલને હવે કેટલું ભણવાનું બાકી છે?'

'આ છાં મહિના જ છે. પાસ થાય તો પછી પૂરું જ થાય છે.'

'રમણલાલ તો રમણલાલ જ છે. ભઇશાબ એમને તો મારી કાંઈ સંભાળ લીધી છે. એકે દા'ડો ખાલી નહિ જ્યો હોય. રોજ સવાર થાય ને આવી જાય. એ હોય નહિ ને મને ઝટ વળતું પાણીએ થાય નહિ. એ કાંય ભુલાય?'

'વળી ઓળખાણનો તો ફેર પડે જ ને.' કહી માનદાસે ગોપાળદાસ સામે જોયું. ગોપાળદાસ સોપારી ચાવતા ચાવતા હોકો તાણે જતા હતા. મોં પર હર્ષનીએ આછી રેખા અંકાવા દેતા ન હતા. થોડીવાર ત્રણે જણા ચૂપ રહ્યા. છગનદાસના મનમાં ગડમથલ થયા કરતી હતી. તેમને કંઇક કહેવું હતું તે તો તેમના મોં પરથી પણ કળી શકાય તેમ હતું. થોડીવાર રહી ગંભીર અવાજે તે બોલ્યા;

'ગોપાળદા આપણા ગોળમાં જાણે કન્યાની છત વધી ગઇ છે ને મુરતિયા તો શોધ્યાએ જડતા નથી.'

'એવું તે હોતું હશે? આ અમારા ગામમાં જોઇએ એટલા આથડે છે. બોલોને તમારે કેટલા મુરતિયા જોઇએ છે.' હસીને ગોપાળદાસે કહ્યું.

'એમ તો છે જ તો? આ તો તમારા જેવા સુખી ઘરવાળો અને ભણેલો હોય એવો કોક છોકરો જોઇએ છે. મારી પંદરેક વરસની છોડી છે. હવે ક્યાંય સારું ઘર મળતું નથી..'

'મળી રહેશે ક્યાંક. ખરું પુછાવો તો છગનદા હવે તો સારા ખોટાનો ક્યાં ભેદભાવ રહ્યો છે. હવે તો બધાએ સારા ને બધાએ ખોટા. વળી દુનિયામાં સાચ જેવું તો રહ્યું છે જ ક્યાં.'

'એમ નહિ પણ છોકરો જરા ભણેલો ગણેલો જોઇએ ને? આ છોડી તમે જુઓ તો જાણે રૂપરૂપનો અંબાર અને કેવી ચાલાકી!

હવે તમે જ કહોને એમ ને એમ જોયા વના ક્યાં ય કૂવામાં નાંખી દેવાય છે ? સરખે સરખું તો શોધવું જોઇએ ને.'

'ગોપાળદા કન્યામાં તો તમારે કાંઇ કે'વાપણું નથી હોં.' ખુંખારો ખાઇને માનદાસે કહ્યું 'હું તો છાતી ઠોકીને કહું છું કે આખા ગોળમાં એવું રતન નહિ મળે. પણ ભઇશાબ ક્યાંય લાયક છોકરો મળતો નથી અને જ્યાં છે ત્યાં બધે ભરાઇ ગયેલું છે.'

આ વાત કોણ જાણે ક્યાં જઇને અટકત તે કહી શકાય તેમ નથી. રાઇની મા આવ્યાં એટલે વાત એકાએક બંધ પડી.

'આવો શીવકોર વહુ; કેમ આ તમારા વેવાઇને છણકે પાડ્યા છે ?' હસતાં હસતાં ગોપાળદાસે કહ્યું. રાઇની માએ સાલ્લાની કિનાર મોંમાં ઘાલી લાજ કાઢેલી હતી. માત્ર એક જમણી આંખ જ ટગર-ટગર જોઇ રહી હતી. તે કમાડને આઘું કરી ખૂણામાં બેઠાં ને બોલ્યાં:

'વાંકગનો આવે તો વળી બે ખરાખોટા શબ્દ કહેવાએ પડે.'

'એમ તો ધણીએ ગાળો ખમે એવા છે. પણ રઇલીને કેમ મોકલવાની ના પાડે છે ?'

'એમને પૂછોને ?'

'એમને તો બધુંએ પૂછી લીધું હવે. બે માણસ સાંભળે તે સારું કે'વાય ? માંડી વેલીએ છોડીને મોકલ્યા વના કાંઇ તારો છૂટકારો થવાનો હતો. છોડીયું તો સાસરે જ સારી.'

'ગોપાળભજી એમ તમે એમનું ખેંચ ખેંચ કરશો નહિ. હું ખોટું નહિ કહું. એમને પહેલાં બે સંદેશા મોકલ્યા તો એ મેં તો રઇલીને નાં મોકલી. મારા મનમાં કે ઇમ કે વેવાઇ આવે તો મોંઢે મોંઢે બધી ચોખવટ થાય. હવે ભૈશાબ છોડીને દખ પડતું હોય તે કહેવું તો પડેને ? છગનદા જૂઠું બોલો તો તમારા છોકરાના સમ છે. સાચું કે'જો રઇલીની સાસુ રોજ ઘરમાં ટીટીઆરો નથી કરતાં ?'

'હવે અક્કલ વગરનું હોય તે બોલ્યા કરે. તમે એ અમથાં વળગી રહ્યાં છો ને ?' છગનદાસ બોલ્યા.

'કેમ અક્કલ વગરનું કો' છો ? ગોપાળભજી આખા ગામને પૂછી જુઓ. મારી રઇલી ત્યાં જાય છે ને અડધી થઇને આવે છે. ઘરમા કોઈ દા'ડો કજીયો નાં મટે. રઈલીને રોજ મેણાં માર્યાં કરે કે પિયરમાં કોઈ દા'ડો ભાળ્યું હોય તાણને ? તારી મા આવી, તારું કામ આવું, ભૈશાબ ક્યાં સુધી આમ સાંભળી રહેવાય, વળી કે'છે કે ઘરેણાં તો પિયોરમાંથી કરાવ્યાં નથી ને પાછી બોલવા આવે છે. હું રાંડીરાંડ થઈ રહી. ભૈશાબ મારે ક્યાં સુધી આવા બખેડા સાંભળ્યા કરવા. અને એમ મારે દાગીના કરવા જેટલી આંગમણ હોત તો શું કરવા એટલે બધે છેવાડામાં નાંખવા આવત પટોલ. આ તો તમે કહેવરાવો છો તાણ મારે કે'વું પડે છે.'

'દાગીનાનું તો કોઈ બોલ્યું નથી અને બૈરાં માણસ કકળાટ કરે એના સામું શું જુઓ છો ?' માનદાસ હોકો પીતાં પીતાં બોલ્યા.

'તાણ તો છોડી ખોટું કે'તી હશે ખરા ? ઘરનાં બૈરાંને પૂછજો કે કોઈ દા'ડો ધરાઈને રોટલો ખાવા આલ્યો છે. હું તો રાંડીરાંડ રહી પણ એને મારા જીવની પેઠે સાચવી છે સમજ્યાને. અને હવે કાંઈ મને ફડચ રોટલો નહિ મળે ? તમારું માણસ છે તે તમો બેલાશક તેડી જાઓ પણ મારે તો મારી રઈલીને જુવારું જોવે.'

'જુવારું લેવરાઈને શું કરીશ તે ?' ગોપાળદાસ ધીમે રહીને બોલ્યા.

'પછી રોજ રોજ આવા કજિયા તો નાં સાંભળવા પડે ! આંય તો મારે લોહીનાં આધણ મુકાઈ જાય છે. મારે તો મારી છોડીને બે દા'ડાનો સૂકો રોટલાનો કટકો ને ઘેંશ મળશે તો એ પડી રે'શે. પણ એને કજિયો નાં જોવે.'

'છગનદા તમે એ પાસે રહીને શું કજિયા કરાવો છો ?' સહેજ હસતાં હસતાં ગોપાળદાસ બોલ્યા.

'ડોસીનો સભાવ જનમથી તાંમસી છે. ઘરમાં છોકરાંને એ બોલબોલ કરે. હવે કોક દા'ડો નાં બોલવાનું બોલી જ્યાં હશી. અને તમારી છોડીએ કાંઈ જાય એવાં નથી. એ એ આવડી ને આવડી જોખે છે.'

'તાણ એમની ગાળો સાંભળી રહે ખરા ? ના પટેલ એમ મારી છોડી કાઈની ગાળો નહિ સાંભળી રહે. મારે રોજ રોજ એવા ટીટીઆરા નથી કરવા. ગોપાળભજી આ તમને કીધું. મારે હવે આંગમણ રહી નથી અને મારે ક્યાં કાઢ્યા'તા એટલા કાઢવા છે તે ? આ છોડીની આંતેડી ટાઢી જોવું એટલે તો એ...ગંગા ન્હાયાં ?'

'સારું સારું તું કે'છે એમ કરીશું. તાણ માંનદા ઘરમાં આંમને આંમ ચાલતું હોય તો જુદું આલી દો. રોજ રોજ એ શું ! કોક સાંભળે તોએ સાળું લાજી મરીએ. તમારા જેવા ડાહ્યાને મારે શું કે'વું. આ બઈ રહી એકલી એ જઈને કોને કહે. કજિયાના મૂળમાં પૂળો મૂકોને એટલે પાર આવે. નકામું કોક જાણે એમાં આપણી શી લાજ રે.'

'પણ......' માનદાસ બોલવા જતા હતા.

'પણ ને બણ હવે અમે કહીએ છીએ એ ઠીક કહીએ છીએ કેમ છગનદા' કોણ જાણે કેમ પણ છગનદાસે પણ ગોપાળદાસની હામાં હા પુરાવી.

'જા રઈલીને તૈયાર કર આંમને જવાની ઉતાવળ છે કેમ ખરું ને ?'

'હોવ હોવ અરે ગામમાં તો બધે ખાતરનાં ગાલ્લાં જુતી જ્યાં છે. આજ તો મોકલે તોએ ને નાં મોકલે તોએ રેવાય એવું તો નથી.' છગનદાસે કહ્યું.

રાઇની મા ગઈ. પણ જતાં જતાં કહેતી ગઈ: 'ગોપાળભઇ, જુઓ એ છોડી તમને સોંપી. જો કોઈ દા'ડો રોતી રોતી ઘેર આઈ તો પછી તમારી વાત તમે જાણજો. છોડીની આંતેડી કકળાવામાં પરભુ નહિ રાજી રહે.' માનદાસને કહેવાનું તો ઘણુંએ હતું પણ પોતાનું કંઈ ચાલશે નહિ એમ ધારી તે ચૂપ બેસી ધીમે ધીમે હોકો ગડગડાવે ગયા.

'ઠીક તાણ ગોપાળદા, તસદી માફ કરજો. બોલ્યુંચાલ્યું માફ કરજો.' છગનદાસે ઊભા થતાં થતાં કહ્યું.

'ભઇશાબ એ શું બોલ્યા સગાનું કામ નહિ કરીએ તાણ કોનું કરીશું.'

'કોક દા'ડો તો નવાગામ આવો, અને પેલું જરા ધ્યાનમાં રાખજો. તમારી ભાળમાં કોઈ લાયક મુરતિયો હોય તો...' હૈયામાં જે વાત રમતી હતી તે નીકળી ગઈ.

'હા. હા...જરૂર એમાં શું? તમેએ આવજો, માંનદા આવજો. કાંઈ ખોટું લાગ્યું હોય તો કે'જો ભઇશાબ.'

'ના ના ખોટું શાનું? લ્યો આવજો. ગોપાળદા માયામાં વધારો કરજો.' એમ કહેતાં કહેતાં માનદાસ જોડા પહેરી દુકાન નીચે ઊતર્યા અને બંને જણા વાતો કરતા કરતા તેમની વેવાણના ઘરભણી વળ્યા.



૭

# ગોમતીની વેદના

ગોપાળદાસ પણ દુકાનનાં બારણાં આડાં કરી પાછા ગાદી પર લાંબા થયા. તેમને જમ્યા પછી દાળો કરવાની ટેવ હતી. અને જમ્યા પછી વધારે નહિ પણ આશરે એક કલાક આડા ન થયા હોય તો તેમને આખો દિવસ બેચેની રહે. પણ આવાં કામ આવી પડે તો તેમનાથી કર્યા વગર રહેવાતું નહિ. તેમનો સ્વભાવ જ એવો હતો કે 'હું કરું, હું કરું' એમ મનમાં થયા જ કરે. તેમની સલાહ વગર કંઈ કામ થઈ જાય તોયે તેમને બેચેની રહે. કોઈક વાર રમણની મા સાથે કજિયો થયો હોય તો પણ બેચેની રહે પણ તેમની બેચેની લાંબો વખત ટકતી નહિ. આજ તેમને નસીબે બેચેની જ લખાઈ લાગતી હતી. એ ગાદી પર સહેજ આડા થયા, ન થયા ત્યાં મોહન ટપાલ લઈને આવ્યો. ફક્ત એક જ પરબીડિયું હતું. અક્ષર તો રમણના લાગતા હતા. કવરના એક ખૂણામાં 'ખાનગી' એવું લખ્યું હતું. આમ તો ગોપાળદાસ કદાચ થોડી વાર આડા થઈને તે વાંચત પણ 'ખાનગી' જોયા પછી તો તેમની ચટપટ વધી પડી. તરત જ બેઠા થઈ કવર તોડી અંદરથી કાગળ કાઢી વાંચવા લાગ્યા. અક્ષર અપરિચિત હતા. ગોપાળદાસે આખો પત્ર વાંચ્યો. પત્ર નીચે પ્રમાણે હતો.

'મુરબ્બી વડીલશ્રી,

મારા જેવા અજાણ્યાનો પત્ર વાંચી આશ્ચર્ય થાય તે પહેલાં જ હું મારી ઓળખાણ આપી દઉં. હું રમણનો મિત્ર છું. રમણે મને તેના દિલની વાતો કરી છે. એ બધું જાણ્યા પછી તો મારાથી તમને લખ્યા વગર રહી શકાતું નથી.

આપ કદાચ નહિ જાણતા હોય કે રમણ મનમાં ઘણો જ મૂંઝાય છે. અને પરિણામે શાંતિથી અભ્યાસ પણ કરી શકતો નથી. તેને તેના લગ્નજીવનમાં સુખ નથી. ચોકખા શબ્દોમાં કહું તો તેને તેની પત્ની પસંદ નથી. તેની સાથે તે કદાચ રહી પણ નહિ શકે. તેના કહેવા પ્રમાણે તો તે જીવનભર એકલો રહેશે. પણ તેની પત્નીને તો નહિ બોલાવે. કોણ જાણે કેમ તેને એકદમ અભાવ થઈ ગયો છે. તેની આગળ એક જ પ્રશ્ન રહ્યો છે. 'હવે શું કરવું?' તેને કંઈ જ માર્ગ સૂઝતો નથી.

હવે હું મારો અંગત અભિપ્રાય જણાવું છું. રમણના સહવાસથી હું એટલું તો જોઈ શક્યો છું કે મનગમતી પત્ની વગર તે જીવી શકશે નહિ. અને જેની સાથે તેને મનથી અભાવ થઈ ગયો છે તેની સાથે પણ તે રહી શકશે નહિ. એટલે રમણના હિત ખાતર પણ આપને વિચાર કરવો જોઈએ. હું માનું છું તેમ હાલ છે તે પત્નીને છૂટા-છેડા આપી દો, તો પછી રસ્તો મોકળો થઈ જાય એમ છે. અને રમણના કહેવા પ્રમાણે તો તમારી નાતમાં આવા છૂટાછેડા આપી શકાય છે, તો તેમ કરવું ઠીક પડશે.

આપ જાણતા હશો કે હવેનો જમાનો તદ્દન બદલાઈ ગયો છે અને બદલાયે જાય છે. લગ્ન એ તો વ્યક્તિજીવનનો સવાલ છે. અને તેનો ઉકેલ પણ વ્યક્તિએ જ કરવો જોઈએ. રમણને જેની સાથે જીવવાનું છે તેની પસંદગી તમે કરો તે ઠીક નહિ. આટલું ભણ્યા પછી પણ તમારો રમણ તેના જીવનસાથીની પસંદગી નહિ કરી

સે? પુત્રની ભાવના સમજી તેના માર્ગદર્શક બનવું એ પિતાનો ધર્મ છે.

હું આપને વધુ તો શું લખી શકું. પણ આપને રમણની વતી વિનંતી કરી કહું છું કે આનો કંઈ ઉકેલ લાવજો; નહિ તો રમણનો અભ્યાસ અને તેની જિંદગી સુદ્ધાં જોખમાશે. ચિંતામાં ને ચિંતામાં રમણ અભ્યાસમાં સાવ બેદરકાર બન્યો છે. રમણ આપને કહેતાં અચકાય છે એટલે મારે કહેવું પડે છે.

તસ્દી માફ કરશો. કામકાજ લખશો એ જ

આપનો મનહર.'

ગોપાળદાસે એકવાર પત્ર વાંચ્યો પણ કંઈ બરાબર સમજ્યા નહિ. ફરી વાર ધીમે ધીમે આખો પત્ર વાંચી ગયા ને એમને એમ હાથમાં પકડી થોડી વાર બેસી રહ્યા પછી હોકો પીવા લાગ્યા. પણ તમાકુ સાવ બળી ગઈ હતી. એટલે ઠીક ન પડ્યું. કટાણું મોં કરી માથે ફાળિયું બાંધ્યા પછી ઉઘાડે શરીરે હાથમાં હોકો લઈ ઘર તરફ વળ્યા. તેમને રમણના મિત્રે લખેલી હકીકત અકળાવતી હતી. પહેલાં તેમણે રમણને આ જ બાબતમાં ધમકાવ્યો હતો તે યાદ આવ્યું. ઘરમાં પેસવા જતા હતા તેવી જ ગોમતી વહુ બારણા વચ્ચે પાણીનું બેડું લઈ સામે જ મળી અને સસરાને જોઈ વીજળીની ઝડપે લાજ કાઢી બાજુમાં ખસી ઊભી રહી. ગોમતી વહુને જોઈ ગોપાળદાસનું મન વધારે ચગડોળે ચઢ્યું.

'દેવતા છે કે? આ જરા હોકો ભરવો હતો.' ઘરમાં જઈ રમણની માને પૂછ્યું.

'અત્યાર સુધી દેવતા શાનો ને વાત શાની.'

'આગલા મેડે ખાટલો ઢાળેલો છે કે? આજ તો જરા માથું એ દુ:ખે છે.'

'જા જો શાન્તુડી, ના ઢાળેલો હોય તો ઢાળી આવ તો?' શાન્તાને તેની માએ કહ્યું ને તે તરત જ ઊઠી આગલે મેડે ગઈ. ગોપાળદાસ પણ કંઈ પણ બોલ્યા વિના હોકો મૂકી ઉપર ગયા.

ગોપાળદાસ ખાટલામાં પડ્યા. અને આંખ મીંચી ઊંઘવા ઘણાએ પ્રયત્ન કર્યા પણ ઊંઘ આવે જ નહિ ને. ઊંઘ પણ પેલી અવળચંડી વૈરી જેવી છે. કહીએ ત્યારે ન આવે ને ન કહીએ ત્યારે આવે. ગોપાળદાસ પેલો કાગળ, રમણ, ગોમતી સર્વને ભૂલી ઊંઘવા મથતા હતા પણ કેમે કરીને પણ ઊંઘ આવતી ન હતી.

'રમણિયાના મનમાં કુણ જાણે શુંએ થતું હશે. ભણેલાની આ જ માંકાણ છે ને! આંય તો સૂડી વચ્ચે સોપારી જેવું થયું છે. જો છૂટાછેડા આલવા જાઉં છું તો ગોળમાં નાક કપાઈ જાય છે. લોકો કે'શે આવડી મોટી પંચાત કરે છે ને ઘરમાં છોકરાની વહુએ નાં સંઘરાંણી. અને આ તો સાળું મળી મળીને મળ્યું છે ને? પાછી આ એજીવી રહી. હવે તો કેમ કરીને ફારગતી અલાય? પાછું રમણિયાનો વિચાર કરું છું તો નાં કરે નારાયણ ને નાં કરવાનું કરી દે તો......છોકરાને કેટલા વને ભણાવ્યો છે; તે તો મન જાણે છે. અને હવે...વળી ક્યાંક નાસી જાય તો...અરે બીજા કોઇને નહિ ને મારે ક્યાંથી આ ઉપાધિના પોટલા આવી પડ્યા છે. મુઆં નિરાંતે જીવવાએ દેતાં નથી.' મનમાં ને મનમાં બબડી ગોપાળદાસે જોરથી આંખો મીંચી અને કપાળ પર હાથ મૂકી ઊંઘવાનો સભાન પ્રયત્ન કર્યો. પણ એમ તે એ માનિની નિદ્રાદેવી કંઈ રીઝે ખરી! આજના પત્રથી ગોપાળદાસની ઊંઘ ઊડી ગઈ હતી. મનમાંથી એ વિચારોનું આવરણ ખસતું જ ન હતું. વાદળથી જેમ આકાશ ઘનઘોર બને છે તેમ વિચારોથી તેમનું મગજ પણ ઘનઘોર બની ગયું હતું.

થોડી વાર થઈ અને પાછા છગનદાસ યાદ આવ્યા. 'એ શું કહેતા હતા? લાયક કન્યા હોય તો......હા હા વળી મેળ બેસતો

હોય તો કરી દઈએ. આ લપમાંથી છૂટાય. માંનદાસે કે'તા તો હતા કે કન્યા છે તો રાંકના ઘેર રતન. એમનુંએ મન તો રમણ પર ચોંટ્યું તો લાગે છે. થતું હોય તો......બસ તાણ કરી જ દેવું. ડખો મટી જાય. કેમ બરાબર ને ? અને...ગોમતી વહુનું તો...હાં હાં છૂટાછેડાએ આલવા નથી ને કાઢીએ મૂકવી નથી. આંય ક્યાં મૂઠી દાંણાની ખોટ છે તે ? એએ રે'શે ને...નવીએ રે'શે. હા...હા... બીજું જ કરી દઈએ; પાર આવે. એમ કાંય છોકરો નાં ખોવાય. દનિયા તો ખોલીને બેસી રે'શે.બસ...બસ એમ જ ઠીક રે'શે. બધાંનુંએ સચવાશે. અને છગનદા વાત કરતા'તા એવી કન્યા હોય તો પછી બધાંયે રૂડાં નવાં થશે. લ્યો શોધવુંએ મટ્યું.'

જાણે હૃદય પરનો બધો ભાર હળવો થઈ ગયો હોય તેમ ગોપાળદાસે પેટ પર હાથ ફેરવ્યો. અને પડખું મરડી પડ્યા રહ્યા. આ ગડમથલમાં ક્યારે ઊંઘ આવી ગઈ તેનીએ ખબર પડી નહિ. ચાનો વખત થયો ત્યારે મોહને ઊઠાડ્યા ત્યારે ઊઠ્યા.

મનમાં જે વાત ઘોળાતી હતી તે રમણની માને કહ્યા વગર ચેન પડે તેન ન હતું. ચા પી, હોકો બરાબર ગડગડાવીને ગોપાળદાસ પાછા ઘેર આવ્યા.

'કહું છું આજે તો રમણના ભાઈબંધનો કાગળ આવ્યો છે.' ગોપાળદાસે વાત ઉપાડી.

'રમણનો તે વળી કયો ભાઈબંધ ?'

'સાંભળ તો ખરી ? રમણે જ લખાવ્યો લાગે છે. કે'છે કે રમણને એની વહુ ગમતી નથી તે છૂટાછેડા આલીને એને ગમે એવી બીજી કરો.'

'હેં...'

'હા, હા. કાગળમાં તો લખ્યું છે કે રમણને ભણવામાં પણ મન રહેતું નથી. તે આખો દા'ડો ચંતા કર્યા કરે છે.'

'કેમ ચંતા કરે છે તે ?'

'જખ મારવા, રાંડને કાંઈ સમજણ પડતી નથી. કહ્યું નહિ કે આ વહુ ભાઈશાબને ગમતી નથી તે મોટી મદમ લાવવી છે.'

'હં. તે આનું કરવાનું છે શું ?'

'શું કરવાનું તે ગોમતી વહુને ફારગતી લખી આલો કે પછી એક પર બીજી કરો.'

'તે રમણનું શરીર તો સારું છે ને ?'

'શરીર તો સારું હશે ને ? પણ કે'છે તે ભણાતું નથી. મને લાગે છે તેમાં જ નપાસ થયો હશે.'

'ખરી વાત છે. આ વખત તો મને તો અડધો થઈ ગયો લાગતો'તો અને આખો દા'ડો મનમાં કાંક ઘોળ્યા જ કરતો હતો. બચારો તમારી ધાક કહી શકતો નથી. ને'ક એનું મન તો આંના પરથી ક્યારનું એ ઊઠી ગયું છે.'

'કેમ એમ તે ?'

'એ તો એ જાણે ને ઉપર વાળો જાણે.' કાને હાથ દઈ રમણની મા બોલ્યાં.

'મને તો લાગે છે કે આ તો નકામી છોકરમત છે. તો એ બીજું કરવું હોય તો એક વાત ધ્યાનમાં છે ખરી.'

'મને તો બળ્યું ફડફડ થાય છે. રમણિયો કેવો થઈ ગયો હશે ? આ રાંડ ચૂડેલ જેવી છે, એનામાં તે છોકરાનું મન શું પરોવાય ? આપણે ગમે તેમ કહીએ પણ જેમ જોઈતું હોય એમ જોવેને ? એના ભણ્યા પરમાણે તો જોઈએ ને ?'

'ઠીક છે. વખત આવે જોયું જશે. આને ખોળો ભરવાનો વખત આવ્યો ને આપણે બીજીની વાત કરીએ તે દુનિયામાં ગાંડું દેખાય.

ન'ક બે દા'ડામાં બીજી……' કહી ગોપાળદાસે હોકો જોરથી ગડગડાવ્યો.

'કશુંએ ગાંડુ' દેખાતું નથી. તમે તો એમ ગાંડુ' ને ડાહ્યું કરવામાં મારા રમણિયાને મારી નાખશો.'

'ઠીક ઠીક, મારો રમણિયો મારો રમણિયો કરી રહી છે તે. કેમ મને તો કાંઈ લાગતું નહિ હોય ખરા ? આ તો રાંડને કાંક વાત કરી એટલે ક્યાંય ના ક્યાંય બોલવા માંડશે.'

'સારુ' તાણુ નહિ બોલીયે લ્યો. આ તો પેટમાં દાઝે એટલે કીધું એમાં તો……' મોં ચઢાવી રમણની મા બોલ્યાં. અને ગોમતી વહુ ઘરમાં આવી એટલે આગળ વાત ન ચાલી. ગોપાળદાસ પાછા દુકાને ગયા.

રમણની માને તો આ સમાચાર સાંભળી કંઈનું કંઈ થઈ ગયું હતું. રમણને કંઈ થાય તે તેમનાથી જરાયે સહન થતું ન હતું. તેમનું ચાલત તો તે રમણને નજર બહાર પણ ન જવા દેત. એ તો ભણાવવાનીએ ના પાડતાં હતાં. પણ ગોપાળદાસના આગ્રહ આગળ એમનું કંઈ ચાલતું નહિ એટલે ભણવા જવા દેવો પડ્યો હતો. અને તે એ મુંબઇ પાણી લાગે છે એવી બીકમાં ને બીકમાં ત્યાં ભણવા ન મૂકતાં ઘરના આંગણા જેવા અમદાવાદમાં મૂક્યો હતો. જો કે ગોપાળદાસ અને રમણ બંનેની ઇચ્છા મુંબઇ અભ્યાસ કરવાની હતી. એમનો રમણ આ ગોમતી વહુથી જ દુઃખી થાય છે એ જાણ્યા પછી તો તેમનો ખોફ વહુ પર ઊતરી પડ્યો. નજીવી બાબતમાં પણ તેને ધમકાવવા લાગ્યાં. એને છેલ્લા મહીના જતા હતા તોયે બે ઘડી પગ વાળીને બેસવાયે દેતાં નહિ. એક બે વાર તો તે બોલી ગયેલાં; 'મૂંઇ રાંડ, આંય ઘરમાં પગ મૂક્યો છે ત્યારનો કયે દાડે નિરાંતે રોટલો ખાધો છે. રાંડ ભમપદુડી, બધાં ને શેકી નાંખ્યાં.'

ગોમતી તો સાસુના આ પરિવર્તનથી ડઘાઈ ગઈ હતી. તે

ામ ધમકાય ધમકાય કરે છે તેનું રહસ્ય તેને કંઈ જડતું ન હતું. હેલાં તો કેવું રૂપાળું બોલે. કામ કરતી હોય તોયે કહેશે થોડી વાર ાડી થા એ તો ઘણુંયે થશે. અને હવે...... એકદમ આમ કેમ રે છે. હું કાંઈ બોલીચાલીએ નથી. કાંઈ વાંક ગનોએ નથી ને?'

એક વાર કૂવા પર પાણીનું બેડું ભરીને ગોમતી ઉપડાવનારને ોધતી હતી ત્યાં તેના પિયેરની કુંભારની છોડી રેવલી આવી ચઢી. છી બંને જણાં વાતે ચઢ્યાં. પિયેરની વાતો કરી. સાસુની તકરારની ને બીજા સુખદુઃખના સમાચારની વાતો થઈ. રેવલીએ મૂઈ બરી હતી!

'બધાં મઝામાં છે ને?' તેણે ગોમતીને પૂછ્યું.

'છે જ તો!'

'હું આંયની વાત નથી પૂછતી.'

'તો ક્યાંની પૂછે છે?'

'એ ત્યાં રહે છે ને......હું સમજી?' અમદાવાદ સામે આંગળી રી આંખો પટપટાવતી રેવા બોલી.

'મારી ભૂતરાજ જાણે. આંય ક્યાં તારા જેવાં અધીરીઆં હતાં છાશવારે ને છાશવારે સંદેશો પુછાવે?' આછું આછું મલકાતી લકાતી ગોમતી કહેતી હતી.

'હેંડ હેંડ હવે. તારા જેવું નહિ. બધુંએ રહેવા દેને. કેમ આંય ો કાંઈ જાણતાંએ નહિ હોય. માતાના સમ છે. તેં કાંઈ નવાજૂની ાણી?'

'મારે શું નવાજૂની હોય તે? તારે આંય છે તે રોજ નવા-જૂની હોય!'

રેવાએ જાણી લીધું કે ગોમતી પેલી બાબતથી સાવ અજ્ઞાત છે. એટલે તેણે ધીમે રહીને વાત બદલી દીધી.

'કાલ તારી સાસુ મારે ત્યાં આયાં હતાં.' તેણે વાત ઉપાડી.

'આયાં હશે!'

'મારી સાસુ સાથે વાતો કરતાં'તાં. તે કે'કે રમણનો ભાઈબંધનો કાગળ આયો હતો. તે લખ્યું છે કે એ ખૂબ ચંતા કરે છે ને ભણવામાં ચિત્ત રહેતું નથી.'

'કેમ એમ?'

'કેમ તે તારી માંકાણમાં?' હસતાં હસતાં રેવાએ કહ્યું. 'કેંકે તે તું એમને ગમતી નથી તે બીજી કરવી છે.'

'તે કરે હું ક્યાં આડી પડવા જઉં છું તે.'

'એ તો કરશે તાણ આવડી મુટી થઈ જશે.' લેંકો કરી રેવાએ કહ્યું. 'તારી સાસુ તો પછી તારા વિષે કાંઈ બોલ્યાં, કાંઇ બોલ્યાં, બાપલા ડગલે ને પગલે તારું કાપ કાપ કર્યું. કે'છે તે એનામાં શું ભલીવાર છે તે રમણને ગમે!'

ગોમતી ડરી ગઈ. હૃદયમાં કારી ઘા થયો હોય તેમ તે ફફડી ઊઠી. થોથરાતી જીભે તે બોલી. 'લે તું મને બેડું ઉપડાવને ન'ક પાછાં કાંઈનું કાંઈ બોલશે?'

'તે ગોમતી તારો ખોળો ભરવાનું મૂરત ક્યારનું રાખ્યું છે?'

'આ અજવાળી દશમના દા'ડે!'

રેવાએ બેડું ઉપડાવ્યું ને ગોમતી ઝડપથી ચાલવા માંડી. તેથી અનેક ઘણી ત્વરિત ગતિથી તેના વિચારો મનમાં દોડતા હતા.

પોતે ઘરમાં અળખામણી થઈ ગઈ તેનું કારણ તેને સમજાઈ ગયું. પોતે રમણ માટે અનહદ પ્રેમ રાખે છે છતાં તેજ તેને દૂર કરવા માગે છે તે જાણ્યા પછી તો તેના જીવનનો અવશેષ રહેલો રસ પણ સૂકાવા લાગ્યો. તેના મનમાં બળતરા થયા કરતી હતી. મનમાં એમ જ થયા કરતું હતું કે 'એ જો એકાદ-

ાર ભેગા થાય તો...... તો તો મારાં આંસુથી એમના ગ ધોઈ નાખું. બે હાથ જોડીને કરગરી પડું કે ભઈશાબ હું તમારી ાય છું. મારી નાખવી હોય તો મારી નાખો ને જીવાડવી હોય તો જીવાડો. પણ હું તો તમારાથી જુદી થવાની નથી. મારે તો મારાં ાવીતરે જે જોયો તે દેવ જેવો છે. મને તો તમારે છાંયે પડી રે'વા ા. મારા આટલા આટલા કટકા કરી દેશો તો એ હું ક્યાંય જનાર થી. હું એમને બધુંએ સમજાવીશ. મારા રદામાં છે એ બધુંએ હી દઈશ. કેમ નહિ માને તે ? એ તો બધુંએ સમજે તેવા છે. યાં બીજાની પેઠે અડબૂત હતા તે. એમને દયા તો આયા વિના ર'શે નહિ......ઓ પરભુ એકવાર જો એમનો મેળો થાય...મારી આટલી આશા પૂરી કરજે મારા પરભુ મારી લાજ રાખજે.'

'અને એ બીજી કરે તો...ઓ...મારી શી વલે થશે. અરેરે... પછી મારું કુણ ? ભલે ભગવાન ભલે. મેં શાં પાપ કર્યાં છે તે તું મને નરકના ખાડામાં ધકેલી રહ્યો છે. ઓ મારા પરભુ, ઓ ભાંખરાં વાળી અંબામા...મારી સામે જો જે. એ નહિ માંને ?......હું શું કરું તો એ માની જાય......ઓ દયાળું ભગવાન તું તો જાણે છે ને કે મારા રદામાં એમના માટે કેટલી બધી માયા છે. અરેરે...એક વારે નહિ મળાય...? ગોમતીની આંખોમાંથી આંસુ ઉભરાઈ રહ્યાં હતાં. તેના દિલના ચૂરેચૂરા થઈ રહ્યા હતા. પોતાનું સર્વસ્વ આંખ સામે હોમાતું હોય ને નાઈલાજે બે હાથ જોડી જોઈ રહેવું પડે ને જેવી વેદના થાય તેવી વેદના ગોમતીને થતી હતી.

પણ રમણને રજાઓ પડવાની હજુ વાર હતી. એટલે ગોમતીની ઇચ્છા મનમાં જ રહી ગઈ. જો કે રમણના છેલ્લી રાતના વર્તનથી તેનું મન તો કહેતું હતું કે, 'તું ઊભીને ઊભી સળગી જાય તોએ તે નહિ માને.'

ગોમતીનો ખોળો ભરવાનો હતો. તેનો ભાઈ આવી ગયો હતો. આવા અવસરે સામાન્ય રીતે ઘરમાં આનંદ ઊભરાઈ રહે છે. અને

તેમાંએ ભર્યા ઘરનો અવસર હોય તો તેની વાત જ જુદી. ગોપાળદાસે પણ તેમની શોભા પ્રમાણે આખા ગામમાં કંસારની વાટકી ફેરવી. વસવાયાં સુદ્ધાંને પણ ગળ્યાં મોં કરાવ્યાં. તેમના કુટુંબનાં ઘરોને તો રીતસરનું જમણ આપ્યું.

ગોમતીનો ખોળો ભરાયો ત્યારે આખાએ ગામની છોકરીઓ ને નાની વહુઓ ગાવા આવી હતી. ગોમતીની સાસુ ઘરમાં દોડમદોડ કરતાં હતાં. જો કે તેમને ગોમતી પર ઉમળકો તો આવ્યો જ ન હતો. સાસુજી વહુનો આ મંગળ દિવસ જોઈ મલકાતાં ન હતાં. ગોમતીનું મોં પડી ગએલું લાગતું હતું. આવા પ્રસંગે મોં પર દેખાતી સુરખી, માતા થવા પહેલાંના કોડ અને હૈયામાં ઊભરાતો આનંદ અદશ્ય થઈ ગયાં હતાં.

ગોમતી પિયેર જવા ઊપડી. તે સાસુજીના પગે પડી. 'શરીર સાચવજે ને સારા સમાચાર જલ્દી મોકલજે' કહી વિવેકપૂર્વક તેની સાસુએ તેને ઊભી કરી. ગોમતીની આંખમાં આંસુ ઊભરાય તે પહેલાં તે ઘર બહાર નીકળી. વાસનાં બધાં બૈરાંએ ગોમતીને વિદાય આપી. કેટલાંકે કહ્યુંએ ખરું,

'ગોમતી વહુ! નાના હાલિયાને લઈ જલદી આવજે.' ગોમતી બધાંની વિદાય લઈ તેના ભાઈ સાથે પિયરભણી વળી. તેના હૃદયમાં ફડફડાટ થતો હતો. તેને ચોમેરથી અપશુકન થતા હોય તેમ લાગતું હતું. ફરી વાર સાસરું જોવા મળશે કે નહિ? આ ભાગોળ પર ફરી પગ પડશે કે નહિ? એવી એવી કેટલીક કુશંકાઓ પણ તેને થઈ ગઈ છતાં છાતી કઠણ કરી પેલી બાબતનું સર્વ કાંઈ ભૂલવા મથતી હોય તેમ ગોમતી ભાઈ સાથે વાતે ચઢી. અને પિયરની ઝીણામાં ઝીણી હકીકત પૂછવા લાગી.



૮

# શકરી

ચંચળનો પત્ર વાંચ્યા પછી તો રમણ થોડાક દિવસ તો 'મસ્તાન' બની ગયો. જાણે બધાંએ દુઃખ દૂર થઈ ગયાં ને હવે તેને ભાગે માત્ર આનંદ સાગરમાં મહાલવાનું હોય તેમ તે મનથી ખૂબ જ ખુશ રહેવા લાગ્યો.

બીજા કોઈને તો તે પત્ર વંચાવી શકે તેમ ન હતું. મી. દેસાઈ તેને તેની પત્નીના પત્રો કોઈક વાર વંચાવતા હતા. પણ રમણ તેમ કરી શકે તેમ ન હતું. કારણ કે તેમ કરવામાં હાંસીપાત્ર થવાનો ભય ઝઝૂમતો હતો. પાછું તે એટલો બધો ખુશ થઈ ગયો હતો કે ચંચળનો પત્ર બીજા કોઈને વંચાવ્યા વગર તેનો ઊભરો શમી શકે તેમ હતો જ નહિ. તેણે મનહરને પત્ર વંચાવ્યો. મનહરે આ પત્રને તેના સુખી દિવસોની શરૂઆત ગણી અને તેને અભ્યાસમાં ધ્યાન આપવાનું કહ્યું. પરીક્ષાને હવે માત્ર બે માસ બાકી રહ્યા હતા. રમણે તો ખાસ કાંઈ વાંચ્યું ન હતું. તેને મનમાં એમ હતું કે એને એ જ પુસ્તકો છે અને એક વાર વાંચી લઈશું તોએ ચાલશે. મનહરે રમણને ગંભીર થવાનું અને વાંચવામાં ચિત્ત પરોવવાનું વારંવાર ભારપૂર્વક જણાવ્યું. રમણે પણ મનમાં નિશ્ચય કર્યો કે બે મહિના તો આદું ખાઈ પુસ્તકો પાછળ પડવું અને પાસ થઈ જવું. રમણની આ છેલ્લી પરીક્ષા હતી. આ પછી અનુભવ લઈ તે સ્વતંત્ર

ધંધો કરી શકે તેમ હતો. એ મહિના પછીની સુખી જિંદગીની કલ્પના કરતો કરતો રમણ પુસ્તકોમાં જીવ પરોવવા મથતો હતો. એ દિવસ તો તેણે ચૌદ ચૌદ કલાક વાંચ્યું. તેના સહાધ્યાયી દેસાઈને નવાઈ લાગી કે દિવસના બે કલાક પણ નહિ વાંચનારે આ શું ધાર્યું છે? તેમનાથી રમણને પૂછ્યા સિવાય ન રહેવાયું;

'અરે પટેલ, તમે શું ધાર્યું છે? યાર તમે તો હવે એકદમ કમાલ કરવા લાગ્યા. કેમ ફર્સ્ટ કલાસ લાવવા ધાર્યો છે કે શું?'

'કેમ?' હસતાં હસતાં રમણે કહ્યું.

'કેમ શું? જુઓને તમે હવે ખરા થઈ મંડ્યા છો તે? કંઈ નવાજૂની કરી છે કે શું?'

'નવાજૂની તો શું હોય? પરીક્ષા આવી એટલે કંઈ વાંચ્યા વગર ચાલે છે?'

'પણ તમે તો હવે કંઈક ગુલાબી દેખાઓ છો. પટેલ, તમે કહો ન કહો પણ કંઈક દાળમાં કાળું છે.'

'કંઈ જ નથી યાર.' રમણ બોલ્યો પણ તેની બોલવાની રીત જ એવી હતી કે દેસાઈને ચોક્કસ ઠસી ગયું કે 'કંઈક' છે જ. 'ન કહેવું હોય તો તમારી ઇચ્છા. બાકી પટેલ તમે છૂપાવો છો એ તો નક્કી.'

અને પટેલ ઓગળી ગયા. તેમણે મલકાતાં મલકાતાં ચંચળની વાત કરી. કહોને તેમનાથી ચંચળની વાત થઈ ગઈ. તેમણે દેસાઈને કાગળ વંચાવ્યો. અને દિલ ખોલી ખૂબ ખૂબ વાતો કરી. ચંચળની વાત કરતાં તો રમણને કોઈ ઓર પ્રકારની મીઠાશ આવતી હતી.

'વાહ, પટેલ તમે બી રોમાન્ટિક લાગો છો. આ નાટક ક્યારે ભજવાઈ ગયું? મેં તો જાણ્યું એ નહિ.'

'એ જ ખૂબી છે ને!' કહી રમણ હસ્યો, પ્રફુલ્લિત અને ખુશનુમા હૈયે.

મી. દેસાઈએ પણ મનહરની માફક ચંચળ સાથે લગ્ન કરી લેવાની સલાહ આપી. આથી તો રમણના આનંદનો પાર રહ્યો નહિ. 'બધા જ એમ કહે છે. એ જ સાચો માર્ગ છે.' તે મનમાંને મનમાં બબડયો.

ત્રીજા દિવસે તો તેનાથી ચિમનલાલને ત્યાં ગયા વગર રહેવાયું જ નહિ. પૂછતાં પૂછતાં તેણે ઘર તો શોધી કાઢયું. ઘરના આગલા મેડે ચિમનલાલ રહેતા હતા. રમણ ગયો ત્યારે તો ઘરમાં એકલી શકરી હતી. આવા કોટપાટલુનમાં આવેલ જુવાનને જોઈ શકરીને મનમાં એમ જ થઈ ગયું કે આ જ રમણલાલ અને રમણના આશ્ચર્યની વચ્ચે તેણે આવકારતાં કહ્યું:

'આવો રમણલાલ!'

'તમે મને ક્યાંથી ઓળખ્યો?'

'એજ ખુબી છે ને! લ્યો અહીં બેસો.' સાદડી પાથરતાં પાથરતાં શકરી બોલી. ઘર તો એક જ ખંડનું હતું. એક ખૂણામાં રસોડું હતું. બીજી બાજુ એક લાકડાની પેટી હતી. તેના પર ત્રણ ચાર ગોદડાં ગોઠવેલાં હતાં. આખો ઓરડો આમ તો ખાલી ખાલી લાગતો હતો. અને ફરનીચર તથા રાચરચિલા વગર રમણ જેવાને તો ખૂબ જ લૂખો લાગે તેવો ઓરડો હતો. રમણનો ભાવ વર્તી જઈ શકરીએ કહ્યું:

'અમારી સુદામાની ઝૂંપડીમાં શું જુવો છો?'

'એમ તે કંઈ હોય.'

'મેં તો તમારી ગઈ કાલે પણ રાહ જોઈ હતી.' સામે બેસી શકરી કહેતી હતી. શકરી ચંચળ જેટલી તો નહિ પણ સામાન્ય

અર્થમાં જેને દેખાવડી કહીએ તેવી દેખાવડી તો હતી જ. તેના પહેરવેશમાં ને બોલીમાં શહેરનો રંગ લાગ્યો હતો. શકરી સ્વભાવથી જ ચબરાક તો હતી જ. પણ ચિમનલાલને તેની 'ચાંપલાશ' ગમતી નહિ એટલે બિચારી હણકી ગઈ હતી.

'કેમ કાગળ મળ્યો કે નહિ?' રમણને ચૂપ જોઈ શકરી બોલી.

'તો વગર મળે અહીં આવ્યો હોઈશ?' સહેજ હસીને રમણ બોલ્યો.

'ચંચળ તો તમને ખૂબ ખૂબ યાદ કરે છે હોં. મૂઈ તમારી તો વાતો કર્યામાં ધરાય જ નહિ ને. એવી તે શું ભૂરકી નાખી છે કે ચંચી તમારી પાછળ ગાંડી થઈ ગઈ છે?'

આ સાંભળી રમણ ખુશ થયો. તેનું હૃદય આનંદમાં નાચી ઊઠ્યું.

'એણે મારા પર ભૂરકી નાખી છે તેની તો વાત જ કરતાં નથી?' કહી રમણ હસી પડ્યો.

'છગનકાકાનુંએ મન છે. જો આ છે એને ફારગતી લખી આપો તો કાલે ચંચી તમારા ઘરમાં.' થોડીવાર રહી રમણ સામે મીટ માંડી શકરી બોલી.

'પણ મુશ્કેલી જ એ જ છે ને? મારા બાપા માને એવા નથી.'

'માન્યા વિના કંઈ ચાલવાનું છે. ગમે તેવા રોવા સાથે આયખું કેમ જાય?'

'હા જ તો. પણ......' રમણ અટકી ગયો.

'કહોને, કેમ બંધ થઈ ગયા?'

'એ તો એમ કે......બીજી કરું તો......'

'ચંચળની મા શોક ઉપર આલવાની કદાચ આનાકાની કરે ખરાં પણ મને લાગે છે કે તમારા જેવું ઘર અને તમારા જેવો મુરતિયો મળતો હોય તો માંનીએ જાય.'

'કંઇક કરવું તો પડશે જ ને ?' કહી રમણે નિઃશ્વાસ મૂકયો.

'અરે લ્યો. વાતોમાં ને વાતોમાં હું તો ચા મૂકવાની પણ ભૂલી ગઈ.' કહી શકરી ઊભી થઈ.

'કંઈ જરૂર નથી. હું પીને જ નીકળ્યો છું.'

'એટલે કંઈ ચાલતું હશે ? તમે આવવાના છો એમ ધારીને જ દૂધ લઈ રાખ્યું છે. ચા પાયા વિના મોકલું તો પાછી ચંચી મારી ધૂળ કાઢી નાખે, સમજ્યા ?'

ઘરમાં પ્રાઇમસ તો હતો જ નહિ એટલે શકરી સગડી સળગાવવા લાગી. ઝડપ કરવા જોરથી પંખો નાખવા લાગી. શકરી સગડી સળગાવતી હતી તે દરમ્યાન રમણ ઘરને અને ખાસ કરીને શકરીને ધારી ધારીને જોતો હતો. હવે તે માનવા લાગ્યો કે ગામડામાં પણ સારી છોકરીઓ હોય છે.

'રમણલાલ, ચંચીના હાથની તો ચા ના પીધીને ?'

'હવે પીશું.' મોં મલકાવીને રમણ બોલ્યો.

'તમારી તો મને રજે રજ વાતો કરી છે, સમજ્યા ?' શકરીના મોં પર આનંદની ઝલક આવી ગઈ. રમણ તેની ટેવ પ્રમાણે શકરીને ધારી ધારીને જોતો હતો. શકરી કંઈ શરમાતી હોય તેમ રમણને વાતે ચઢાવતી હતી.

'રમણલાલ અમારી તે કાંઇ જિંદગી છે ?'

'કેમ એમ ?'

'ત્યારે શું ! એ બાવીસ રૂપિયા પગાર લાવે તેમાં સાત રૂપિયા તો આ ઘરના ભાડાના, પછી બાકી રહ્યા તેમાંથી બે જણાંને ખાવાનું ને ચેરથી પાછી પૈસાની ઉઘરાણી થાય તે જુદી.'

'મુશ્કેલી તો ખરીજ ને !'

'અરે મુશ્કેલીની તો શું વાત કરું ! આએ જરા એવા છે, નહિ તો મેં કહ્યું હું ફાઈનલ પાસ થઈ ગઈ છું. હવે બે વરસ ટ્રેનીંગ કોલેજમાં જઈ આવું તો પગાર લાવતી થઈ જાઉં. પણ આ માને જ નહિને.'

'તમે ફાઇનલ પાસ છો ?'

'પાસ થયે તો બે વર્ષ થઈ ગયાં. મારા બાપાને તો મને મહેતી બનાવવી હતી, પણ મારું નસીબ જ કાચું ત્યાં...' શકરીથી નિઃશ્વાસ મૂકાઈ ગયો.

'એમને શો વાંધો પડ્યો ?'

'વાંધો શું ! કહે છે કે હું તો બાયડીનો પગાર ન ખાઉં. ઘરમાં બાયડી દબાઈ જાય તે શું માગે.'

'એમાં દબાવાનું શાનું ?'

'એ તો સમજે તેને ને !' ચા ગળતાં ગળતાં શકરીએ કહ્યું. આમની તો વાત જ જુદી છે. કોઇકને મનમાં ભરાવ્યું હશે કે બૈરી તો દબાએલી જ સારી. તે કોઇકવાર તો વાંક કે ગુના વિના પણ મારે. મને તો કહેતાંએ શરમ આવે છે. હું તો કહું છું ચંચીનું નસીબ ઊઘડી ગયું, નહિ તો આમના જેવો કોઇક મળ્યો હોત તો તો બિચારી માર ખાઈ ખાઈને અડધી થઇ જાત.'

રમણને પોતે ગોમતીને કોઇકવાર મારતો તે યાદ આવી ગયું ને એક કમકમાટી પણ આવી ગઈ. શકરીની ધ્યાન બહાર કંઈ જ ન હતું.

'વાંક આવે એકની બે અડબોથ લગાવે તેની ના નહિ પણ આ તો વગર વાંકે મારે તે કેમ સહન થાય ? એમણે માન્યું હોત તો આજે એની કમાણીમાં કેવી મઝા કરતાં હોત ?'

'દુનિયામાં એમ જ ચાલે છે. તમારેએ મારા જેવું જ થયું કહેવાય ને ? ભણેલાને અભણ અને અભણને ભણેલાં મળે છે. પછી સુખની વાત ક્યાં કરવી !'

'સાચી વાત છે. રમણલાલ, મને તો મનમાં કોઈકવાર ઓછું આવી જાય છે. હું કોઈને મળવા જાઉં એ પણ એમને ગમતું નથી. કહે છે કે ઘરમાંને ઘરમાં બેસી રહે. વાંચવા ચોપડીએ નહિ પછી દા'ડોએ કેમ જાય ?' રમણે શકરીના મોં સામે ધારી ધારીને જોયું તો ચેરો વિષાદ પથરાએલો લાગ્યો. શકરી માટે રમણના દિલમાં સહાનુભૂતિ જાગતી હતી.

'ચોપડીઓ જોઈતી હશે તો હું આપી જઈશ. ચિમનલાલ આમ તો રંગીલા દેખાય છે.'

'બહારથી તો બધાએ એવા દેખાય. નસીબમાં સુખ લખાયું ન હોય ત્યાં બીજાનો શું વાંક કાઢવો...નસીબમાં લખાયું તે તો નભાવે જ છૂટકો.'

'આખી જિંદગીભર તે કેમ નભાવી લેવાય ?'

'ન નભાવીએ તોએ શું કરીએ ? અમારી સ્ત્રી જાતથી ઓછું તમારી માફક બીજો કરી શકાય છે ?' કહી શકરી હસી પડી અને તેના હાસ્યથી આખુંએ વાતાવરણ હળવું થઈ ગયું.

રમણને અત્યારે જ સ્ત્રીની નિરાધારતાનો ખ્યાલ આવ્યો. દિલમાં દુઃખ હોવા છતાં શકરી કેવી હસી શકે છે ! રમણ દુઃખ સાથે આશ્ચર્યથી તેની સામે જોઈ રહ્યો. આવી આડી અવળી સુખદુઃખની વાતો કરી રમણ ઊભો થયો. શકરીએ તેને ત્યાં ફરીવાર આવવા માટે ખૂબ જ આગ્રહ કર્યો. તેનાથી કહ્યા વિના ન રહેવાયું.

'તમે આવો છો તો મને ઠીક પડે છે. મનમાં જરા ટાઢક વળે છે. આવજો હોં. ના આવો તો ચંચીના સમ' અને રમણ પણ 'આવીશ, જરૂર આવીશ' કહી દાદરો ઊતરી ગયો. શકરી આ નવા સંબંધીને દેખાય ત્યાં સુધી જોઈ રહી.

રમણને શકરીનું દુઃખ સમજાયું. રમણના હૃદયમાં શકરીના શબ્દો સોંસરા ઊતરી ગયા હતા. તેને ન્હોતો વિચાર કરવો તોએ મનમાં ને મનમાં તેનો વિચાર ઘોળાયા કરતો હતો.

'હું પણ શું કરવા તૈયાર થયો છું. એ દુઃખમાંથી છૂટવા બીજાને તો દુઃખી નથી કરતો ને ?'

'પણ......પણ હું તો ચંચળને ચાહું છું. હવે કેમ તરછોડાય ?'

'તે ચ્હાયા કરને ? તને કોણ ના પાડે છે. શા માટે તેને પરણવાનો વિચાર કરે છે ? અને તે પણ એકની જિંદગી બગાડીને ?'

'તો મારી જિંદગી શા માટે બગાડું ? પિતાની ભૂલ પુત્રને શા માટે સહન કરવી ?'

'પણ ગોમતીએ શું ભૂલ કરી છે ? તેને શા માટે સહન કરવું જોઈએ ?'

'એ સામાજિક ઘટનાનું પરિણામ છે. એમાં મારું વ્યક્તિત્વ શા માટે ગુંગળાવવું જોઈએ ? ના, હું તો આમાંથી માર્ગ કાઢીશ. હું નહિ નભાવી લઉં. ના......ના......'

'પણ રિબાતી કેટલીએ સ્ત્રીઓ માર્ગ કાઢી શકતી નથી તેમનું શું ? જ્યાં સમાજનું અર્ધું અંગ તો દુઃખમાં સડી રહ્યું છે તેમનો તો વિચાર કર.'

'હું આખી દુનિયાનો વિચાર કરવા નવરો નથી. બસ હું તો મારું સંભાળીને બેસી રહીશ. હું ચંચળને પરણીશ. હું તેને ચાહું છું. ન પરણું તો તેને દગો દીધો કહેવાય. મારે બીજા કોઈનું સાંભળવું નથી. મારે મારી બગડેલી બાજી સુધારવી છે. મારે......બસ મારે સુખી થવું છે.' માથે હાથ દઈ રમણ પથારીમાં પડયો. હૃદયમાં તુમુલ મંથન જાગ્યું હતું. રમણને શકરીના પ્રસંગે જીવનમાં પરલક્ષી દૃષ્ટિએ વિચાર કરતો મૂકી દીધો હતો. ચંચળ, શકરી, ગોમતી બધાંએ અત્યારે તેના મગજમાં યુદ્ધ જમાવતાં ખડાં થયાં હતાં. માથું ગરમ લાય થઈ ગયું હતું.

# ૮

## મારઝૂડ

પરીક્ષા સુધી કોઈને ત્યાં જવું નહિ અને રોજના ઓછામાં ઓછા બાર કલાક તો વાંચવું જ એવો નિશ્ચય કર્યા છતાં રમણથી શકરીના ઘેર ગયા વગર ન રહેવાયું. શકરીને 'કોકિલા' વાંચવા આપવાને બહાને તેને ઘેર ગયો. જો કે તેને તો ચંચળ વિશે જ વાત કરવી હતી. ચંચળ વિશે રમણે ઝીણામાં ઝીણી વિગત પણ જાણી લીધી. છેવટે શકરીએ કહ્યું;

'રમણલાલ, ચંચળ તો તમને હથેળીમાં રમાડે તેવી છે.'

'એમ!'

'એમ શું? એ તો ઘરમાં આવશે ત્યારે ખબર પડશે. એ તો કહોને કે તમારાં એનાં નસીબ જોર કરે ને તમે એક થાઓ. ચંચળ આવી એ દા'ડેથી તમારૂં જીવન બદલાઈ જવાનું.'

રમણ થોડીવાર ચૂપ રહ્યો અને પછી બોલ્યો;

'શકરીબેન, મને તમારા વિશે બહુ લાગી આવે છે. મને થાય છે કે હું તમને કોઈ રીતે ઉપયોગી થાઉં તો સારૂં.' રમણ એવા ભાવથી બોલ્યો કે શકરી તેની સામે ઉપકાર ભરી નજરે જોઈ રહી.

'મારે શું કામ હોય. મારું દુઃખ ઈશ્વર સિવાય કોઈથી દૂર થાય તેમ નથી. એ તો ટેવાઈ જઈશું અને એમ ને એમ આયખું એ પૂરું થઈ જશે. કેટલાએ લોકો જીવી ગયા ને આપણેએ એમ ને એમ........' નજર સ્થિર કરી અંતરના ખૂણામાંથી બોલતી હોય તેમ શકરી બોલી ગઈ.

'પણ આમ તો કેમ જીવાય ? આમ તો ગુંગળાઇ જવાય. કહો તો જોઇતાં પુસ્તકો પૂરાં પાડું.'

'એમ કંઇ દુઃખ ઓછું થવાનું હતું. રમણલાલ, ખોટું ન લગાડશો હોં. આ તો કહેતાં એ મારી જીભ ઉપડતી નથી પણ કાંઇ કહ્યા વિના ચાલે છે ? એ તો હું ને ઉપરવાળો જાણીએ છીએ કે હું તો તમને મારા ભાઈ કરતાં એ વધારે......પણ મારે કહેવું પડે છે કે કૃપા કરીને હવે તમે મારે ત્યાં આવશો નહિ. કહેતાં' કહેતાં શકરીની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

'એમ કેમ ?'

'ગઈ વખતે તમે આવ્યા હતા તે તેમણે જાણ્યું. કોઈકે કંઇક ભરાવ્યું કે એ બે જણાં તો કયાંય સુધી ખીલખીલાટ કરતાં હતાં. તેમનો જીવ, અધીરીઓ છે ને પાછા વહેમી છે. મને વગર પૂછે બસ બે ચાર પાટાં લગાવી દીધાં અને કહે છે કે મારી સાથે તો કોઈ દા'ડો હસતી નથી ને પારકા સાથે કેવા ખીલખીલાટ કરે છે. હવે જો ફરીવાર તારા સગલા સાથે હસીને વાત કરી છે તો તારી વાત તું જાણે, અને આજે એ જાણશે તો શું નહિ કરે ? લ્યો આ તમારી ચોપડી......મારે કંઇ નથી જોઈતું. મારું કાળજું ફાટી જાય છે......' કહેતી શકરી ઢીંચણ પર મોં દબાવી ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડી. રમણનું મન શકરીને બરડે હાથ ફેરવી તેને આશ્વાસન આપવા તત્પર થયું પણ તેનાથી ઊભા જ થઈ શકાયું નહિ.

'શકરીબેન, શા માટે રડો છો ? લ્યો હું તો આ ચાલ્યો. હવે નહિ આવું. શકરીબેન, રડો તો મારા સમ છે. તમે નકામાં રડો છો.' આમ રમણે કયાંય સુધી બોલ્યા કર્યું.

'તમે તમારે બેસો. ભલે એ મને મારી નાખે.' રડતાં રડતાં શકરી બોલી.

'તમે નકામાં રડો છો. રડે શું વળવાનું છે ?'

'ભાઈ, મારા નસીબમાં રોવાનું જ છે. રોયા વિના હું બીજું શું કરી શકું?'

'તમે…' રમણ બોલતાં સહેજ ખચકાયો. 'તમે છૂટાછેડા લ્યો તો?'

'એ મારાથી ન બને. એ તમે શું બોલ્યા……અરેરે…… પછી મારે જવું ક્યાં? આવી વાત કાઢું તો એ મારા બાપ મને જીવતી ને જીવતી બાળી મૂકે.'

'તો પછી……'

'કંઈ નહિ. એ તો થોડા દિવસ એમ લાગે. પછી હૃદય પણ બહેરું થઈ જશે. મને તો બીજું કંઇ લાગતું નથી. આ મારઝૂડ કરે છે તે મારાથી સહન થતી નથી. ઢોર પણ માર ખાઈ ખાઈને રીઢું થઇ જાય છે તેમ હું એ માર ખાઇને રીઢી થઇ જઇશ. બીજું થાએ શું?' આંખો લૂછી શકરી બોલી. તેની આંખમાંથી નરી કરુણા નીતરતી હતી. તે આંખો લૂછે જતી હતી છતાં તે તો ભીંજયે જતી હતી. જાણે હૃદય પીગળીને આંખો દ્વારા ટપકી જતું ન હોય!

'હશે ત્યારે. મારા જોગ કામકાજ હોય તો જણાવજો. તમે જો રજા આપો તો હું ચિમનલાલને મળું ને કંઇક સમજાવું.'

'ના, ના, ભઈશાબ કહું છું, કૃપા કરી એમને કાને તો એ શબ્દ પડવા દેશો નહિ, નહિ તો એ તો બમણા ખીજાશે ને મારે કૂટો કાઢી નાંખશે. એમને તો ન બોલાવવામાં નવગુણ છે.'

'ઠીક ત્યારે હું જઇશ. મારેએ પરીક્ષા આવે છે એટલે મળવા તો નહિ અવાય, અને તમારી પણ ઇચ્છા નથી. પણ કામ પડે તો જરૂરથી કહેવડાવજો. મનમાં જરાએ મુંઝાશો નહિ. મને તમારો ભાઈ જ સમજજો.' ભાવભીના અવાજથી રમણ બોલતો હતો.

'સારું, રમણલાલ, ખોટું લગાડશો નહિ હોં' હસવાનો પ્રયત્ન કરી શકરી બોલી. તેને 'આવજો' કહેવું હતું પણ મહામહેનતે જીભને રોકી રાખી. રમણ શકરીના જ વિચારો કરતો કરતો ગયો. રાત્રે પણ તેના જ વિચાર આવ્યા કર્યા.

અને તે જ રાત્રે શકરીને ચિમનલાલે ધરાઈને 'મેથીપાક' આપ્યો

# ૯

# બે વેવાઈ

દીકરી સાસરેથી આવે એટલે માને તો તે દૂબળી પડેલી લાગે જ, અને જો જાડી થઈને આવી હોય તો તે વાયુથી ફૂલીને ઢમઢોલ થઈ ગઈ છે એમ નક્કી થાય. ગોમતીની માને પણ ગોમતી દૂબળી પડી ગએલી લાગી. ખરું જોતાં તે દૂબળી પડી ગએલી હતી જ પણ આ તો બેજીવી હતી એટલે વિશેષ દૂબળી દેખાતી હતી. તેણે ગોમતીને ત્રણવાર પૂછેલુંએ ખરું;

'કેમ છોડી આંમ લેવાઈ જઈ છે ? સાવ છાંડિયા જેવી થઈને આઈ છે.' અને ગોમતીએ શરૂઆતમાં તો 'એ તો તને એમ લાગે' કહી વાત ઊડાવી દીધી હતી.

ગોમતી ઉપર બીજી કરવાની છે એવી વાતો તો હવે ગામમાં-એ ક્યાંક ક્યાંક થતી હતી, અને વાગતું વાગતું છેક ગોમતીની માને કાને આવ્યું. એટલે વધુ ખાત્રી કરવા તેમણે ગોમતીને પૂછ્યું: 'હેં છોડી, આ લોકવાયકા ખરી છે ?'

'શું ?'

'શું તે તારા પર બીજી કરે છે.' ગોમતીને કમકમાટી આવી ગઇ અને થોડીવાર તે ચૂપચાપ બેસી રહી.

'કેમ બોલી નહિ ?' કે'તો ખરી આમાં ખરું કેટલું છે. ?

'મેંએ સાંભળ્યું તો છે.'

'તે શા બદલ આંમ કરવું પડે છે.' સહેજ ઉશ્કેરાઇને ગોમતીની મા બોલતાં હતાં.

'એ તો એ જાણે. હું નહિ ગમતી હોઉં...'

'કેમ તાણ એમને કેવું ગમશે? આંહાં...હાં...મોટા ઝાટલીમલના છૈયા થઈ જ્યા છે તે વળી નાં ગમે? આ તો વળી જુતરાંની વાત સાંભળી.'

પછી તો ગોમતીએ દિલ ખોલીને બધી વાત કરી દીધી અને નાની બાળકીની માફક માના ખોળામાં માથું નાખી રડી પડી. આ વાત સાંભળીને તો ગોમતીની માનુંએ દિલ વલોવાઇ જતું હતું. અને દીકરીને આમ નિરાધાર દશામાં આંસુ સારતી જોઇને તો તેમની એ આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ખરવા લાગ્યાં.

ખોડીદાસે ગોમતીની મા પાસેથી આ વાત જાણી ત્યારે તો તે ડઘાઈ જ ગયા. ગોમતીનું જીવન નાવ દુઃખના સાગરમાં ડૂબતું દેખાયું અને પોતે એ ડૂબતા નાવને બચાવી લેવા પોતાથી બને તે સર્વ કંઇ કરી છૂટવાનો મનમાં મૂક સંકલ્પ કર્યો. તેમણે તેમના કુટુંબીઓમાં વાત કરી અને કંઇક રસ્તો કાઢવા માટે જ્યાં ત્યાં ફાંફાં મારવા લાગ્યા. બધાનું કહેવું એમ જ હતું કે એકવાર તો ત્યાં જઈ પૂરેપૂરી ખાત્રી કરવી સારી અને બને ત્યાં સુધી તો સમજાવટથી પતાવવું. જો નહિ માને તો પછી પંચ ક્યાં મરી ગયું છે.

ખોડીદાસ ગોપળદાસને મળવા ઉપડ્યા. તેમને આમ ઓચિંતા આવેલા જોઈ રમણની મા તો મનમાં તેમના આવવાનું કારણ કળી ગયાં હતાં. પણ જાણે કંઇ જ બન્યું ન હોય તેમ વેવાઈની સાથે રાજીખુશીથી વાતો કરતાં હતાં. ગોમતી પિયેર ગઈ તે પછી તો તેમણે ગોપાળદાસ આગળ તેની વિરુદ્ધ જેટલી કરી શકાય તેટલી વાતો કરી હતી. રમણની માના મનમાં એવું ભૂત ભરાઈ ગયું હતું કે તેમના લાડકડા રમણના દુઃખનું કારણ જ આ ગોમતીવહુ છે.

એટલે કોઈ પણ હિસાબે તે એને દૂર કરવા માગતાં હતાં. ગોમતીને દૂર કર્યા વિના રમણ સુખી થવાનો જ નથી તેવી છાપ ગોપાળદાસના મગજમાં પાડવામાં પણ તે કેટલેક અંશે સફળ થયાં હતાં. શરૂઆતમાં તો ગોપાળદાસનું મન બીજી કરવા બાબતમાં પાછું પડતું હતું પણ રમણની મા રોજ કહ્યા કરતાં હતાં; ' એમાં શું નવાઇ છે. આખા મલકમાં લોકો એક પર તો બીજી કરે છે. અને શે'રવાળા તો ચાર ચાર ને પાંચ પાંચ બૈરાં કરે છે. ને ના ગમે તો વળી તીનપાટ આલે. આજની ઘડી ને કાલનો દા'ડો. '

' શે'રવાળાના વાદ આપણાથી નાં લેવાય. એતો મોટા આડીઆ રહ્યા. ' ધીમે અવાજે ગોપાળદાસ કહેતા હતા.

' અને ગામડામાં પણ ક્યાં નથી કરતા તે. મારા પિયેરમાં તો ઘણાના ઘરમાં બબે બૈરાં છે. કેમ આપણા ગામમાં ઘણાના ઘરમાં બબે બૈરાં નથી ? '

' પણ એ તો છોકરાં ન થાય ત્યારે ને ? '

' બળ્યું તમને તો કાંઇ ખબર જ પડતી નથી. આ તમારો લીલોછમ જેવો છોકરો મરી જાય છે તેનો તો તમને કાંઈ હિસાબ જ નથી. એકવાર ના કીધું કે એનું મન જ આંના પરથી ઊઠી જયું છે. બીજી કર્યા વના તો છૂટકો જ થવાનો નથી. '

અને આ પછી ગોપાળદાસને પણ મનમાં એમ થયું કે પેલી નવાગામવાળી કન્યાનું થાય તો કરવું.

ખોડીદાસે દુકાનમાં બેઠાં બેઠાં ગોપાળદાસ આગળ બધી વાત કરી, અને ગોપાળદાસે પણ તેમના સ્વભાવ પ્રમાણે તડાક ભડાક કરતો જવાબ વાળ્યો.

' ખોડીદા, તમને શું કરવા ખોટું કહું. અમારો વિચાર તો બીજી કરવાનો છે. '

'પણ કાંઈ વાંક ગનો બતાવશો કે નહિ ?'

'વાંક ને ગનો. એ વાત ચૂંથવામાં મઝા નથી. એટલું માંનજો કે તમારી છોડીને દખ નહિ પડવા દઈએ.' હોકો પીતાં પીતાં ગોપાળદાસે કહ્યું.

'પછી તો દખમાં શું બાકી રહે. તમારા જેવા ડાહ્યા માણસને મારે શું કહેવાનું હોય. તમે શું કરવા મારી છોડીનો મનખો બગાડો છો.'

'ખોડીદા સો વાતથી એક વાત કહી દઉં. જો એમ કે'તા હોય તો પછી મારે મારા છોકરાનો મનખો બગાડવો ? માટે આટલામાં જ સમજી જાઓને ! મી નાં કીધું કે વધારે ચૂંથવામાં મઝા નથી.' અને ગોપાળદાસ જોરથી હોકો ગડગડવવા લાગ્યા. ખોડીદાસને કહેવાનું તો ઘણું હતું પણ એઠે આવેલું પાછું ગળી ગયા.

જમતાં જમતાંએ ખોડીદાસે રમણની માને કાને શબ્દો નાખ્યા;

'વેવાણ, આ સારું થતું નથી હોં. આ તો માંના રાંમાનું નામ બોળવા જેવું કરો છો.'

'કેમ અમને કાંઈ નહિ થતું હોય, પણ છૂટકો જ થાય એમ નથી ત્યાં...ખરું પૂછાવો તો તમારા જમાઈ જ હઠ લઈને બેઠા છે ત્યાં અમે શું કરીએ. પેટ ફૂટે ત્યાં પછી પાટો બાંધવા ક્યાં જવું?'

'એ તો છોકરમત કે'વાય. તમારે બે શબદ કે'વા જોઈએ. આમાં તો મારું ને તમારું શું સારું દેખાશે ?' ખોડીદાસ જમતા હતા પણ કેમે કરી કોળિયો ગળામાં ઊતરતો ન હતો. મોટું મોટું જમી ખોડીદાસ ઊભા થઈ ગયા. ઊઠતાં ઊઠતાં બોલ્યા;

'વેવાણ, આંમ કરવું'તું તો વે'લા જ વાત કરવી'તી ને ? આ તો ઠેઠ છોડીનો ખોળો ભરવાનો વખત આયો તાણ વાત કાઢી...'

રમણની મા તો જાણે કંઈ સાંભળ્યું જ ન હોય તેમ કામે વળગી પડ્યાં.

ઘરની માંડીમાં ખાટલો ઢાળીને હોકો પીતા પીતા ગોપાળદાસ બેઠા હતા. ખોડીદાસ પણ જમીને ત્યાં બેઠા હતા. ત્રણ ચારેક જણા બેઠા બેઠા વાતોના તડાકા મારતા હતા. ગોપાળદાસે સોપારી કાતરી આપીને વેવાઈને હોકો આપ્યો. ખોડીદાસનો જીવ ઊંચો થઈ ગયો હતો. જેમ ઉનાળાનો અગ્નિ વરસતો હતો તેમ તેમનો ક્રોધ પણ વરસી રહ્યો હતો. જીવની પણ પરવા કર્યા વિના લડવૈયો જેમ મરણિયો બને છે તેમ ખોડીદાસ પણ મરણિયા બન્યા. 'થાવું હશે ઇમ થાશે' મનમાં બબડી તેમણે બધા વચ્ચે વાત ઉપાડી.

'ગોપાળદા, બોલો તમારો શો વિચાર છે?'

'તમને એકવાર તો કીધું.'

'એમાંથી કંઇ સારાં ફળ નહિ નીકળે હોં.' આંખો લાલ કરી ખોડીદાસ કહેતા હતા.

'એ તો જેવાં નીકળવાં હોય તેવાં જ નીકળે ના.'

'એમ ને? પટોલ કાંક વિચાર કરો, પછી કે'શે કીધું ન'તું.'

'નહિ તો તમે શું કરશો?'

'એ તો પછી તમને બધીએ ખબર પડશે.'

'સારું સારું, તમે થાય તે કરી લેજો હવે હુંએ જોઉં છું કે કોનું ધાર્યું થાય છે?'

પછીથી બે વેવાઈ વચ્ચે ખૂબ તણખા ઝર્યા અને ખોડીદાસ ઊભા થઈને ઘર બહાર, ખરા તડકામાં ચાલ્યા ગયા. ગોપાળદાસને 'તમારા છોકરાના ધડ પર માથું નહિ રહે' એ શબ્દો યાદ આવ્યા અને ક્રોધ સળગી ઊઠયો. ગોપાળદાસનો ફૂંફાડો એટલો બધો ભયંકર હતો કે તેમની આગળ કોઇની મગદૂર છે કે ચૂં કે ચાં કરી શકે. તેમના મોં પર નિરંતર એક પ્રકારનો ફાંકો તો દેખાતો જ, પણ આ રૌદ્ર સ્વરૂપમાં તો તે 'ફાંકા' સાથે અભિમાન અને ક્રોધ ભળતાં,

છંછેડાએલો ઝેરી નાગ જેમ ફૂંફાડા મારે તેમ ગોપાળદાસ હાથમાં એમને એમ હોકો રાખી ફૂંફાડા મારવા લાગ્યા. ખોડીદાસ ચાલ્યા ગયા તેની તેમને પરવા ન હતી. ભાઈઓ પણ વિરોધ કરીને ગયા તેનીએ તેમને તમા ન હતી. તે તો મનમાં એકલા બબડતા હતા;

'કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે તે મારી સામે પડે? હવે તો હુંએ જોઉં છું કે એ ગધાડી શું કરે છે ને આ મતીરાં પણ શું કરે છે. એના જ શબ્દો પર બીજી કરાવું તાણ જ મારો વટ રે...' અને ગોપાળદાસનો, હાથ મૂછો પર ફરી ગયો. બેઠાં બેઠાં ક્યાંય સુધી મૂછો આંબળ્યા કરી. જાણે તેમના વિચારને વળ દઈને મજબૂત ન બનાવતા હોય!

રમણની માએ પણ વેવાઈ વચ્ચે ઝરતા તણખા જોયા હતા. બધાના ઊઠી ગયા પછી પણ ગોપળદાસને બોલાવવાની તેમની પણ હિંમત ચાલતી ન હતી. આજની મુખમુદ્રા જુદી જ હતી. આંખો લાલઘૂમ થઈ હતી અને શરીર પરનુ રોમેરોમ ખડું થઈ ગયું હતું. 'મારી સામે તે બોલી ગયું.' એ વસ્તુ તેમને ખૂંચતી હતી. મનમાં રીસ ખૂબ ચઢી હતી. ધીમે ધીમે રમણને બીજી કરવાનો વિચાર ખૂબ જ મક્કમ બનતો હતો.



૧૦

# ગોપાળદાસનું રૌદ્ર સ્વરૂપ

આ ક્રોધનો ભોગ બિચારો મોહન થઈ પડયો. ગોપાળદાસ હાથમાં હોકો એમ ને એમ રાખી, શૂન્ય મસ્તકે બેસી રહ્યા હતા ત્યાં મોહને કહ્યું;

'કાકા આજે કયાં ઉઘરાંણી જવાનું છે ?'

'તારી માને નાતરે.' જોરથી ગોપાળદાસ તાડૂકયા. આવી આવી ગાળો ખાઈને તો મોહન ટેવાઈ ગયો હતો. એટલે તેને આ ગાળથી ખાસ નવાઈ ન લાગી.

'પણ......'

'સાળા મરને પત્તર ખાંડયા વના! હરામ જાતના...' કહી હોકાની ચલમ જોરથી મોહન પર ફેંકી અને ગાળોનો મૂશળધાર વરસાદ વરસાવા લાગ્યા. મોહન એકાએક ખસી ગયો છતાં ચલમમાંના સળગતા અંગારા ધોતિયામાં પડી જવાથી ચાર પાંચ જગાએ કાણાં પડયાં. મોહને ઝડપથી સળગતા ધોતિયાને મસળી નાખ્યું ને આઘો જઈ ઊભો રહ્યો. ગોપાળદાસ એટલાથી ન ધરાયા હોય તેમ ત્યાં બેઠે બેઠે હાથ ઉગામતા ઉગામતા ગાળોની રમઝટ વગાડવા મંડયા.

ગોપાળદાસની અંગારા જેવી ગાળોથી મોહન સળગે તે પહેલાં તો ચલમના અંગારાથી ઢોરને માટે મૂકેલા પૂળા તો સળગવા માંડયા. એ તો સારું થયું કે મોહનની નજર તેના પર પડી, નહિ તો

માળિયા પર ગોઠવેલા જુવારનાએ પૂળા સળગી જાત. ને આગને કાબૂમાં લેવી ભારે પડત. મોહન ઘરમાં દોડયો ને પાણિયારા પરથી ભરેલી માટલી લાવી એ પૂળાના ઢગલા પર છાંટવા લાગ્યો. પછી લાકડીથી તે પૂળાને ખૂબ ઝૂડયા. તોએ અંદરથી ધૂમાડો તો નીકળે જ તો હતો. બીજી માટલી છાંટી ત્યારે સળગતા પૂળા બૂઝાઈ ગયા.

સળગતા પૂળાને જોઇ ગોપાળદાસ થોડીકવાર તો ગભરાયા અને મોહનને પાણી છાંટયા પછી પોતે ખૂણામાંથી એક આડુ લઈ ખૂબ જોરથી ઝૂડવા લાગ્યા. જાણે પૂળા પર રીસ ઉતારતા ન હોય! ને હાંફતા હાંફતા તે આગલા મેડા પર ગયા ને ખાટલામાં પડયા. રમણનો કાગળ આવ્યો તે દિવસે જેમ ઊંઘ આવતી ન હતી તેમ આજે પણ તેમને ઊંઘ આવતી ન હતી. ગરમી સખત પડતી હતી. પસીનાથી શરીર રેબઝેબ થઈ ગયું હતું. ગોપાળદાસ પંખો લઈ વીંઝતા વીંઝતા પડયા રહ્યા. બહારના તાપને તો તે પંખાથી ઓછો કરી શકયા પણ અંદરના તાપને કેમ ઠારવો? આંખો બંધ કરી, પંખો હલાવતા હલાવતા ઘડી ઘડી પડખાં ફેરવતા ગોપાળદાસ કયાંય સુધી પડયા રહ્યા.

'અરે એ એના મનમાં શું સમજે છે? મૂકો ગામ બહાર. આજથી છાશપાણીનોએ વહેવાર બંધ કરોને એટલે પાંસરો તીર.' પેલા વૃદ્ધ કુબેરદાસ ગામ વચ્ચે મળેલા ટોળામાં કહેતા હતા.

'બરાબર છે કાકા. નહિ તો એ કોઇનુંએ નહિ માંને. અભિમાન તો ઊતારવું જ પડશે.' પેલો જવાન જોઇતો કહેતો હતો.

'કયાની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે મને ગામ બહાર મૂકે...આઇ જાઓ તમે બધાએ.' ટોળામાં ઘૂસીને ગોપાળદાસ તાડૂકયા.

'એ તો હવે ખબર પડશે. પાછળ વળી જો તો ખરો. જો તારું ઘર સળગ્યું.' કોઈનો અવાજ સંભળાયો. ગોપાળદાસે ઘર તરફ નજર કરી તો ભડભડ કરતી આગ ઘરને જલાવી રહી હતી. તેની જવાળાઓ ફણીધર નાગની જીભની માફક ચોમેર ફેલાતી હતી.

જાણે બધામાંથી ગોપાળદાસને શોધી શોધીને એ જ્વાળાઓ ભરખવા ન માગતી હોય તેમ તેમની પાછળ લ્હવાં મારતી હતી. 'મોહન, ઓ મોહન! સાળો ક્યાં મરી ગયો?' ગોપાળદાસ જોરથી બૂમો મારતા હતા. પણ મોહન તો ટોળામાં ઊભો ઊભો હસતો હતો. એવા તો કેટલાએ હસતા હતા. આખું ટોળું ખડખડાટ હસતું હતું. પેલી આગ પણ હસવા લાગી. ગોપાળદાસના કાન પણ ફૂટી જાય તેટલા જોરથી બધા હસતા હતા.

'તું રૂપાળી શું ઊતારતી'તી. ભલેને એવાં તો બધાંએ ઘર બળી જાય.' ગોપાળદાસ પાછા તાડૂક્યા.

'જો મારા પહેલાં તો તારું અભિમાન ઊતારું.' કહી ગોપાળદાસ હાથમાં લાકડી લઈને ઉપડ્યા.

'લે તું એ લેતો જા' કહી તેમણે પેલાના માથા પર જોરથી લાકડી મારી. એક નહિ એવા તો અનેક ઘા માર્યા પણ પેલો તો ઊલટો હસતો જ ઊભો હતો. ગોપાળદાસના હાથ થાકી ગયા પણ માર ખાનારને તો કંઈ થયું ન હતું.

'હવે તો તારા દા'ડા ભરાઈ જયા છે.' ટોળામાંથી એક સાથે અનેક અવાજ આવ્યા. અને એકી સાથે ટોળું હસી પડ્યું. સાંભળવું ન ગમે તેવું કારમું હાસ્ય!

લાકડી લઈ ગોપાળદાસ ઢીલા મોંએ ઊભા હતા ત્યાં સામેથી ખોડીદાસ ખભે કોદાળી લઈને દોડ્યા આવતા હતા.

'ક્યાં ગયો એ, મને કોઈ બતાવોને પેલો ક્યાં ગયો?' ખોડીદાસ બૂમો પાડતા હતા. તેમની આંખો લાલઘૂમ થઈ ગઈ હતી. કોદાળી પણ લોહીથી ખરડાએલી હતી. 'એને.........'

'એ ઊભો, પેલો ઊભો. મારો એને.........મારો' ટોળું ગર્જી ઊઠ્યું.

'કેમ પટેલ. હવે આ ભાથી સાથે બાથ ભીડાવવી છે કે?' ગોપાળદાસની સામે આવી ખોડીદાસ તાડૂક્યા.

'હા. હા. તારા જેવી તો કેટલીએ જોઈ નાંખી. આ મોટી નાં જોઈ હોય તો...'

'એમ ને? તો જોઈ લે.' દાંત કચકચાવીને ખોડીદાસે જેટલું હતું તેટલું બળ કરીને કોદાળી ઊંચકી અને એટલું જ જોર કરી પાછળથી રમણે કોદાળી પકડી લીધી.

'રહેવા દો, રહેવા દો. મારે તો બીજી નથી કરવી. તમે મારા બાપાને મારશો નહિ.' રમણ થરથરતો થરથરતો બોલતો હતો.

'રમણલાલ જોજો હોં. જે દા'ડે બીજી કરી એ દા'ડે તમારીએ આ વલે છે.'

'મેર બેહર. શું કરવા તું ડરી જાય છે. કરવા દેને એને કરવું હોય એ! આંય કંઈ બલૈયાં નથી પહેર્યાં તે?'

'ગોપાળદા, આ અમારા જમાઈની આંખ આડી આવે છે. નંઈ તમને તો માર્યા વના મૂકું એવો નથી.'

'તું શું મારતી'તી? લે તાણ તુંએ.' કહી ગોપાળદાસે ખોડીદાસના માથામાં લાકડી મારી. પણ ખોડીદાસ ક્યાં? એ તો ટોળા વચ્ચે જઈ ઊભા ઊભા હસતા હતા. આખું ટોળું 'લેત્તો જા, લેત્તો જા' કરતું બૂમો મારતું હતું. કોઈ તેમના પર પત્થર તો કોઈ છૂટાં છાણાં તો કોઈ પોદરા મારતાં હતાં. મારો......મારોની બૂમો પડતી હતી.

'બેટીના બાપ આ તો બોલતા નથી એટલે પાછા તોફાન કરે છે.' તાડૂકતા તાડૂકતા વીફરેલા આખલાની માફક ફૂંફાડા મારતા ગોપાળદાસ ટોળા તરફ દોડ્યા. પણ આ તો લોકો જ ઊલટા તેમના હાથપગ ખેંચે છે. કોઈ એક પગ આમ ખેંચતું હતું તો બીજો વળી આમ ખેંચતું હતું. કોઈ મોં પર થૂંકતા હતા. કોઈ હાથ પકડી

ખેંચતાણ કરતા હતા. ગોપાળદાસ અકળાતા હતા, ગૂંગળાતા હતા. હાથપગ તૂટતા હતા. પોતે બૂમો મારતા હતા છતાં લોકો તો ઊલટા જોરથી હાથપગ ખેંચે જ જતા હતા.

એકાએક ગોપાળદાસની આંખ ઊઘડી ગઈ. અને આંખો ચોળી જોયું તો શાન્તા હાથ તાણી તેમને ચા પીવા ઊઠાડતી હતી. ઊંઘમાંથી ઊઠેલા પિતાની ભયંકર મુખમુદ્રા જોઈ, અંગાર વર્ષાવતી આંખો અને અંગેઅંગમાંથી પ્રગટ થતો ક્રોધ જોઈ શાન્તા તો હેબતાઈ ગઈ. અને ગભરાતી ગભરાતી નીચે ઊતરી ગઈ.

ગોપાળદાસને સ્વપ્નની ખાસ અસર થઈ નહિ. અને થઈ હોય તો પણ તેમના સ્વભાવ પ્રમાણે તે કોઈને કળવા દે તેમ ન હતા. રમણની માએ હમણાં વાત ટાઢી પાડવાનું કહ્યું. ગોપાળદાસને પણ એ સલાહ ઠીક લાગી. એક તો રમણને હમણાં પરીક્ષા હતી એટલે તેને બોલાવી શકાય તેમ ન હતું. જો કે તે ગામ લોકથી કે પંચથી ગાંજ્યા જાય તેમ ન હતા. તે ધારત તો ગામને કે કુટુંબીઓને ગમે તે પળે મૂગા બનાવી શકત. તો પણ લગ્ન જેવા શુભ કાર્યમાં ઝાઝાં વિઘ્ન ઊભાં ન કરવાં એમ વિચારી થોડા દિવસ તો વાત જ ન ઉપાડવાનો નિશ્ચય કર્યો. છતાં અંદરખાનેથી તો તેમની સર્વ પ્રવૃત્તિઓ ચાલુ જ હતી. એક વાર નવાગામ પણ જઈ આવ્યા અને છગનદાસના મહેમાન પણ થઈ આવ્યા. ચંચળને પણ જોઈ અને તેમનું હૃદય બોલી ઊઠ્યું: 'ઘરને અજવાળે એવી દીવા જેવી કન્યા છે.' અને રમણને જરૂર આ કન્યા ગમશે,' એમ તેમના મનમાં પણ થઈ ગયું. આ વાત તેમણે ફક્ત રમણની માને જ કરી.

તેમના ભાઈઓમાં ને બહાર પણ એવું વાતાવરણ ફેલાયું કે કદાચ ગોપાળદાસ રમણને બીજું બૈરું નહિ કરે. છતાં શત્રુ ચઢી આવે ત્યારે શસ્ત્રો શોધવા જવું ન પડે તેથી ખોડીદાસ પણ પંચ બોલાવવાની પેરવી કરતા હતા.

એક માત્ર ગોમતી આવતા ભયથી મનમાં ફડફડતી ખૂણામાં આંસુ સારતી હતી. અને તેના બાપા સાસરે જઇને ઝગડો કરીને આવ્યા છે તે જાણીને તો તેનો ફડફડાટ વધી ગયો હતો. માણસને જેટલું દુઃખ દુઃખી કરતું નથી તેનાથી વિશેષ તો દુઃખનો પડછાયો દુઃખી કરે છે. ગોમતીની એ દશા હતી. મનમાં ને મનમાં રિબાતી ગોમતી સુવાવડના દિવસોમાં લેવાતી જતી હતી. પોતાના માબાપને કહેવાથી ઊલટાં તે વધારે દુઃખી થશે એમ માની તે મોંને સદાય સીવેલું જ રાખતી.



૧૧

# શકરીનો વર

રમણે વિચાર કર્યો કે આ અઠવાડિયું તો વાંચવામાંથી બાતલ ગયું છે તો આવતા સોમવારથી તો બસ વાંચવા મંડી પડવું. તે એક બે વાર મનહરને ત્યાં જઈ આવ્યો. મનહરને તો પરીક્ષાની વાર હતી એટલે તે તો અભ્યાસ ઉપરાંત સમાજવાદનું સાહિત્ય વાંચતો હતો. કોઈક વાર મજૂર ચાલીઓમાં તેના મિત્રો સાથે આંટો પણ મારી આવતો. આંટો મારી આવતો એટલું જ. કોઈ વાર ભાષણ કરતો નહિ તેમ મજૂરો સાથે ચર્ચામાં પણ ઊતરતો નહિ. ખરું કહીએ તો ભાષણ કરવામાં તે માનતો જ ન હતો. અને એથી તો ભાષણિયા મિત્રો સાથે તેને હંમેશાં વિરોધ જ થતો. સક્રિય કામ કરવું જોઈએ એમ તે માનતો પણ તેણે એવું કંઈ જ કામ કર્યું ન હતું. એકવાર તો સમાજવાદી પક્ષના મંત્રીએ તેને મજૂર ચાલીઓમાં દવા પહોંચાડવાનું કામ કરવા કહેલું પણ 'એ મારું કામ નહિ' કહી હાથ ઘસીને તે દૂર ઊભો રહેલો. આમ તેનામાં ઘણી વિચિત્રતાઓ હતી. તેથી તો કોઈ તેને સાચી રીતે ઓળખી શકતું ન હતું. લોકો તેને 'મસ્તાન' કહેતા અને પોતે પણ મસ્તાન થઈને જ ફરતો.

રમણ મનહરને ત્યાં ગયો ત્યારે મનહર તેને દાદરા પર સામે મળ્યો.

'કેમ ક્યાં સ્વારી ઉપાડી?' રમણે પૂછ્યું.

'જ્યાં પગ લઈ જાય ત્યાં!' હસીને મનહરે જવાબ આપ્યો.

'તો એ ?'

'ફીલ્મ જોવા જવું છે, ચાલ તારે પણ આવવું હોય તો.'

'ચાલો ત્યારે' માથાને ઝોક આપી વાળની લટને ઉછાળી રમણે કહ્યું. અને બંને મિત્રો 'ભરોસા' જોવા ઉપડી ગયા.

રવિવારની સાંજે 'આવતી કાલે સવારથી તો ગમેતેમ થાય તો પણ વાંચવા બેસી જવું છે.' એમ વિચાર કરતો કરતો રમણ બહારથી ફરીને આવતો હતો ત્યાં રસ્તામાં ચિમનલાલનો ભેટો થઈ ગયો. બોલાવું કે ન બોલાવું એમ ગડમથલ કરતો હતો ત્યાં ચિમનલાલે જ તેને બોલાવ્યો.

'કેમ રમણલાલ!'

'ઓહો, ચિમનલાલ! કેમ મઝામાં ને? ઘણા દિવસે દેખાયા.' ચિમનલાલનો અંગ્રેજી ઢબે હાથ પકડી રમણ બોલ્યો. અને ચિમનલાલનો 'દેદાર' એકી નજરે જોઈ લીધો. બૂટ પોલિસ વગરના, એક બે જગ્યાએ ફાટેલા હતા. લાલ કિનારનું ધોતિયું પહેર્યું હતું. લીટીવાળું ડબલ કફનું પહેરણ હતું. ચાર પૈસાનાં ચારવાળાં બટન હતાં. કોટ તો પહેલાં હતો તે જ હતો. પણ વધુમાં બાંયે થીગડાં દીધેલાં હતાં. અને ગળાના કોલરથી અંદરનું ફાસલીન ડોકિયાં કરતું હતું. વાળ તો તાજા કપાવેલા દેખાતા હતા. માથાની ટોપી કાળા રંગની હતી. અને તેમાં કાપડની ધોળી રુંવાટી પડેલી હતી. દેખાતી વાસણને ગોબા પડે છે તેમ, ટોપીએ ગોબા પડેલા હતા. ચિમનલાલનો પોશાક તેમની સ્થિતિની ચાડી ખાતો હતો. છતાં ચિમનલાલના મોં પરની છટા; કપડાંને ચાપી ચાપી પહેરવાની ઢબ તેના રુઆબમાં વધારો કરતાં હતાં. ટૂંકમાં છેલબટાઉ જેવા તે લાગતો હતો.

'ભાઈ આ તો પારકી નોકરી. અમારે ક્યાં તમારી માફક રજાએ હતી તે?' માથેથી ટોપી ઉતારી વાળ સમારતાં સમારતા ચિમનલાલ બોલ્યા. 'યાર, આ તો કલાકેક જમવાની રજા મળે તેટલું.'

'એ તો ધંધે ચઢ્યા એટલે અમારે પણ એવું જને ! લ્યો પીશો ?' સીગારેટનું પેકેટ ધરીને રમણે કહ્યું અને ચિમનલાલે એક 'હાથી' ઉપાડ્યો.

'લ્યો ચાલોને જરા હોટલમાં બેસીએ.'

'ના ના, હવે તો ઘેર જઈશું.'

'કેમ શકરીબેનની બીક લાગે છે કે શું ? મોડું થશે તો નહિ બોલે હવે' કહી રમણ ખડખડાટ હસી પડયો અને ચિમનનું મોં જરા લેવાઈ ગયું. તેની પત્ની માટે આ રંગીલો જુવાન આમ બોલે તે તેને ગમતું ન હતું. ચિમનલાલ કંઈ કહે તે પહેલાં તો રમણ તેમનો હાથ પકડીને તેમને હોટલમાં ઘસડી ગયો.

રમણને શકરીની મારઝૂડ અંગે ઘણું ઘણું પૂછવાનું મન થતું હતું પણ શકરીની જ ના ઇચ્છા હતી એટલે તે હોઠે આવેલું પાછું જ ઠેલતો હતો. રમણે ચિમનલાલને વાતે ચઢાવી બીજી કેટલીક નવી નવી વાનગીઓ ચખાડી. ચિમનલાલ તો ખુશ ખુશ થઈ ગયા હતા. વચ્ચે વચ્ચે ચિમનલાલ પણ તેમની દુકાનના, શેઠના તોરની, ઓછા પગારની, દાકતરના ધંધાની વગેરે વાતો કર્યા કરતા હતા. તેમની બોલવાની છટા રમણને આકર્ષક લાગી અને તેનાથી કહ્યા વગર ન રહેવાયું. 'વાહ ! ચિમનલાલ તમે પણ કમાલ લાગો છો.'

'કેમ એમ !' મલકાઈને ચિમનલાલ બોલ્યા.

'તમારા વિચારો તો અમારા ભણેલા જેવા જ છે. પણ...' રમણ બોલતાં બોલતાં એકદમ અટકી ગયો.

'યાર અહીં તો બધુંએ જાણીએ.' રમણના ખભા પર હાથ મૂકી ચિમનલાલ બોલ્યા. 'દુનિયામાં કોઈ ચીજ એવી નહિ હોય કે જેના વિષે હું ન જાણતો હોઉં. અહીં તો બધાએ સ્વાદ પણ કરી ચૂકેલા.' કહી ચિમનલાલે જમણી આંખનો ખૂણો દબાવી, જરા ડોકી ધુણાવી એક અજબ ચમકારો કર્યો.

રમણ ચિમનલાલને ખીલેલા જોઈને વધુ ખીલવવા તેમને ચઢાવવા લાગ્યો.

'ત્યારે દુનિયામાં શું લઈને આવ્યા છીએ ને શું લઈને જવાના છીએ કાં ?'

'બરાબર છે; હું પણ એ જ મતનો છું. સાળું પગાર થોડો નહિ તો આ બંદા કંઈ ઝાલ્યા રહે તેવા નથી. લાગ આવે તો ઊંહ...' રમણનો હાથ દબાવીને ફરીવાર આંખનો ચમકારો કર્યો. અને સીગારેટનો ધુમાડો 'ટેશ'થી કાઢવા લાગ્યા. રમણ કરતાંએ ચિમનલાલે બીડી પીવાની અનેક પ્રકારની 'સ્ટાઇલો' સાધ્ય કરી હતી તે રમણે પાંચેક મિનિટમાં જોઈ લીધું. ચિમનલાલ ઘડીકમાં બે આંગળી વચ્ચે સીગારેટ દબાવીને પીતા હતા. તો ઘડીકમાં બે હોઠ વચ્ચે દબાવી વાતો કરતા કરતા પીતા હતા. તો પાછા ઊભલી ચલમની માફક સીગરેટને મીલનું ભૂંગળું બનાવી તાણતા હતા. અને ધૂમાડો કાઢવાની તેમની છટ્ટા...તેની તો શું વાત કરવી! રમણ જેવાને મનમાં કહેવું પડ્યું, 'વાહ! ચિમનલાલ વાહ!'

અત્યાર સુધીમાં નવાજૂની તો ઘણીએ કરી હશે.' સહેજ હસતાં હસતાં રમણે કહ્યું.

'કોણે મેં ? તમને ક્યાં ગણાવા બેસું. અહીં તો મનમાં ઇચ્છા થઈ કે આમ કરવું છે, એટલે બસ ખલાસ. તમારી માફક વિચાર કરવાવાળા નહિ. એ તો કરે જ પાર.'

'શકરી બેનને લઈ કોઈ વાર ફીલ્મ જોવા લઈ ગયા છો કે નહિ ?' રમણે પૂછ્યું અને ચિમનલાલનું સોળે કળાએ ખીલેલું મોં પાછું પડી ગયું. તેમના મનમાં થઈ ગયું: 'આ શા માટે ઘડી ઘડી એનું નામ લીધા કરે છે ?' ચિમનલાલે જવાબ ન આપ્યો એટલે રમણ પાછો બોલ્યો: 'ફીલ્મની ખરી મઝા તો સાથે જોવામાં છે. એ ટેશ કરી લેવા જેવો છે!'

'એ ટેશ તમને સોંપ્યો. બૈરાની વાત તો કરશો જ નહિ. એ જાત તો કોઇની થઇ નથી ને થવાની નથી. યાર એને તો ચઢાવવામાં મઝા નથી. એક વાર ફીલ્મ દેખાડી એટલે થઇ રહ્યું. ન શીખવાનું શીખે. મોટા લોકમાં કેવું ચાલે છે તે તો જોણો છો ને!'

'કેમ કેવું ચાલે છે?'

'તમે યાર જાણી જોઇને પૂછો છો ને, શું તે વળી પોલ પોલ. એ બધા ફીલ્મના પ્રતાપ. બૈરાને જો તમારે સીધું રાખવું હોય તો મારે જ પાર. આપણા ગામડામાં કહેવત છે કે 'ભૂખે જાર બાજરી ને ભૂખે નાર પાંસરી' સમજ્યા' ડોકું હલાવી ચિમનલાલ બોલ્યા.

'પણ વગર વાંકે તે કંઇ મરાય છે?' રમણથી પૂછી જવાયું.

'તમે ભણ્યા છો પણ ગણ્યા નથી. બૈરીનો તો કંઇ વાંક શોધવા બેસાતું હશે.? વાંક કાઢવો એ તો આપણા હાથની વાત છે. હું ચેલેંજ આપીને કહું છું કે જે બૈરાં મોઢે ચઢાવેલાં છે તે બધાં જ ખરાબ છે. એ તો હું બધું જોઇ વળ્યો છું. બીજાની સાથે બૈરી વાત કરતી થાય એટલે સમજી લેવું કે તે પડેલી જ છે. એ તો બધું હું જાણું છું ને!' રમણનો હાથ જોરથી દબાવી ચિમનલાલ બોલ્યા. પાછા કંઇક વિચિત્ર હાસ્ય કરવા લાગ્યા.

'આપણે એવા એટલે બધાને એવા ધારવા એ ખોટું છે.'

'યાર આ કળજગમાં તો કોઇનું એ કંઇ કહેવા જેવું નથી. અરે મોટા લોકનાં મોટાં પોલ. અને તમારા ભણેલામાં તો ખરું પૂછાવો તો વધારે પોલ ચાલે છે. આ ભાઇથી કંઇ જ અછાનું નથી. હા......' વિજયના તોરમાં હસતા હોય તેમ ચિમનલાલ હસ્યા.

'તમે એ યાર અમદાવાદમાં રહી ખૂબ ખૂબ જાણી લીધું લાગે છે.' 'ન જાણીએ તો આ શહેરમાં રહેવાય નહિ. મારા સાહેબ ખરું પૂછાવો તો અહીં તો બધા બાયલા ભેગા થાય છે. બાયલા નહિ તો

આપણી આંખ જોઇને જ વૈરું ઊભું ને ઊભું ચઢી ન જાય ?' અ
નાટકી ઢબે ચિમનલાલે આંખ પણ કાઢી બતાવી.

'વાહ દોસ્ત વાહ!' ચિમનલાલનો ખભો થાબડતાં થાબડત
રમણ જોરથી બોલ્યો અને હોટલમાં બેઠેલા બીજાઓનું પણ ધ્યા
તેમના તરફ ખેંચાયું.

'ચાલો હવે બહુ મોડું થયું.' એકદમ ઊભા થઈ ચિમનલ
બોલ્યા.

'બેસોને યાર થોડી વાર. તમારી સાથે વાતો કરવાનું મને બ
ગમે છે.'

'હવે કોઈક વાર મળીશું.'

'તમે તો મળતાએ નથી. અને મારા જેવા ઘેર આવે
તમને ગમેએ નહિ.' ધીમે રહી રમણ બોલી ગયો. પાછલા શબ
જાણે સાંભળ્યા જ ન હોય તેવો ડોળ કરી ચિમનલાલ રમણ
હાથ તાણી ખુરશીમાંથી ઊઠાડતાં ઊઠાડતાં બોલ્યા.

'એ તો હું તમને મળતો રહીશ, ચાલો ઊઠો.' અને રમ
ઊઠ્યો. બીલ ચૂકવી બહાર જઈ ચિમનલાલને 'કૃષ્ણ છાપ' કાથા
મસાલેદાર પાન ખવડાવ્યું ને 'હાથીનું' પેકેટ સામે ધર્યું. ચિમનલ
ધીમે રહી એક 'હાથી' ખેંચી લીધો.

'કામકાજ હોય તો કહેતા રહેજો. ચિમનલાલ આપણી :
તો જોઇ છે ને ? બસ ત્યારે જરૂર આવજો હોં ?' અને ચિમનલાલ
પણ ભૂલથી વિવેક થઇ ગયો, 'તમે એ આપણે ત્યાં આવતા રહેજો ને
જો કે એ શબ્દો બોલવા બદલ મનમાં તેમને ઘણો જ પસ્તાવો થ

'જે માણસ વારંવાર તેનું નામ લીધા કરે તે વળી ઘર
ક્યાં ? અરે તે આવે તે પહેલાં તો આપણે જ એને ત્યાં અ
મારી આવવો સારો. આ જમાનામાં સગા ભાઇનોએ ભરોસો ન

આ તો ઘરમાં પેસી ઘર ખોદે તેમાંના. હું કયાં એમ કોઇથી છેતરાઉં એવો છું તે? એ એ રાંડ જ એવી છે. શા માટે સંભળાવી ના દે કે એ હોય ત્યારે તમારે આવવું અગર તો તેમને દુકાને ભેગા થઈ જવું. એને જ હસવા જોઇએ છે તો? સાળાં ભણેલાં બૈરાંથી તો તોબા. અભણ બીચારું સારું! જેમ કહીએ તેમ કરે. આ તો કહે છે ઘરમાં એકલીને નથી ગમતું, મારે વાંચવા જોઇએ. મારે આમ જોઇએ તેમ જોઇએ. જોને રાંડને ચાળા ઊકલે છે.' મનમાં ને મનમાં ચિમનલાલે દાંત કચકચાવ્યા. અને જો શકરી કોઇ વાર કોઈની સાથે હસીને વાત કરતાં પકડાઈ જાય તો હાડકાં જ ભાંગી નાંખવાનું મનમાં નક્કી કર્યું.

શકરી ચિમનલાલથી દબાઈ ગઈ હતી. એટલું જ નહિ પણ તેની હાજરીથી પણ ભયની મારી ફડફડતી હતી. ચિમનલાલ ઘરમાં પગ મૂકે ને તેનું હૃદય ધબધબ થવા માંડે. હમણાં કંઈ થશે, હમણાં કંઈ બોલશે, હમણાં મારઝૂડ કરશે એવો ને એવો ભય માથા પર ઝઝૂમતો જ રહેતો. ચિમનલાલ હાથ પગ ધોઈ શાંતિથી જમવા બેસે, અને શાંતિથી જમી રહે ત્યારે દિલને ધરપત થાય.

ચિમનલાલનો આગ્રહ હતો કે શકરીએ તો તેમના જમ્યા પછી જ જમવું અને કોઇક વાર જમવામાં સ્વાદ પડી જાય તો પાછું વળીને જોતા નહિ કે પાછળ કોઈક જમનાર છે. એમના એ સ્વાદને લઈ ને તો શકરીને ઘણી વાર શાક વગર કે દાળ વગર ચલાવી લેવું પડતું. અને કમનસીબે કોઈકવાર ખીચડી દાઝી ગઈ હોય કે દાળ દૂણાઈ ગઈ હોય તો તો શકરીના બાર જ વાગી જતા. પછી તો ચિમનલાલના ગડદા ને શકરીનો બરડો કે તેમની લપાટો ને તેના ગુલાબી ગાલ, બસ તડાતડ જાણે ધાણી ફૂટવા લાગી.

શકરી ચિમમલાલની અવળાઈ ને તેમનો મિજાજ બધુએ મૂંગે મોંએ સહન કરતી હતી. તેને ઊંડે ઊંડે એમ લાગતું હતું કે જરૂર

એક દિવસ તે ચિમનલાલનું હૃદય વશ કરી શકશે અને 'તે' તેના થઈ રહેશે. પણ તેની એ આશા વાંઝણી જ રહી ગઈ. માર ખાવો, ગાળો ખાવી તે તો તેનો નિત્યક્રમ થઈ ગયો હતો. દિલને કંટાળો આવી જતો હતો. છતાં કોઈ રસ્તો જ નથી અને આ છે તે જ નભાવી લેવાનું છે એમ માની શકરી છાનીમાની પડી રહેતી હતી.

રમણે જે દિવસે છૂટાછેડાની વાત કરી તે દિવસે તેના મનમાં થઈ ગયું કે પોતે ભણી ન હોત તો સારું હતું. અને એમ પણ તેને થઈ ગયું કે ગામડે રહેવાનું હોત તોએ તેને ઠીક રહેત. ત્યાં તેના જેવી બીજી બૈરીઓ સાથે નિરાંતે વાત તો કરી શકત. પણ હવે તો જે છે તેમાંથી જ રસ ચૂસવાનો હતો.



૧૨

# ઝંખતું હૃદય

રમણ હૉટલમાંથી સીધો મનહરની ઓરડીએ ગયો. 'બસ આજની જ રાત જ્યાં જવું હોય ત્યાં જઈ આવવું છે. કાલ સવારથી તો પરીક્ષા સુધી ક્યાંય નીકળવું જ નથી.' આ નિશ્ચય તો તેણે એક વાર નહિ પણ અનેક વાર મનમાં કર્યો.

મનહર પ્રતિમાની છબીની બાજુમાં બેઠો હતો. છબી સામે ધૂપસળી બળતી હતી. સવારમાં ચઢાવેલાં ફૂલ કરમાઈ ગએલાં પડયાં હતાં. મનહરના હાથમાં ચોપડી હતી. છતાં તેનું મન તો કોઈ બીજી જ વસ્તુમાં પરોવાઈ ગએલું લાગતું હતું.

'કેમ શો વિચાર કરે છે?' ઓરડીમાં પેસતાં જ રમણે કહ્યું.

'કશો જ નહિ.'

'તો એ...'

'મન છે. અને જે વિચાર કરવો હોય તે કરે.' કહી મનહર જરા હસ્યો.

'પ્રતિમાનો વિચાર કરતો લાગે છે!'

'એમ જ, આજે તો પ્રતિમાને જોઈ!'

'ક્યાં?'

'ભદ્ર પાસે થઈ મોટરમાં પસાર થતાં. એ જ રૂપ, એ જ રંગ એવી ને એવી જ છે!'

'ઠીક ત્યારે તને દર્શન તો થયાં. હવે કોઈક દિવસ સાક્ષાત્કાર પણ થશે.' હસતાં હસતાં રમણે કહ્યું.

જ્યારે જ્યારે મનહર પ્રતિમાના સંબંધમાં કંઈક બોલતો ત્યારે રમણને મનહર મહાન ત્યાગી અને સ્વાર્પણ કરવા તૈયાર થએલા મહા આત્મા જેવો લાગતો. બંને જણા ચૂપ રહ્યા. રમણ મનહરને અહોભાવથી નિરખી રહ્યો હતો. મનહર પ્રતિમાની છબી પર મૂકેલાં ફૂલો ઠીક કરી રહ્યો હતો.

'રમણ!' મનહર છબી સામે જોઇને બોલ્યો. 'મને લાગે છે કે તે સુખી નહિ હોય. તેને હું બરાબર ઓળખું છું. તેનું હ્રદય ખૂબ જ લાગણીવશ છે. નાનોસરખો આઘાત પણ તેને માટે અસહ્ય હોય છે. અને આ આઘાતને તો તે કેમ કરી સહન કરી શકે? તેના દુઃખની કલ્પના તો હું એકલો જ કરી શકું તેમ છું. મારી પ્રતિમા...' છબીને બોલાવતો હોય તેમ મનહર બોલ્યો. થોડી વાર રહી પાછો બોલ્યો. 'અરે પ્રતિમાની વાતમાં તો હું પેલા કાગળના સમાચાર પૂછવાનું એ ભૂલી ગયો. કંઈ જવાબ આવ્યો કે નહિ?' અને જાણે તેના મનમાંથી પ્રતિમા તદ્દન ખસી ગઈ હોય તેમ તે પાછો મસ્તાન બની ગયો.

'ઘેરથી તો કંઈ સમાચાર આવ્યા નથી. પણ અમારા ગામના એક ભાઈ અહીં મીલમાં નોકરી કરે છે તે મળ્યા હતા. તેમણે વાત કરી કે મારા સસરા ત્યાં આવ્યા હતા. પણ તેમનું કંઈ વળ્યું નહિ. અને મારા બાપા અને તેમની વચ્ચે બોલાબોલી થઈ. મારા બાપા તો ઊલટા ઝંડે ભરાયા છે તે હવે તો બીજી કરશે ત્યારે જ ઝંપશે.'

'એમ! ત્યારે તો આપણો પાસો સીધો પડ્યો ખરો.'

'પણ એક ચિંતા રહ્યા કરે છે.'

'શું?'

'મને ભય રહ્યા કરે છે કે મારા બાપા બીજે ક્યાંક નક્કી કરી દેશે તો પાછા ઉલમાંથી ચૂલમાં... '

'એમાં શું કરવા ગભરાય છે? લાવને બીજો કાગળ લખું કે રમણને પૂછીને જ બીજે નક્કી કરશો.'

'લખવામાં તો કંઈ વાંધો નથી પણ...પણ એ છે ગરમ મિજાજના. જો મનમાં એમ થઈ ગયું કે આ તો ઠીક નહિ તો પછી તે તેમનું જ ધાર્યું કરવાના, જો માને તો ઠીક નહિ તો પછી તું મરીને તૂટી જાય તો એ ન માને.'

'આવો કેવો સ્વભાવ છે!' મોં ઉપર સહેજ કંટાળો લાવી મનહર બોલ્યો. 'એવા માણસને સમજાવવુંએ કેમ?'

'મને પણ એ જ થાય છે ને!

'ખરું કહું તો રમણ તારામાં પાણી જ નથી. નહિ તો એ શું તારી ઈચ્છા વિરુદ્ધ જશે? તું તારા મનથી નિશ્ચય કર કે પરણવું તો બસ ચંચળને જ, નહિ તો નહિ જ. પછી તારા બાપાને માન્યા વગર છૂટકો છે?'

રમણ પોતાની શકિતનું માપ કાઢતો આંખો પટપટાવતો મનહર સામે તાકી રહ્યો.

'તું તારે લખી દે કે મારી સંમતિ લીધા સિવાય લગ્નનું નક્કી કરશો નહિ. અને ચંચળને પણ ખબર મોકલાવને કે તેના બાપા બીજે ક્યાંય નક્કી ન કરી દે.'

'તેનું તો બીજે થાય એવું નથી. એનાં માબાપ પણ તૈયાર છે. પણ વાંધો તો મારા ઘરનો જ છે. ઠીક તું તારે લખી દે ને. તેમને બરાબર સમજાવું પડે એમ લખજે.'

'ઠીક.'

બન્ને મિત્રોએ અભ્યાસની, કેટલાક છોકરાઓની, પરીક્ષાની, બીજી કોઈ નવાજૂનાની ખૂબ ખૂબ વાતો કરી. અને એકેક કલાક બેસી રમણ ઊઠ્યો.

'મનહર! દોસ્ત હવે તો બસ કાલથી ચોટી બાંધીને વાંચવું છે. આ રૂમમાં પણ પરીક્ષા પહેલાં પગ મૂકવો નથી.' જતાં જતાં રમણે કહ્યું.

'હું પણ તને એ જ કહેવાનો હતો. તારે તો હવે દોઢ જ મહીનો બાકી છે. બરાબર મહેનત કરજે નહિ તો પછી પાછી જ્યુબિલી થશે.

પછી એક પ્રકારની નિરાંત તો ખરી.

'બરાબર છે. પછી તો ઘર રાખીને નવાં પટલાણી સાથે રહેજે પછી.......' હસતાં હસતાં મનહરે કહ્યું અને રમણ પણ મલકાઈ ગયો.'

'ગુડનાઈટ' કરી બંને મિત્રો છૂટા પડ્યા. રમણ નવાં 'પટલાણી'નો વિચાર કરતો કરતો હોસ્ટેલ તરફ વળ્યો.

પથારીમાં આડા થઈ રમણે ચંચળનો લખાવેલો પત્ર પંદરમીવાર પાછો વાંચ્યો. જાણે ચંચળ સાથે વાત કરી રહ્યો હોય એમ આંખો દબાવી હાથમાં ને હાથમાં પત્ર રાખી પડ્યો રહ્યો. 'કેટલી સુંદર છે. જોને તારી કામણગારી આંખો! તારા દેહમાંથી કેવું સૌન્દર્ય નીતરી રહ્યું છે! તારા કયા અંગમાંથી જોબન ડોકિયાં કરતું નથી. પણ...? કંઈ નહિ કંઈ નહિ. તારી ઇચ્છા છે તો કહું. જો તું ભણેલી હોત તો શું બાકી રહેત. તો તો સોનામાં સુગંધ મળત. વાહવાહ, પછી આ જગતમાં મારા જેવો કયો માણસ વધુ ભાગ્યશાળી હોત? મને તેનો ખાસ વાંધો નથી. તને સામાન્ય વાંચતાં લખતાં તો આવડે છે ને? એટલે એકાદ વર્ષમાં તો હું તને પત્ર લખતી કરી દઈશ. માણસને ભણાવવું, સુધારવું તે તો આપણા

હાથની વાત છે. પણ સમજો કે તું પેલા ઢીમચા જેવી જ હોત તો ? એ સુધારવું તે કંઈ મારા હાથની વાત છે ?

એ તો તને કંઈ જ કહેવું નહિ પડે. શહેરના લોકો પહેરે છે એવાં કપડાં પહેરતાં, મઝાનાં પટીઆં પાડતાં; ચીપી ચીપીને બોલતાં અને મારા મિત્રોને ચા બિસ્કીટ પીરસતાં આવડશે એટલે બસ. તારે માટે એમાં શું અઘરું છે ? આ મનહર પટલાણી પટલાણી કરી મશ્કરી કરે છે પણ એકવાર તો બસ તું તારો ચમકારો બતાવી દે. એકવાર તો તું એવો પડઘો બતાવી દે કે તે ફરીવાર મશ્કરી પણ ન કરે. આ શહેરમાં બૈરાં ભણેલાં જેવાં દેખાય છે. બાકી કોઈને કક્કોએ આવડતો નથી. તુ તારે એ બાબતમાં જરાએ મૂંઝાઈશ નહિ. હું ડોકટર થઈશ. આપણે સોસાઈટીમાં બંગલો રાખીશું. અરે કમાશું ને મોટર દોડાવશું. મોટર નહિ દોડે તો કંઈ નહિ પણ હાથમાં હાથ લઈને ફરવા તો જઈશું. હાં હાં ચંચળ એમાં પછી શરમાવાનું નહિ હોં ! એ તો હું જાણું છું. તું કંઈ શરમાય એવી નથી. સાથે ફીલ્મ જોવા જઈશું. આપણે શું શું નહિ કરીએ......વારું ચંચળ તું કેટલી મીઠી લાગે છે ! જાણે તેને ગોળી બનાવીને મોંમાં મમળાવું એમ મને તો થઈ જાય છે.' અને રમણથી હાથમાંનો કાગળ ગોળી પણ બની ગયો.

મી. દેસાઈથી પૂછ્યા વગર ન રહેવાયું. 'કેમ પટેલ શું કરો છો ?'

'હેં !' ઝબકીને રમણ બોલ્યો.

'હેં હેં શું ? કોઈને છાતી સરખા દબાવતા હતા કે શું ? પેલી ગામડાની ગોરી યાદ આવી લાગે છે ?'

'ના ના એ તો અમસ્તુ.' શરમાતાં શરમાતાં રમણે કહ્યું.

'છૂપાવો છો શું કરવા. એ તો યાદ આવે તો એમ પણ થઈ જાય. કેમ અમને અમારી પત્ની નહિ યાદ આવતી હોય ? એ તો સ્વાભાવિક છે.'

'યાદ પણ આવી જાય!' કહી રમણ હસી પડ્યો.

'હવે તો પટેલ લગ્ન કરી લ્યો. તમારું મન જોતાં મને લાગે છે કે તમારે વહેલામાં વહેલી તકે એની સાથે પરણી જવું જોઇએ.'

'વખત આવે એ પણ થશે.' મલકાતાં મલકાતાં રમણે કહ્યું.

દેસાઈ રમણ સાથે તેના અંગત જીવનની ચર્ચા ખાસ કરતો નહિ છતાં તેનાથી અજાણ્યું ન હતું કે રમણનું મન હમણાં હમણાં ચગડોળે ચઢેલું રહે છે. એ દિવસ વાંચીને પડતું મૂક્યું હતું તે પણ તે બરાબર જાણતો હતો. કોલેજમાં પણ રમણનું મન કોઈ બીજી જ વાતમાં પરોવાયેલું રહેતું હતું અને ઘણીવાર પાસાં ફેરવ્યા કરતો હતો તે પણ તેની ધ્યાન બહાર ન હતું. તેને તો મનમાં ખાત્રી થઈ ગઈ હતી કે રમણની માનસિક સ્થિતિ જો આવી ને આવી રહેશે તો તે જરૂર નાપાસ જ થશે. તે તો ઠીક પણ વધુ સમય આ પ્રમાણે મગજ ચક્કર ચક્કર ફરતું રહે તો...તો કયી ક્ષણે તેનું પતન થઈ જાય તે કહેવું પણ મુસ્કેલ હતું. 'કોઈની વાતમાં આપણે શા માટે માથું મારવું.' એમ વિચારી તે રમણને કંઈ પણ કહેતો નહિ.

'દેસાઈ! સવારે વહેલા કોઈ તો ઉઠાડજો હોં. બસ હવે તો બરાબર વાંચવું છે.' કહી રમણ ઓઢીને સૂઈ ગયો. પણ ઊંઘ આવી નહિ. દેસાઈનું 'જલ્દી પરણી જવાનું' કથન તેને સારું લાગ્યું. મનમાં તે જરા હરખાયો. બેએક માસ પછી ચંચળ સાથે તેનું લગ્ન થઈ જશે અને પછી......તરંગે ચઢેલું તેનું મન ક્યારે ઊંઘી ગયું તેની રમણને પણ ખબર પડી નહિ.



૧૩

# ગર્ભપાત

મોડી રાત્રે ઊંઘ આવેલી એટલે સવારમાં દેસાઈએ પાંચેક વાગ્યાના સુમારે રમણને ઊઠાડયો ત્યારે ઊઠવું તો તેને આકરું લાગતું હતું પણ મન મનાવીને ઊઠયો તો ખરો. એંધરોળ જેવી લાલઘુમ આંખો બળ્યા કરતી હતી. છતાં મનને મજબૂત કરી ચા પીને તે વાંચવા બેઠો. થોડુંક વાંચ્યું એ ખરું. પણ ઘડી ઘડી ઊંઘ આંખમાં ભરાઈ જતી હતી. અને પોપચાં ભારથી ઢળી પડતાં હતાં. ઘડીકમાં ખુરસીમાં તો ઘડીકમાં ખાટલામાં એમ જગ્યા બદલી બદલીને ઊંઘ ઉડાડવા તે મથતો હતો. ઊંઘ સાથે લડતાં લડતાં ચારેક પાનાં વાંચ્યાં પણ શું વાંચ્યું તેની તેને પણ ખબર ન પડી. માત્ર મન મનાવા વાંચી ગયો એટલું જ. જો કે સોમવાર ના વહેલા પ્રભાતે વાંચનનું આ શુભ મુહૂર્ત કર્યાનો તેને આત્મ સંતોષ હતો.

નાહીને પાછી ફરીવાર ચા બનાવીને પીધી. પાછો બરાબર ટટાર થઈ સ્વસ્થ થઈ, વાંચવા લાગ્યો. એકાદ પાનું વાંચ્યું હશે ત્યાં એકાએક ચિમનલાલ ફૂટી નીકળ્યા !

'ઓહ ચિમનલાલ ! અત્યારમાં ક્યાંથી ?' ટેબલ ઉપર ચોપડી મૂકી રમણ બોલ્યો.

'તમારું એક કામ પડયું છે.'

'મારું'

'હા હા, એટલે તો અત્યારે વહેલો વહેલો આવ્યો છું.'

'બોલો શું કામ છે?'

'મારે ત્યાં જરા આવી જશો?'

'તમારે ત્યાં?' આશ્ચર્યથી રમણ બોલ્યો. પોતાના ઘેર જતાં કચવાટ કરનાર અત્યારે તેને આમંત્રણ આપવા આવ્યો છે! રમણને તો થોડીવાર મનાયું પણ નહિ પણ ચિમનલાલે પાછું કહ્યું.

'હા હા, મારે ઘેર જ તમારું કામ છે. અડધોક કલાક જરા આવી જાઓને?'

'સારું ચાલો' કહી રમણ કપડાં બદલવા લાગ્યો. તેના મનમાં થવા કરતું હતું કે એવું તે શું કામ હશે ને ચિમનલાલ આટલો આગ્રહ કરી રહ્યા છે. શકરીએ બોલાવા મોકલ્યા હશે? ના ના, શકરી તો બિચારી હવે શું હિંમત કરી શકે. તો એમ વગર કામે ચિમનલાલ ન આવે. ગમે તે હશે, કંઈક તો જાણવાનું મળશે ને! દેસાઈ રૂમમાં હતો નહિ તો તેણે અનેક પ્રશ્નોની પરંપરા ચલાવી ચિમનલાલ પાસેથી વાત કઢાવી લીધી હોત.

રસ્તામાં રમણે પૂછ્યું.

'શકરીબેને બોલાવા મોકલ્યા છે?'

'ના ના,' ચિમનલાલે જવાબ વાળ્યો. રમણના મોંએથી 'શકરી' નામ નીકળ્યું તે ચિમનલાલથી સહન થતું ન હતું. જાણે તેમનો સર્વ હક્ક કોઈ ખૂચવી લેતું હોય તેમ તેમને થતું હતું. તેમનું ચાલત તો અત્યારે જ રમણને પાછા જવાનું કહેત.

'કેમ તેમની તબીયત ઠીક નથી?'

જવાબમાં ચિમનલાલે રમણ સામે જોયું. 'શા માટે આ માણસે મારી વહુની ચિંતા કરવી જોઈએ? શા માટે તેની બાબતમાં આટલો

રસ લેવો જોઈએ ? જરૂર કંઈ દાળમાં કાળું લાગે છે.' તેણે દાંત કચકચાવ્યા. 'રાંડ ઝૂડયા વિના નહિ કબૂલ કરે. એ તો લે ખુધું ને કર સીધું.'

ચિમનલાલને આમ ચૂપ જોઈ રમણ ફરીવાર બોલ્યો, 'કેમ બોલ્યા નહિ? ચિમનલાલ ગભરાશો નહિ. તમે યાર શકરી બેનની બહુ ચિંતા કરતા લાગો છો. કાલ તો કંઈ જુદું જ કહેતા હતા.'

'તમે એ રમણલાલ ગમે તેમ બોલો છો ને.' મોં બગાડીને ચિમનલાલ બોલ્યા.

'કેમ ?'

'ત્યારે કોઈ માંદું તો છે નહિ ને તમે બોલે રાખો છો.'

'શું કામ છે તે તો કહો.'

'એ તો ઘેર આવશો એટલે બધાયે ખબર પડશે. તમે તમારે બોલ્યા વિના ચાલો ને.'

'શકરી બેને કહેવાની ના પાડી હશે !' સ્હેજ હસતાં હસતાં રમણે કહ્યું. પણ તેનું આ મરમર હાસ્ય પણ ચિમનલાલને કોરી ખાતું હતું. તેમને રમણને એક બે લગાવી દેવાનું મન પણ થઈ ગયું અને મનમાં બે ચાર ગાળો દઈ ધીરેથી બબડી ગયા. 'છાનોમાનો ચાંપલાશ કર્યા વિના ચાલને. શકરી બેનવાળો નાં ભાળ્યો હોય તે !'

'તમે એ ચિમનલાલ આમ બોલો છો તો ઘણું બાકી શરમાળ ઘણા લાગો છો. શકરીબેનનું નામ સાંભળીને ભાઈ સાહેબ મલકાઈ જાય છે અને બોલતાંએ શરમાય છે. પોતાની પ્રિયતમાનું નામ સાંભળી કોને ગલગલીઆં ન થાય ! અને શકરીબેનનું તો પૂછવું જ શું ! તેમની તો વાત જ ન્યારી છે. એમની શું વાત કરું ?'

રમણ તો બોલે જતો હતો. ચિમનલાલ પાછળ પડી ગયા, જાણે રમણનું કંઈ જ સાંભળવા ન માગતા હોય તેમ બીડી સળગાવવા

ઊભા રહ્યા હતા. અને 'આ સાળો એનો છાલ નહિ મૂકે' એમ બબડી તેમણે વાત બદલી.

'રમણલાલ તમેએ ન ધારી હોય એવી વાત છે.'

'શું?'

'આજે તમને એક ખાનગી અને જરૂરી કામ માટે લઈ જાઉં છું.'

'હા......બોલો શું ખાનગી કામ છે?'

'એક બાઈનો ગર્ભ પડાવવાનો છે' રમણના કાન પાસે મોં લાવી ધીમે રહી ચિમનલાલ બોલ્યા. બીડીથી ગંધાતું મોં સહન ન થવાથી રમણ એકદમ ખસી ગયો. અને આ વાત સાંભળીને વળી તેને વિશેષ આશ્ચર્ય થયું.

'કોણ બાઈ છે તે.'

'એ તો ઘેર જઈને હું તમને બધુંએ સમજાવીશ.'

'પણ આ તો ફોજદારી ગુનો થાય. કોઈ જાણે તો તમે અને હું બન્નેએ જેલ ભેગા થઈએ.'

'એમાં ગભરાઓ છો શું કરવા? એ બાબતમાં કંઈ માલ નહિ! આ ચમન ભાથી છે ત્યાં તો તમારે જરાએ બીવું નહિ. એ તો ચૂપચાપ બધુંયે પતી જશે.'

'તો એમાં મારું શું કામ છે?'

'લ્યો તમેએ નાના છોકરા જેવી વાત કરો છો ને? પૈસામાં બીવું નહિ પણ કોઈ ડૉક્ટર કે નર્સને તમારે ફોડવી પડશે. એ કામ તમારું.'

'હેં...'

'હેં હેં શું કરો છો? યાર તમે તો મોટા ડાક્ટર થયા પણ ઢીલા જ રહ્યા. આવાં એક શું અનેક કામ હોય તો એ શું? એમ તો ડરવું જ નહિ. પૈસા તો આવા કામમાંથી જ મળે સમજ્યા?

હું તો ભણ્યો નથી નહિ તો આખી દુનિયાને ભૂલવતું એવો છું ' મોં પર ખુમારી લાવી ચિમનલાલ એકી સપાટે બોલી ઊઠયા.

' પણ કોને વાત કરવી ? '

' એમાં ભાઈસાબ મને શું ખબર પડે ' કાને હાથ દઈ ચિમનલાલ બોલ્યા. ' તમે આટલા વર્ષ ભણ્યા છતાં એટલી એ ઓળખાણ નથી ? તમેએ ઠીક લાગો છો. બંદા ભણતા હોય તો ભલભલા સાહેબની ઓળખાણ કર્યા વિના ન ઝંપે. એમાં શું મોટી ધાડ મારવી હતી. ચાર પૈસા આગળ તો ભલભલા પાણી......'

રમણ નીચે મોં રાખી વિચાર કરતો કરતો ચાલતો હતો. તેના જીવનમાં તો આવો પ્રસંગ પહેલો જ આવતો હતો. તેની નજર આગળ કોઈ ડોક્ટર કે નર્સ દેખાયાં નહિ પણ મનહર દેખાયો. પાછું થયું એતો આવા કામમાં ન પડે. તો......તો દેસાઈ ક્યાં નથી ? તે કંઈ રસ્તો કાઢશે એમ મનમાં થઈ ગયું; થોડીવારમાં તો ચિમનલાલનું ઘર આવ્યું અને ચિમનલાલ આગળ અને પોતે પાછળ એમ તેમની ' મઢુલી ' ની નિસરણી પર ચઢયા. રમણે પહેલી જ નજરે જોયું કે શકરી રસોડાવાળા ખૂણામાં લાજ કાઢી બેઠી હતી. તેની બાજુમાં એક આધેડ વયથી નાની એવી બાઈ બેઠી હતી. ગોદડાં પડયાં હતાં તે બાજુ બે પુરુષો બેઠા હતા. તેમની માથે બાંધેલી પાઘડી અને પહેરેલી આંગડી જોતાં લાગતું હતું કે તે ગામડાના જ હતા. રમણને જોઈ જુવાન જેવો જે પુરુષ હતો તે બોલ્યો;

' આવો આવો...લ્યો અહીં બેસોને. ' સાદડી આગળ કરી અને રમણને માટે બેસવાની જગ્યા કરી આપી.

' ચા બનાવો. ' ચિમનલાલ ટોપી ઊતારીને બોલ્યા.

' ભૈ તમારી જ રાહ જોઈ બેસી રહ્યા હતા. ચા તો તૈયાર જ છે. ' પેલો વૃદ્ધ જેવો પુરુષ બોલ્યો.

શકરીએ ચા કાઢી. ઘરમાં માત્ર ત્રણ જ કપ હતા એટલે પહેલાં તો પેલા બે મહેમાનને અને રમણને ચા આપી. ચા પીતાં પીતાં રમણે ઘરનું અને ઘરમાં બેઠેલાં માણસોનું નિરીક્ષણ કરી લીધું. લાજ કાઢેલી હતી છતાં રમણની અને શકરીની આંખ એકવાર તો મળી ગઈ. ચિમનલાલની બીકમાં શકરી પોતાની ઇચ્છા છતાં રમણ સામે જોવાની હિંમત કરે તેમ ન હતી. પેલી બાઇની ઉંમર કળવી મુશ્કેલ હતી. ઓછામાં ઓછી તેની ઉંમર અઠ્ઠાવીસેક વર્ષની તો હશે જ. તેના મોં પરથી તો તેની ઉંમર હતી તે કરતાં ઓછી દેખાતી હતી. લોહીથી ઊભરાતું જરા સ્થૂલ શરીર, સહેજ ફૂલેલા ગાલ, કાળી ભમર જેવી આંખો, બીને વાને હોવા છતાં ઘાટીલું બદન આકર્ષક તો લાગતાં જ હતાં. પેલો જુવાન હતો તેણે માથે પાઘડી બાંધેલી હતી. પણ પેલા વૃદ્ધની માફક આંગડી નહિ પણ ખમીશ અને ગામડાની શિલાઈનો લાંબો કોટ પહેરેલો હતો. ખભે ખેસ નાંખેલો હતો. ચા પી રહ્યા પછી તેણે જ વાત ઉપાડી.

'ચમન ભાઇને કામની સમજ પાડી?'

'હા. વાત કરી છે.'

'તમે તો અમને શાના ઓળખો?' એ જુવાન રમણ તરફ ફરીને બોલ્યો. 'પણ તમારા બાપા અને મારા બાપાને બહુ બેસતી હોં. એ તમારે ત્યાં વરસમાં એકવાર તો આવે જ. હવે ભાઈશાબ ગમે એમ કરીને આટલું કામ તો કરી આપો. સગો ભાઇએ જાણે નહિ એમ કામ થવું જોઇએ. સમજ્યાને?'

'એ તો બરાબર છે. કોઈ જાણે તો બધાએ જોખમમાં મૂકાઇ જઇએ'

'હાં હવે વાતને સમજ્યા ખરા' પેલા વૃદ્ધે ટાપશી પૂરી.

'એવો દાકતર શોધી કાઢો કે કામમાં કાંઈ કસરનાં રહે. મુઆ પાંચ પચીસ વધારે થશે તો. અને ભાઈશાબ શું કીધું? આતો

આબરૂનો સવાલ છે. કોઈ જાણે તો ગામમાં શું ? નાક લઈને ફરવું.'

રમણ બોલ્યા વગર બેસી રહ્યો. તેણે પેલી બાઈ સામે જોયું. શરમનું માર્યું તેનું માથું નીચે ઢળી પડયું. અને આંખો જમીન સાથે જડાઈ ગઈ. થોડી વાર પછી રમણે જોયું તો જમીન તેનાં આંસુથી ભીંજાતી હતી.

'આ બાઈ તમારે શું સગાં થાય !' રમણે પૂછયું.

'એ મારી ભાભી થાય. અને આ બેઠા એ એના કાકા. હું ને ચમન એક ગામના...અમે બધા એક ટોડાના.'

'હં' ડોકું ધુણાવી રમણ બોલ્યો.

'ભૈશાબ આ તો તમે સમજુ છો તે બે શબ્દ કહું છું. આ કળજગના સમામાં શું નથી બનતું. આટલું કામ પતી જાય તો ક્યાંક બેસાડી દેવી છે.' પેલી બાઈના કાકા બોલ્યા.

'બધેએ એવું જ ચાલે છે. છૂપું છૂપું તો ઘણુંએ ચાલે. ગામડાં કરતાં તો શહેરમાં વધારે ચાલવાનું.' ચિમનલાલ બોલ્યા. રમણે જોયું કે તેનું બોલવું મહેમાનોને ખૂબ ગમ્યું. અને ડોસા તો બોલ્યાએ ખરા;

'આ તો છીંડે આવ્યો ચોર જેવું છે. બીતરકી કુણ જાનતા જાયું છે. ઠીક છે બધું. આ જમાનાંની બધી સતીઓ છે એ તો બધુંએ......'

'મૂકોને એની પૈડ.' સહેજ ઉશ્કેરાઈને પેલો જુવાન વચ્ચેથી બોલ્યો. 'રમણલાલ ગમે એમ કરો પણ આ કામ જલદી પતી જવું જોઈએ. આજ સાંજ સુધીમાં જો થઈ જાય તો પછી ગંગા ન્હાયા.'

'આમાં ખર્ચ વધારે થશે. કારણ કે આવા કેસ લેનારા ઘણા ઓછા ડાકટરો છે.'

'તમે તમારે ગમે ત્યાં ગોઠવણ કરી દયોને. આપણું કામ રંગેચંગે પાર પડયું એટલે પછી પૈસાને પૈસા જ છે ને ?' ડોસા બોલ્યા.

‘ ઠીક ત્યારે હું નક્કી કરી હમણાં ખબર આપવા આવું છું. ’

‘ ભલે. આંય શે’રના કામમાં તો હેરાનગતી પડે એટલે અમે રેવાબાઈની ધરમશાળામાં ઊતર્યા છીએ. મેડા ઉપર જમણા હાથ ત્રીજી ઓરડીમાં આવજોને. નહિ તો આંય આવો તો ચમન તમને મૂકવા આવશે. કેમ ચમન ? ’ પેલા જુવાને કહ્યું. અને ચિમનલાલે ‘ ત્યારે આજે હું નોકરીએ નહિ જાઉં ’ કહી હા પાડી. અને રમણે ચિમનલાલને ત્યાં આવવું એમ નક્કી થયું. રમણ નીચે ઊતર્યો. તેની પાછળ પાછળ ચિમનલાલ પણ ઊતર્યા. રમણ જતો હતો ત્યાં તેનો ખભો પકડીને ઊભો રાખ્યો.

‘ રમણલાલ ! ’

‘ કોણ ? ચિમનલાલ ? બોલો શું છે ? ’

‘ આવો લાગ ફરી ફરી નહિ આવે. ઉંહ...’ રમણનો હાથ જોરથી દબાવ્યો અને તેમની ટેવ પ્રમાણે આંખનો ચમકારો કર્યો.

‘ એટલે ? ’

‘ એટલે શું ? ધાર્યા ખરશે. ’ અંગુઠા અને પહેલી આંગળીથી રૂપિયા ગણતા હોય તેવો અભિનય કરી ચિમનલાલ બોલ્યા. ‘ પણ આ બંદાને ભૂલશો નહિ હોં. થોડા ઘણા તો ચખાડજો... ’

રમણ ચિમનલાલને સાંભળી જ રહ્યો તેણે તો આવી કલ્પનાએ કરી ન હતી. ખરું પૂછાવો તો તેને એ સૂઝયું જ ન હતું.

‘ પણ કેટલા આપી શકશે ? ’

‘ યાર અત્યારે તો ગરજમાં છે એટલે મોં માગ્યા પૈસા મળશે. તમે તમારે માગવામાં ભૂલશો નહિ. એટલા માટે તો હું તમને બોલાવા આવ્યો. બીજો કોઈ ચરી જાય તેના કરતાં ઓળખીતા શું ખોટા ? પણ જોજો હોં. મને રાજી કરજો. સૌને આશા તો હોય ને ? ’ કહી ચિમનલાલ લૂખું લૂખું લૂચ્ચું હાસ્ય કરવા લાગ્યા. રમણને આ માણસ પૂરો પહોંચેલો લાગ્યો.

'સારું સારું તમને તે કંઈ ભૂલાય!' કહી રમણ ચાલતો થયો.

ચિમનલાલે ઉપર જઈ મહેમાનોને ભરાવ્યું કે ઓછા પૈસામાં અને સારું કામ થાય એમ ભાર દઈને રમણલાલને સમજાવ્યું છે.

'હવે તમારે ચિંતા કરવી નહિ. એ માણસમાં હવે કંઈ કહેવાપણું નહિ રહે. ઘણો લાયક માણસ છે. તમારે મોંથી વાત જાય તો ભલે પણ એના કાનમાં વાત આવી એટલે ખલાસ. પછી ભલેને સગો ભાઈ હોય.' આવું આવું તો ચિમનલાલે ઘણું ઘણું કહી દીધું.

'કામ જલ્દી થઇ જાય એટલે પાર આવે. આ પાપ લઈને તે હું કયાં ફરું.' પેલા જુવાને કહ્યું. અને પેલી બાઇએ ઊંચું જોયું. તેની આંખમાં દીનતા આવી ગઈ. તેને કંઇક કહેવાનું મન હોય એમ લાગતું હતું. પણ તેના કાકાને જોઇ તે ચૂપ બેસી રહી.

'સારું હવે ચમન અમે જઈશું. લ્યો ઊઠો હવે' કહી પેલો જુવાન ઊભો થયો.

'જમીને ગયા હોત તો!' ચિમનલાલે વિવેક કર્યો.

'તું એ ભુંડા કયાં જમવાની પત્તર ખાંડે છે. આ કામ પાર નહિ પડે ત્યાં સુધી વળી ગળામાં કોળિયો જ કયાં ઊતરે એમ છે. લ્યે ઊઠ' પેલી બાઈ સામે નજર કરી તે બોલ્યો.

પેલી બાઈ શકરી સાથે કંઇક ગણગણાટ કરીને ઊઠી અને ત્રણે જણાં નીચે ઊતર્યાં.

'અને ચમન પેલા ભાઈને લઈને ત્યાં આપણા મુકામે જલદી આવજે હોં. જો જે કાંઈ કહેવું નાં પડે.'

'અરે તમેએ ગાંડા થયા કે શું? આ બંકાને તે વળી શું કહેવાનું હોય?' કહી ચિમનલાલે બધાને વિદાય કર્યાં.



# ૧૪

# શકરીનો કકળાટ

ચિમનલાલ ઉપર આવીને બોલ્યો:

'કેમ જોયું ને? કેવું પોલં પોલ ચાલે છે. રાંડેલીઓએ છોકરાં જણવા માંડી.'

'બધાં કંઈ સરખાં હોય' શકરીએ ચાના કપ ધોતાં ધોતાં જવાબ વાળ્યો.

'એ તો ઘરમાં દાબ ન હોય તો બધાંએ એવાં થઈ જાય. સાચું ખોટું તો રામ જાણે પણ મેં તો સાંભળ્યું હતું કે આ હતો ને એ એનો સગો દિયેર એને લાગું થયેલો'

'હેં...સગો દિયેર?'

'હા હા, હું કહું છું ને કે સગા ભાઈનોએ ભરોસો કરવા જેવા નથી. આ જમાનો જ બદલાઈ ગયો છે'

'આપણામાં પાણી હોય તો કોઇ કંઈ કરનાર નથી'

'મારે તારા ડહાપણની જરૂર નથી. તારામાં કેટલું પાણી છે તેની મને ખબર છે' ઉશ્કેરાઈને ચિમન બોલ્યો. તેના કાનમાં રમણના 'શકરી બેન...' શબ્દો ગુંજી રહ્યા.

'હશે તમને લાગે તે ખરું.'

'લાગવાનું શું હતું. રાંડ નાનાં છોકરાંને ફોસલાવતી હોઈશ. હું તો ત્યાં દુકાનમાં બેઠાં બેઠાં તું શું કરે છે તે બધું એ જાણું છું.' આંખો કાઢીને ચિમન બોલતો હતો.

'શું જાણો છો ? કહી નાખો ને ?'

'શું તે પેલા તારા સગલા સાથે શું વાતો કરે છે એ ? રાંડ તું ક્યાંય સખણી નહિ રહી હોય. નહિ તો પેલો આખો દા'ડો તારા નામની શાની માળા જપે......'

'કોની વાત કરો છો તે ?' રડું રડું થયેલી શકરી બોલી.

'કોની તે પેલા રમણિયાની. સાચું કહેજે નહિ તો રાંડ આજ તો તને જીવતી જ નહિ મૂકું. બોલ એ તારી પાછળ ગાંડો થયો છે. તેં એને શું કર્યું છે ?'

'આ તમે શું બોલો છો ?'

'એ તો રાંડ માર ખાધા વિના ક્યા દા'ડે સીધી ઊતરે છે તે આજે, ઊતરે' કહી ચિમને શકરીનો હાથ પકડીને પોતાના તરફ ખેંચી અને બરડામાં બે ત્રણ પાટાં લગાવી દીધાં. 'બોલે છે કે નહિ. તારી માની...? હરામજાત બીજાની સાથે ચેનચાળા કરે છે. આ તારો ધણી કંઈ મરી ગયો છે તે પારકા શોધવા નીકળી છે. ગધી રાંડ...' ગાળોનો વરસાદ વરસાવતાં વરસાવતાં ચિમન શકરીને જેમ ફાવે તેમ પાટાં મારે જ જતો હતો. રસ્તામાં ચઢેલો બધો ક્રોધ તેણે શકરી ઉપર ઊતાર્યો. શકરીને પેટની બાજુમાં કલાગું પાટું વાગવાથી જમીન પર ઢળી પડી. તેનાથી એકાએક ચીસ પડાઈ ગઈ 'ઓ મરી ગઈ રે ! ઓ બાપલા રે...' અને બે હાથે પેટને પકડી ઝીણી ઝીણી બૂમો મારતી પડી રહી.

'રાંડ પાછી ઢોંગ કરે છે. કોઈ જાણે કેટલીએ મારી હશે ! ઊઠે છે કે નહિ ? જો મોંએથી બૂમ પાડી છે તો મરી જ ગઈ સમજજે' ચિમન ઊભો ઊભો ધુરકિયાં કરે જ જતો હતો.

શકરીની બૂમો સાંભળી એક બેવાર નીચેવાળી બાઈ ઉપર ચઢી આવેલી ને ચિમનલાલને ઠપકો પણ આપેલો. એટલે ફરીવાર પણ તેની બૂમો સાંભળી કોઈ શરમમાં નાંખનાર ઉપર ન ચઢી આવે તે સારૂં શકરીના મોં પર હાથ મૂકી ગોંધાવવા લાગ્યો.

'ઊઠે છે કે નહિ. રાંડ હાથે કરીને મરવાની થઈ છે. તું ગમે તેટલા ચાળા કરે પણ તને છોડવાનો નથી.' કહી ચિમનલાલ બરડામાં ચૂંટલીઓ ભરવા લાગ્યો. તેણે એક ઝીણી લોહી નીકળે તેવી ચૂંટલી ભરી અને શકરીથી કારમી ચીસ પડી ગઈ.

'અરે મરી ગઈ રે ...ઓ...મારી માડીરે...' અને વેદનાથી તેનું આખું શરીર ઊંચું થઈ એક બે વાર જમીન પર પછડાયું. જે જેગ્યાયે ચૂંટલી ભરી હતી ત્યાં કાળું ડામું બાઝી ગયું અને બાજુનો ઘણો ભાગ સૂઝી ગયો. શકરીની બૂમ સાંભળી તેની ઘરવાળી બાઈ ઉપર આવી. તે દાદરામાં દેખાઈ તે વખતે ચિમન.

'પાછી બૂમ પાડી કે? લે ત્યારે લેતી જા' કહી મોં પર લપાટો મારે જતો હતો. અને પેલી બાઈએ આવીને હાથ પકડયા ત્યારે તે ક્રોધથી ધ્રૂજતો ધ્રૂજતો બાજુમાં જઈ ઊભો રહ્યો.

'અરે ચિમનભાઈ તમે એ બળયું રોજ આમ માર માર શું કરો છો. જરા વિચાર તો કરો. આતે કંઈ જાનવર બાનવર ભાળ્યું છે કે શું?' કહી તે શકરીની બાજુમાં બેસી ગયાં ને તેને બેઠી કરવા લાગ્યાં. અને ચૂંટલી વાળું ડામું જોઈ પાછાં બોલ્યાં 'હાય હાય... તમેએ જાતના કસાઈ છો કે શું? આવી તે ચુંટલી ભરાતી હશે. જુઓ બિચારીને લોહીએ નીકળ્યું અને આમ પેટ પર પાટાં મારો છો તે મરી જશે તો શું મોં બતાવશો? પેલી નીચ વેણુની પેઠે રોજ શું મારઝૂડ કરો છો. આખા ખાંચામાં લોકો એની એ વાતો કરે છે. શું વાંક હતો તે મારવી પડી?'

'એને જ પૂછો ને?' જરા ખસિયાણા પડેલા ચિમને જવાબ વાળ્યો.

'તમે જ કહી દોને? એમનેમ વાંક વગર માર માર કરાતું હશે. અને મારવાનું એ રીતમાં હોય સમજ્યા?'

ચિમનલાલ માથું ખંજવાળતા ઊભા જ રહ્યા.

આમ આ બાઈ ઠપકો આપતી હતી ત્યાં બીજાં બે ત્રણ બૈરાં આવી ચઢ્યાં. બધાંએ એક જ સ્વર કાઢ્યો.

'હાય હાય...બાપ આવો તે માર મરાતો હશે. વાંકગુનો તો સૌને ઘેર થતો હશે પણ આવું તો ક્યાંય ના ભાળ્યું. અને મઝિયારો હોય તો સમજ્યા પણ એ માણસમાંએ રાગ નહિ ચિમનભાઈ હવે તો તમને શું કહીએ.'

ચિમન બોલ્યા ચાલ્યા વગર ગોદડાને અટેકણ દઈ બેસી રહ્યા. શકરીને પેટમાં દુઃખતું હતું. બરડામાં પણ કળતર થતી હતી. તેણે તો કોઈને પણ વાત કરી નહિ કે તેને ક્યાં દુઃખે છે. તેના જમણા પડખામાં તો સખ્ત વેદના થતી હતી.

'જોજો પાછા ફરીવાર મારતા. જરા લાજશરમ તો રાખો. આમ સાવ ગામડિયા ખાતું આ પોળમાં નહિ ચાલે હા. આતો કંઈ કોળી વાઘરાંની પોળ ભાળી તે?' એક બાઈએ જતાં જતાં કહ્યું અને ઘરવાળી બાઈએ પણ તેમાં સૂર પૂરાવ્યો,

'હા ચિમનલાલ, હું તો મોંએ કહેનાર છું. જુઓ આવી રીતે તમારે રોજરોજ મારઝૂડ કરવી હોય તો મારો મેડો ખાલી કરી દેજો. મને ઘણાએ ભાડવાત મળશે. આ શું! આ તો અમેએ લાજી મરીએ છીએ.'

બધાં બૈરાં બબડતાં બબડતાં ચાલ્યાં ગયાં. શકરી તો બેઠી હતી તેમને તેમ રડતી રડતી બેસી રહી. ચિમન પણ થોડીવાર રહી

ટોપી પહેરી બહાર ચાલ્યો ગયો. જતાં જતાંએ તેણે શકરી સામે નજર પણ ન કરી.

શકરીને પોતાના જીવતર પર કંટાળો આવ્યો. વગર વાંકે ચિમન માર મારે, અને તેએ કેવો માર...જાણે ઢોરને ટીપતો હોય તેમ ટીપી નાખે તે તો કેમ સહન થાય? અને કયાં સુધી તેઓ સહન કરવાનું? આતો રોજ દા'ડો ઊગે ને બરડો ખોખરો થાય. આના કરતાં તો પ્રભુ મોત આપે તોએ સારું અરર...' કરતી શકરી પેટ દબાવી આડી થઈ. પેટમાં ચૂંક આવવા લાગી અને કંઈનું કંઈ થઈ જતું હતું. હૃદયમાં પણ અસહ્ય વેદના થતી હતી. પેલી ચુંટલી પણ વીંછીના ડંખની માફક ડંખ્યા કરતી હતી. કોઈ દિવસ નહિ ને આજે તો તે ચિમનને પણ મનમાં ગાળો દેવા લાગી. 'મુઓ રોયો મારું લોહી પી ગયો. જાતનો કસાઈ છે કે શું! આમ રિબાવી રિબાવીને મારે છે એના કરતાં તો એકી સાથે મારી નાંખે તોએ નિરાંત. ઓ ભગવાન મને તો આના હાથમાંથી છોડાય. મને તો બસ મોત આપ એટલે દેખવુંએ નહિ ને દાઝવુંએ નહિ!

તેનો જીવ સાવ કંટાળી ગયો હતો. જીવતર સાવ કડવું ઝેર જેવું થઈ ગયું હતું. 'આના કરતાં તો મરી જવું સારું. કોઇ દા'ડો આમાં શકરવાર વળે એમ નથી. દુનિયામાં છેગો શું?' પાછું જેના નિમિત્તે માર પડયો તે રમણ યાદ આવ્યો.

'બસ એની સાથે એ બોલવું નથી. એ એને રસ્તે ને હું મારે રસ્તે. એને જોઇને જ આની ચાર આંખો થાય છે. એ ભલો હશે તો એને ઘેર એમાં મારે શું! એ બોલાવે તોએ બોલવું નહિ. ભલેને એને ઓછું લાગે. બસ મારે તો કોઇ ન જોઇએ. મારે કોઇ ન જોઇએ...ઓ મારી માડી રે......' કરતી શકરી ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડી. તેનું હૃદય વલોવાઇ જતું હતું. શકરી ખૂબ રડી હૈયાફાટ રડી. આખા ઓરડામાં તેનાં ધ્રૂસકાં સાંભળનાર માત્ર એક બિલ્લી જ હતી.

## ૧૫

# આપઘાતનો પ્રયાસ

રમણ સીધો હોસ્ટેલ તરફ વળ્યો. મનહર પાસે જવાની તો તેની હિંમત ચાલતી જ ન હતી. કદાચ તેને ઠપકો પણ આપે. ઘડીભર તો તેને આ કામ કંપાવનારું, પાતકી અને નીચ લાગ્યું. 'આના કરતાં તો છૂટી જ પડયો હોત તો સારું થાત.' તેના મનમાં થયું. પણ હવે? દેસાઈ જરૂર કંઈ રસ્તો કાઢશે એ આશાએ પગને જોરથી ઉપાડતો તે ચાલ્યો. તેની નજર આગળ કોણ દેખાતું હતું? એ જ...એ જ આંસુથી છલકાતી આંખો, નિરાધાર મુખમુદ્રા, ગભરું હરણીના જેવી બાવરી આંખો...એ વિધવા તરફ રમણને અનુકંપા થઈ અને તેણે વધુ જોરથી પગ ઉપાડયા.

મી. દેસાઈ બેઠા બેઠા વાંચી રહ્યા હતા. રમણ એક બે મિનિટ સુધી તો બોલ્યા વગર ઊભો રહ્યો. દેસાઈ વાંચવામાં મગ્ન હતો એટલે તેને રમણના આવવાની કંઈ જ ખબર પડી નહિ. છેવટે રમણની જ ધીરજ ખૂટી અને તેણે જ દેસાઈનો ખભો ઢંઢોળ્યો;

'વાહ દોસ્ત, તમેએ યાર વાંચવામાં જબરા તલ્લીન થયા લાગો છો.'

'હાં...થવું જ પડેને. અમારે કયાં તમારી પેઠે...' બાકીના શબ્દો ન બોલવા દેસાઈએ ઉચિત ધાર્યા.

'હું બધુંએ સમજું છું દેસાઈ, પણ મારા નસીબમાં જ વાંચવાનું લખ્યું લાગતું નથી. રોજ નવા ને નવા તુક્કા જાગે છે.'

'કેમ, આજે વળી શું 'રોમાન્સ' કર્યો? તમારી ચંચળ મળી કે શું?'

'આ તો યાર જુદી જ બીના છે.'

'એવું તે શું છે. કહી નાંખો ને...'

'તમને વિચિત્ર લાગે એવું છે. જોજો પણ કોઈને કહેતા નહિ.'

'બસ મારામાંએ વિશ્વાસ નહિ?'

'એક બાઈનો ગર્ભપાત કરાવવાનો છે.' ધીમે રહી રમણ બોલી ગયો.

'ગર્ભપાત...' ભવાં ચઢાવી, હાથમાંથી ટેબલ પર ચોપડી મૂકી મી. દેસાઈ બોલ્યા.

'હા હા, તેમાં તમારી મદદની જરૂર છે. પૈસા મોં માગ્યા મળે એમ છે. પણ કામ જલ્દી થવું જોઈએ.'

'હં...' થોડી વાર રહી પાછો દેસાઈ બોલ્યો. 'પણ એ છે કોણ?'

'તેને તો હું પણ ઓળખતો નથી. આ પેલા સવારે આવ્યા હતા ને એ મીસ્ટરના ગામના છે કોઈ. તમે કોઈને શોધી કાઢો તો ઠીક.'

'કામ છે તો જરા વિકટ પણ...' થોડીવાર માથામાં આંગળાં ફેરવીને પાછો તે બોલ્યો. 'પેલા ડૉ. ત્રિવેદીને મારે ઓળખાણ છે. એમણે એક બે કેસ લીધેલા મારી ધ્યાનમાં છે. પણ માને ત્યારે ને...'

'ડૉ. ત્રિવેદી? એ તો ખાદીધારી છે. એ આવો કેસ લે?

'પૈસા મળે તો બધુંએ લે. ડૉક્ટર અને વકીલના ધંધાની તો વાત જ ન્યારી છે!'

'ઠીક તો ઊઠો. થાઓ તૈયાર. આપણે ખબર તો કરી આવીએ.'

'હા, ચાલો.' ઊભા થઈને દેસાઈ કપડાં બદલવા લાગ્યો.

'દેસાઈ, જોજો વાત ક્યાંય બહાર ન જાય. નહિ તો પાછા...'

'એમાં તમારે મને કંઈ જ શિખામણ આપવી નહિ પડે.' કહી રમણ સામે જોઈ દેસાઈ હસી પડ્યો. રમણ જરા ઝંખવાયો.

બંને જણા મૂગા મૂગા ડૉ. ત્રિવેદીના દવાખાને આવી પહોંચ્યા. રમણને બહાર બેસાડી દેસાઈ 'કન્સલ્ટીંગ રૂમ'માં ગયો. ડૉક્ટરને જરા ખિલાવી, થોડું 'પૉલસન' ચોપડી અને પૈસાની લાલચ આપી દેસાઈએ છેવટે બસોમાં નક્કી કર્યું. દેસાઈ હસતો હસતો બહાર આવ્યો અને એક હાથ ઊંચો કરી બોલ્યો.

'ફત્તેહ.'

'એમ? મને ખાત્રી જ હતી કે દેસાઈ હોય ત્યાં કંઈ કહેવું જ ન પડે.' રમણ દેસાઈનો હાથ પકડી બાજુમાં લઈ ગયો ને પૂછ્યું 'કેટલામાં નક્કી થયું...'

'બસોમાં. પણ તમારે તો કહેવાના કેટલા, ખબર છે?'

'બોલોને કેટલા?'

'આપણે કંઈ વધારે નથી જોઈતા. અઢીસો કહી દેજો ને!'

'સારું સારું. પણ તેમને ક્યારે બોલાવી લાવું?'

'બપોરે બાર વાગ્યા પછી લાવોને. પછીથી કોઈ દર્દી હોય નહિ એટલે ઠીક પડે. એક દિવસ એ બાઈને 'હોમ પેશન્ટ' તરીકે રાખવી પડશે.'

'તમારી તો હવે જરૂર નહિ પડે ને?'

'ના, ના. ચાલોને તમારી ઓળખાણ કરાવી દઉં એટલે મારેએ ધક્કો ખાવો ન પડે.'

દેસાઇ રમણને અંદર લઈ ગયો અને ડૉકટર સાથે ઓળખાણ કરાવી. 'ઠીક ત્યારે હું જાઉં.' કામ સરળ રીતે પાર ઊતરશે એના આનંદમાં ફલંગો મારતો તે ચાલતો હતો. 'બસો તો ડૉકટરને આપવાના નક્કી થયા. હવે તેમની પાસેથી કેટલા માગવા? અઢીસો અને...મારે તો કંઈ જોઇતું નથી. હવે ચા–પાણીના પાંચ દશ લઇશ. બાકીના શકરીને જ આપીશ. એથી ચિમનલાલની લાગણી પણ સંતોષાશે અને એના મનમાંથી ભૂત નીકળી જશે. આ ઠીક લાગ આવ્યો છે. ચિમનલાલને કહી પણ દેવું કે જો શકરીને ન મારો તો જ આપું. અરે તે શકરીને સારી પેઠે રાખે તો કયાંક સારી નોકરી પણ શોધી કાઢું. હા એ લાલચ ઠીક છે. બિચારી શકરીને એ 'બંકા' સાથે શું મઝા આવે? આમ તો મારો બેટો પૂરો પહોંચેલો લાગે છે. કાચાપોચાને તો હાથમાં રમાડે તેવો છે. શકરી કયાં ને એ કયાં? ઠીક ઠીક ચિમનલાલને હવે હાથમાં લેવાની ચાવી ઠીક જડી છે...' આમ વિચારતો, કંઈક તરંગો કરતો રમણ ચિમનલાલના ઘેર આવી પહોંચ્યો. અને દાદરામાં ડોકિયું કર્યું. તેની આંખે શું જોયું?

શકરી ઘાસતેલનો શીશો લઇ પોતાના શરીર પર છાંટતી હતી. દોરીથી પગ બાંધ્યા હતા. પાસે દીવાસળીની પેટી હતી. માથાના વાળ વિખરાઇ ગયા હતા. સાડીમાંથી ઘાસતેલ ટપકતું હતું. હાથ લંબાવી દીવાસળી લે છે ત્યાં રમણે કૂદકો મારી દીવાસળીની પેટી ઝૂંટવી લીધી અને ઘાસતેલના શીશાને ઠેસ મારી દૂર રેડવી દીધો.

'આ શું શકરી બેન!'

'કોણ? તમે...તમે મારા ઘરમાં આવશો નહિ. લાવો લાવો પેલી પેટી લાવો.' લાલઘુમ આંખો કાઢી શકરી બોલતી હતી. શકરીના મોં પર રોજ જે દીનતાનો ભાવ દેખાતો હતો તે તો રૌદ્રતાની

નીચે સાવ ઢંકાઈ ગયો હતો. શકરી રમણના હાથમાંથી પેટી પડાવવા મથતી હતી. રમણના હાથે એક બે નખોરા પણ ભરાઈ ગયા છતાં તે છોડતો ન હતો.

'શકરી બેન ચાલો આઘાં ખસો. હું એ કદી નહિ થવા દઉં.'

'તું વચ્ચે આવનાર કોણ...' છંછેડાયેલી નાગણ જેમ ફૂંફાડા મારે તેમ શકરી આજે ફૂંફાડા મારતી હતી. તેણે રમણને એક ધક્કો માર્યો અને રમણ પડતાં પડતાં રહી ગયો.

'હું...હું...તારો ભાઈ. મારી હાજરીમાં તો તે નહિ થઈ શકે.'

'તું ભાઈ હોય તો તને બે હાથ જોડીને કહું છું કે તું મને પેટી આપ. ભઈશાબ તું મને મરી જવા દે. મને શું કરવા દુ:ખી કરે છે. આપે છે કે નહિ?' કહી જેટલું જોર હતું તેટલું જોર એકત્ર કરી શકરીએ રમણનો હાથ મરડ્યો પણ રમણે પણ જોર કરીને શકરીની પકડ છોડાવી દીધી અને તેમ કરતાં તેનાથી એક ધક્કો પણ મરાઇ ગયો. શકરી ધબાક કરીને પડી અને આક્રંદ કરવા લાગી.

'બધાએ મારું લોહી પીવા બેઠા છો. તમે મને કેમ મરવા દેતા નથી. ઓ ભગવાન તમે છો...' બોલતાં બોલતાં શકરીનો અવાજ ફાટી ગયો. તે બોલતી બંધ થઈ ગઈ. હાંફથી તેની છાતી ધડક ધડક થતી હતી. તેના મોંમાં ફીણ દેખાવા લાગ્યું. તેની આંખો હતી તેનાથી વધારે લાલઘુમ થઈ ગઈ અને ઘાયલ થયેલું પ્રાણી જીવન મરણનું યુદ્ધ ખેલે તેવી સ્થિતિ શકરીની બની ગઈ. રમણ તેની બાજુમાં બેસી ગયો. સગડી સળગાવવાનો પંખો હતો તે વડે પવન નાખવા લાગ્યો અને બીજે હાથે શકરીનું માથું દબાવવા લાગ્યો. અંગારાની પેઠે શકરીનું માથું ધગધગતું હતું. ઘાસતેલ સોડાતું હતું. વાતાવરણમાં પણ એક પ્રકારનો ભય અને ગભરામણ દેખાતાં હતાં. શકરી કંઈ પણ બોલ્યા વિના પડી રહી. તેની આંખોનાં પોપચાં બિડાઈ ગયાં. જાણે મુડદું પડયું હોય તેમ બોલ્યા ચાલ્યા વિના

શૂન્ય જેવી તે પડી રહી. જો છાતી ધડકતી ન હોત તો રમણને પણ એમ જ લાગત કે શકરીનું પ્રાણ પંખીડું ઊડી ગયું છે.

રમણ ઊઠીને પાણીનું પ્યાલું ભરી લાવ્યો. પોતાનો રૂમાલ પલાડીને શકરીના માથા પર મૂક્યો. અને જોરથી પવન નાખવા લાગ્યો. છાતીમાં ગભરામણ ન થાય તે સારું શકરીનો કબજો અને બોડીસ કાઢવાની તેને જરૂર લાગી. તેના આજ સુધીના અભ્યાસે દર્દીની કેમ સારવાર કરવી તે તો શીખવ્યું હતું પણ શકરીની છાતીને અડકતાં તેના હાથ ધ્રૂજતા હતા. ચિમનલાલ યાદ આવતાં તેને એકાએક ભયની કંપારી આવી ગઈ. તે જોઈ જાય તો! શકરીને એમને એમ પડી રહેવા દઈ બે હાથે જોરથી પંખો નાખવા લાગ્યો. ઘાસ-તેલવાળી સાડી તો તેણે એક બાજુ ખસેડી દીધી. પાણીવાળો રૂમાલ તો તે મૂકે જ જતો હતો. પણ માથાની ગરમી ઓછી થઈ હોય એમ લાગતું ન હતું. શરીર તો ઠંડું જ હતું. તેણે માથાના વાળ ઠીક કરી માથા પર પણ પાણી રેડ્યું. શકરી આંખો પણ ઉઘાડતી ન હતી. આ દશા જોઈ રમણ મનમાં જરા ગભરાયો. 'શું થઈ ગયું હશે? દવાખાને લઈ જાઉં તો! પણ આ દશામાં કેમ લઈ જવાય? તો શું કરું? હવે તો આ કબજો કાઢી જ નાખવો પડશે.' અને હિંમત કરી તેણે કબજાનાં બટન કાઢવા હાથ લંબાવ્યો ત્યાં ચિમનલાલ દાદરામાં ડોકાયા. રમણને એકાએક ધ્રૂજારી આવી ગઈ. 'તે શું ધારશે!' એ વિચાર આવતાં પાછી એક કંપારી આવી ગઈ. છતાં જરા સ્વસ્થ રહી તે બોલ્યો.

'ચિમનલાલ! લ્યો પંખો નાખો અને તેનો કબજો બોડીસ જે હોય તે કાઢી નાખો.'

ચિમન મૂંઝાયેલો, અર્ધા ગાંડા જેવો આ દૃશ્ય જોઈ રહ્યો. 'શું જોઈ રહ્યા છો. જોતા નથી કેસ કેટલો ગંભીર છે તે.' ચિમન નીચે બેસી પંખો નાખવા લાગ્યો. કંઈ સમજાતું ન હોય, આંખને પણ મનાતું ન હોય તેમ મૂંઝાયેલો તે પવન નાંખતો હતો.

'સાંભળ્યું નહિ? એની છાતીમાં ગભરામણ ન થાય તે માટે તેનો કબજો કાઢી નાંખી માત્ર સાડી જ ઢાંકો. વખતસર ન આવ્યો હોત તો તમે શકરીબેનને ગુમાવી બેસત...'

'કેમ શું થયું છે?' આંખો ફાડી ચિમન બોલ્યો.

'એ બધું પછી કહું છું. હું કહું તેમ કરો ને!' સત્તાધીશની માફક રમણ બોલ્યો અને ચિમનલાલે શકરીનો કબજો ને બૉડીસ કાઢી નાંખ્યાં અને પવન નાખવ લાગ્યો. રમણ માથા પર રૂમાલ મૂકયા કરતો હતો. ચિમનની નજર ઘાસતેલવાળી સાડી અને દૂર પડેલા શીશા પર ગઇ. તેણે રમણ સામે જોયું. રમણને પહેલી જ વાર ચિમનલાલની આંખમાં કરુણા દેખાઈ.

'એક જ મિનિટ મોડું થયું હોત તો બળીને ખાક થઈ ગઈ હોત.'

ચિમનલાલ નીચે મોં રાખી સાંભળી રહ્યો હતો. તેની જીભ ચોંટી ગઇ હતી. પણ તેની આંખો જ વાતો કરતી હતી. તેણે ભાવથી શકરીના મોં પર હાથ ફેરવ્યો.

'જીવને કેટલો કંટાળો આવ્યો હશે ત્યારે આ માર્ગ લીધો હશે? કોઈક દિવસ તમે આ રતનને ગુમાવશો.' રમણ બોલે જતો હતો.

ચિમનલાલ મનમાં બધી પરિસ્થિતિ સમજી ગયો. શકરીના મ્લાન અને લેવાઈ ગયેલા મુખડા સામે તે તાકી રહ્યો. પીંખાઈ ગયેલા વાળને ઠીક કરવા લાગ્યો. તેણે શકરીના આખા દેહ પર નજર કરી. હાથે કયાંક કયાંક ઉઝરડા પડયા હતા. ગળામાં પણ કંઇક લાલ ડામાં પડયાં હતાં. શકરીની આંખો બિડાયેલી હતી છતાં પાંપણો તો હજુએ આંસુથી ખરડાયેલી લાગતી હતી. તેણે રમણ સામે જોયું. રમણની નજર તેનાથી ઝીલી શકાઇ નહિ અને નીચે મોં રાખી જાણે જમીનમાં ઊતરી જતો હોય તેમ નીચો નમી પવન નાખવા લાગ્યો.

'મરી ગઈ હોત તો...મારી શું વલે થાત?...પછી...પછી......' ચિમનથી આગળ વિચારી શકાયું નહિ. એ ભયાનક વિચારે તેને સાવ ઢીલો બનાવી દીધો. થોડા જ સમય પહેલાં કરેલી મારઝૂડ યાદ આવી. 'પણ હવે...ઓ પ્રભુ હવે તો એને સારું કરી દે.. ઓ કાંપવાળા હનુમાન દાદા...મારા ભગવાન લાજ રાખજે. તું જ મારો બેલી છે......આ ન થવાનું થઇ ગયું તો...તો...પછી...ઓ હનુમાન દાદા આ શનિવારે નાળિયેર ચઢાવી જઈશ....ઓ ભદ્રકાળી મા તારે આશરે છું. મારી મા......' ચિમન શકરીની આ હાલત જોઇ મનમાં ને મનમાં મૂક પ્રાર્થના કરવા લાગ્યો. ને પસીનાથી રેબઝેબ થઈ ગયો હતો. સાવ હાબકી ગયો હોય એમ ચિમન મૂઢની માફક પંખો નાખે જતો હતો. વચ્ચે વચ્ચે શકરીના માથે હાથ ફેરવતો હતો. તેની આંખો ભીની બનતી હતી. રમણ ન હોત તો... તો કદાચ તે શકરીને આને દશામાં બાઝી પડત અને તેની માફી પણ માગત. જાણે શકરીમાં જીવન રસ પૂરતો ન હોય તેમ ભાવથી, પ્રેમથી અને મૃદુતાથી તે શકરીના શરીર પર હાથ ફેરવે જતો હતો.

રમણ પણ આ કરુણ વાતાવરણથી ભીંજાયો. શકરીની મૂર્છા હજુએ વળી નહિ એથી મનમાં તે પણ ગભરાતો હતો. અને ચિમનને આમ સજળ નયને જોયા પછી તો તેનાથી પણ રડી પડાયું. અને એકાએક નિશ્વાસ મૂકાઇ ગયો: 'બિચારી શકરી...'

થોડીવાર પછી શકરીએ પોપચાં ઉઘાડયાં. વાદળાં ખસી જતાં જેમ ચંદ્ર પાછો પ્રકાશે છે તેમ તેની આંખો ચમકવા લાગી. તેની આંખોએ કોને જોયો? ચિમન હતો! એ તો કયાંથી હોય? ...ના...ના...પણ આતો એ જ છે. રડતાં રડતાં પવન નાખે છે ને! શકરીનો આંખો તેને માપતી હતી. તે જોઇ ચિમનથી એકાએક બોલી જવાયું 'શકરી!'

અને ઉમળકાભેર તેણે શકરીનું માથું પોતાના ખોળામાં લઈ લીધું, રમણ ઊભો થઈને એક બાજુએ ઊભો રહ્યો.

'શકરી ! મારી ભૂલ થઈ ગઈ. હવે તને કોઈ દા'ડો નહિ મારું હોં. મારી સામે તો જો.' શકરીનું મોં બરાબર પોતાના સામે ગોઠવીને બોલ્યો. શકરી તેની સામે તાકી રહી હતી. ચિમનને રડતો જોઈ તેની આંખોમાંથી પણ આંસુની ધારા વહેવા લાગી. પાણીનું પૂર પાળને પણ તોડીને જોસભેર વહે છે તેમ શકરીની આંખમાંથી મર્યાદાની પાળ તોડીને આંસુ વહે જ ગયાં. ને ચિમનની સાથળ ભીંજાઈ ગઈ. થોડીવાર કોઇ બોલ્યું નહિ. આ અપૂર્વ દશ્ય જોતો રમણ એક બાજુ ઊભો ઊભો પોતાની આંખો લૂછતો હતો.

'રોઈશ નહિ, રોઇશ નહિ. તું શું કરવા રોવે છે!' રડતાં રડતાં ચિમન બોલતો હતો અને શકરીની આંખો લૂછે જતો હતો. જેમ જેમ આંસુ લૂછે જતો હતો તેમ તેમ નવાં આંસુ જોસભેર વહે જતાં હતાં. જાણે શકરીનાં આંસુથી ચિમનનું હૃદય ધોવાતું ન હોય તેમ તેના હૃદયમાં ઘર કરી રહેલી શંકા અને શકરી માટેની ઘૃણા આંસુના પૂરમાં તણાઇ જતી હતી. ચિમનને ઊભરો આવી ગયો. અને આવેશમાં આવી શકરીનું મોં ઊંચું કર્યું પણ રમણની હાજરીમાં તે કંઇ પણ કરી શક્યો નહિ.

'લે બેઠી થા જો, હવે રોઇશ નહિ.' કહેતો ચિમન શકરીને બેઠી કરવા લાગ્યો. તેણે પગે બાંધેલી દોરી તોડી નાખી. ધીમે રહી શકરી બેઠી થઇ. શકરીએ ભાનમાં આવી પોતાનાં કપડાં ઠીક કર્યાં. અને ચિમન સાથે પ્રેમ ભર્યા નયને જોઈ રહી. શકરીની આંખમાં ચમક જોઇ ચિમન અર્ધો ગાંડા જેવો થઈ ગયો. અને શકરીનો હાથ પકડી હેતથી પૂછ્યું. 'તને શું થાય છે?'

'હવે ઠીક છે.'

'શકરીબેન કપડાં બદલી નાંખો.' અત્યાર સુધી આ અપૂર્વ દશ્યનો પ્રેક્ષક બની ઊભો રહ્યો હતો તે રમણ બોલ્યો.

ચિમને શકરીને સાડી આપી અને ખૂણામાં જઇ શકરીએ સાડી બદલી દીધી.

'કેમ શકરીબેન હવે તો આરામ છેને?' રમણે પૂછ્યું.

'બધું જ બરાબર છે.' સહેજ હસવાનો પ્રયત્ન કરી શકરી બોલી.

'જો જો પાછાં કોઈવાર આવું કરતાં નહિ. ચિમનલાલ જરા વિચાર કરજો.'

એ દંપતીમાંથી કોઈ બોલ્યું નહિ. ચિમન શરમનો માર્યો નીચે જોઈ રહ્યો હતો. અને ચિમનને લાચાર જોઈ શકરી પણ ચૂપ રહી જમીન ખોતરવા લાગી.

'ચિમનલાલ, પેલી વાતનું નક્કી થઈ ગયું.' થોડીવાર ચૂપ રહી વાત બદલવા રમણે જ કહ્યું.

'કઈ વાત. હા હા સમજ્યો. ઠીક થયું લ્યો.' સ્વસ્થ થઈ ચિમન બોલ્યો.

'ત્યાં બાર વાગ્યા પછી જવાનું છે. અગિયાર તો થવા આવ્યા. ચાલો તેમને ખબર કહી આવીએ.'

'હા. ચાલો.' ટોપી પહેરી ચિમન તૈયાર થયો.

'પણ તમે જમ્યા નથી ને?' શકરી બોલી.

'તમે રાંધ્યું હોય તો જમે ને?' હસીને રમણ બોલ્યો.

'તમારે પણ અહીં જ જમવાનું છે.' શકરીએ કહ્યું અને ચિમન સામે જોયું.

'હા. હા, જમાડયા વિના તમને કોણ જવા દે છે તે!' ચિમન પણ રમણનો હાથ પકડીને બોલ્યો.

રમણ અને ચિમનલાલ રેવાબાઈની ધર્મશાળા તરફ વળ્યા. રસ્તામાં બેમાંથી કોઈએ શકરીની વાત ઉપાડી નહિ. રમણને થયું કે એ વાતને ચૂંથી ચિમનને શરમાવવો તે ઠીક નહિ. અને ચિમનના મનમાં એમ કે હવે નાહકનો ઠપકો સાંભળવા એ વાતને છેડવી જ નહિ. થવાનું હતું તે થઈ ગયું. અને એ વાત ભૂલવા ચિમને પેલી બાઈની અને તેના દિયરની વાત કાઢી.

૧૬

# કોણ પાપી ?

પેલી બાઈ તેનો દિયર અને તેનો કાકો રેવાબાઈ ધર્મશાળા તરફ જતાં હતાં ત્યાં પેલા વૃદ્ધે કહ્યું.

'તો હું ત્યાં આંટો મારતો આવું તો !'

'તે ભેગા થશે ?'

'વાત કરી છે એટલે મને લાગે છે કે તે ઘેર જ હશે નહિ હોય તોએ થોડી વારમાં આગ્યો ગણો.'

'તમને રસ્તો તો જડશે ને.'

'આહો એમાં શું ? હમણાં તમારી પાછળ ને પાછળ આવ્યો સમજો.'

'હું જો જો કાંઈ આંકડો નક્કી કરતા. તમે તમારે ગોળ ગોળ વાત કરીને આવજો ને ? પછી એ તો બધુંએ ફૂટી લેવાશે.'

'સારું સારું' એમ કહી પેલા વૃદ્ધ તેમના ગામ બાજુના કેટલાક શાહપુરમાં રહેતા હતા તે તરફ વળ્યા.

દિયર ભોજાઈ થોડી વાર તો મૂગાં મૂગાં ચાલ્યાં. થોડે આગળ જઈ દિયર બોલ્યો. 'જો જે કોઈની આગળ મારું નામ ન લેતી હોં. કોઈ પૂછે તોએ તું તારે કોઈનું નામ જ દઈશ નહિ.'

'હું તો કાંઈ દેતી નથી, પણ તમે પાપ પાપ કરીને વાતને ચૂંથો છો.'

'એમાં તને ખબર નાં પડે. એ તો વાત ઢાંકવા એમ બોલવું પડે.'

'પણ તમે તો કહેતા'તા કે ગામમાં તો બધાએ વાત જાણે છે.'

'એ તો લોકવાયકા તો ચાલે. કયો ઘોડીનો કાંડું પકડવા આવ્યો'તો તે. તારા પાપે મારે આટલું સાંભળવું પડે છે.'

'મારા પાપે.........'

'તું પહેલેથી જ હખણી રહી હોત તો...' ભૂતકાળમાં નજર પરોવીને તે બોલ્યો.

'બળ્યું હવે ગઈ વાતને શું કરવા સંભારતા હશો?' કહી પેલી બાઈએ નીચે જોયું. તેની દૃષ્ટિ સમક્ષ વીજળીની માફક ભૂત સ્મૃતિઓ આવી અને અદૃશ્ય થઈ ગઈ. તેને કંપારી આવી ગઈ.

બપોરનો ગાળો હતો. રણછોડની વહુથી થાય તેમ ન હતું. એટલે અંબા ભાત લઈને આવી હતી. ખીજડાના છાંયે ભાત ઉતાર્યું અને રણછોડને ખાવાનો સાદ કર્યો. રણછોડે રાંપડીથી બળદને છોડીને ચરવા મૂક્યા અને પોતે ભાભી બેઠી હતી ત્યાં છાંયડે આવીને બેઠો. ભોજાઈ વાતો કરે જાય ને દિયરને હેતથી ખવરાવતી જાય. અંબાને રણછોડ માટે પહેલેથી જ લાગણી હતી. એ તો એના મોટાભાઈ જીવતા હતા ત્યારે પણ ચબરાક રણછોડ ભાભીને તો ખૂબ જ ગમી ગયો હતો. પણ આજની તો વાત જ ન્યારી હતી. આજનો રણછોડ તો અંબાને કામણગારો લાગ્યો. તેના ખંડેર જેવા દેહમાં કોઈએ દીવા સળગાવી દીધા. તેની આંખમાં કોઈ મોહીની આંજી ગયું. તેના હૃદયમાં કોઈ ભૂખ લગાડી ગયું. રણછોડને પણ નવાઈ લાગી કે રોજ શાંત અને શાણી લાગતી ભાભી કેમ

આજે ઉન્માદ કરે છે? અંબા ઘડીકમાં હાથ ઊંચા નીચા કરી આળસ મરડે, વારે વારે ઉરપ્રદેશ ઢાંકે અને રણછોડ સાથે વળી કંઇ ઓર જ વાતો કરે.

'રણછોડભાઇ! તમે તો આજ રૂપાળા દેખાઓ છો.'

'રોજ તો મશ્કરી કરતાં'તાં ને આજે ક્યાંથી રૂપાળો થઇ જયો.' હસતાં હસતાં રણછોડ બોલ્યો.

'શી ખબર, બળ્યું તમને જોઉં છું ને મને તો...' એકી ટશે રણછોડ સામે જોઈ અંબાએ છાતી પરની સાડી ઠીક કરી.

'ભાભી! તને આજ થયું છે શું?'

'તમારામાં અક્કલ જ ક્યાં છે? બળ્યું રણછોડભાઇ તમે તો એવાને એવા જ રહ્યા.'

'કેમ?'

'તાણ એટલીએ ખબર નાં પડી?' મોં પર લાજ લાવીને અને સહેજ લેંકો કરીને અંબા બોલી અને રણછોડને જરા ભય લાગ્યો. આ એકાંત, ભાભીની આ વિહ્‌વળ દશા, અંબાનું આ ગાંડપણ જોઈ રણછોડ ગભરાયો.

'ભાભી તાણ હું બળદને પેલી તલાવડીમાં પાણી પાઈ આવું.'

'જવાય છે. થોડી વાર તો બેસો' કહી ભાભીએ દિયરનો હાથ ખેંચ્યો ને રણછોડને નીચે બેસાડ્યો. અત્યારે અંબા ઉન્માદ દશામાં હતી. તેની આંખોમાંથી કામ ઝરતો હતો. તેનું આખુંએ શરીર બળી રહ્યું હોય ને રણછોડનો શીતળ સ્પર્શ ઝંખતું હોય તેમ ઘડી ઘડી તેની પાસે જવા તલસતું હતું. એકાએક અંબા રણછોડના મોં પર હાથ ફેરવવા લાગી અને લાડ કરવા લાગી. રણછોડ હાથ ખસેડતો હતો ત્યાં તેના ખભે માથું નાખી ને તે બોલી.

'અણ્યું આટલીએ ખબર પડતી નથી. હવે કાંઇ નાના કીકા છો ?' કહી લાડમાં રણછોડની સાથળે ઝીણી ચુંટલી ભરી.

'પણ ભાભી તમે તો...' રણછોડ પૂરું કરે તે પહેલાં તો ભાભી બોલી ઊઠયાં.

'મારે કાંઈ સાંભળવું નથી. કેમ ભાભી મરી જાય ?'

'પણ હું તો......'

'મેં ના કીધું કે મારે તમારું કાંઇ સાંભળવું નથી.' કહી અંબાએ રણછોડને ગળે એક હાથ વીંટાળ્યો. અને જોર કરી તેને છાતી સાથે દબાવ્યો અને......રણછોડ ધ્રૂજતો ધ્રૂજતો આમ તેમ ડાફેરા મારતો મારતો. કોઈ જોઈ તો નથી ગયું ને તેની ખાત્રી કરતો બળદ ચરતા હતા તે તરફ દોડ્યો. અને અંબા તૃપ્તીનો આનંદ વાગોળતી વાગોળતી થોડીવાર પડી રહી. પણ પછી ઘેન ઉતરી જતાં તેને પણ પોતાના કૃત્ય માટે તિરસ્કાર આવ્યો. પોતે રાંડેલી બાઈ છે. તે ભૂલી જઈ ન કરવાનું કરી દીધું તેથી પોતાની જાત માટે ઘૃણા કરતી, ગભરાતી અને મનમાં ડરતી ડરતી તે ઘેર આવી. બે ત્રણ દિવસ સુધી તો દિયર કે ભોજાઈમાંથી કોઈ બોલ્યું નહિ.

તેને પોતાની સ્થિતિનો ખ્યાલ આવ્યો અને મનમાંને મનમાં અકળાવા લાગી. તે રાંડી ત્યારે તેને દસેક વર્ષની એક છોડી અને સાતેક વર્ષનો એક છોકરો હતો. નાતના રિવાજ પ્રમાણે તે ધારતતો નાતરું કરી શકત. પણ આ છોકરાં હતાં એટલે તેનું મન પાછું પડતું હતું. વધુમાં તો તેના બાપનું નામ રાખે તેવો છોકરો હતો. તેને મોટો કરીશ અને દા'ડા કાઢીશ એમ વિચારી તેણે સાસેરે જ રહેવાનો વિચાર રાખ્યો. તેને એક દિયર હતો. ઘરમાં દેરાણી પણ હતી. ખેતીવાડી પણ સારાં હતાં એટલે બધાં ભેગાં પડી રહ્યાં. એકાદ વર્ષ સુધી તો અંબાનું ગાડું બરાબર ચાલ્યું.

તેનો દિયર રણછોડ પણ ભાભીને ઓછું આવવા દે તેવો ન હતો. પણ જેઠાણી દેરાણીને કોઈકવાર બોલાબોલી થતી. અંબાના મનમાં એમ કે થોડા વર્ષ પછી આ છોકરો મોટો થઇ જશે પછી તો બધીએ દુનિયા ઝખ મારે છે. પછી તો દિયરે તેના ઘેર રહેને ને આપણે આપણા ઘેર. એટલે તે તો બોલ્યા ચાલ્યા વિના નભાવે જતી હતી.

પેલી વાત એટલેથી અટકી હોત તો સારું હતું. પણ કમનસીબ અંબા કે રણછોડ આટલેથી અટક્યાં નહિ. અને ઓછામાં પૂરું એવામાં રણછોડની વહુને પિયેર જવાનું થયું. અને દેરાણીની ગેરહાજરીમાં અંબા અને રણછોડ ક્યાંયના ક્યાંય આગળ વધી ગયાં.

હવે અંબા પહેલાંની માફક વાસની સ્ત્રીઓમાં ઝાઝું ભળતી નહિ. તેના મનમાં એક પ્રકારનો ભય ભરાઇ ગયો હતો. દરેક આંખ તેને ધારી ધારીને જુએ છે એમ લાગતું હતું. હવે શું થશે હવે શું થશે એ ભ્રમતો મનમાં સતત ઝઝુમ્યા કરતો હતો.

થોડા મહીના પછી રણછોડની વહુએ રણછોડને કહ્યું.

‘ કાંઇ જાણ્યું ? ’

‘ શું ? ’

‘ હું તો ઘરમાં રહું છું તોએ મને તો ખબર નાં પડી. આ તો આપણા વાસવાળાં કંકુમા કહેતાં’તાં. ’

‘ શું ! ’

‘ શું તે મારી જેઠાણીને દા’ડા રહ્યા લાગે છે. ’

‘ હેં... ’ આંખો ફાડીને રણછોડે કહ્યું અને તેને ધ્રુજારી આવી ગઈ.

‘ સાચી વાત છે. મેંએ ધારી ધારીને જોયું તો સાચું છે. એ મારી શૉક ક્યાંય સપણાં રે’ એવાં નથી. ’

'હવે ધીમેથી બોલને ? જો જે કોઈને વાત નાં કરતી નહિ તો ઘરનું શું નાક રે'શે.'

'આવી વાત તે ક્યાંય છાંની રહી સાંભળી છે. પાપતો ઢાંક્યું ઢંકાય જ નહિ. એ તો વાયરે વાત જાય. આખા ગામમાં વાત ચાલે છે.'

'હેં.........'

રણછોડને એક કંપારી આવી ગઈ.

'અરેરે રાંડ કુટકપાળી ! આખા કટંબનું નાક કપાવા બેઠી છે. મને તો એનાં એ ચરિતર પહેલેથી જ ન'તાં ગમતાં પણ તમે ઉપરાણું લેતા હતા. જોયું તે રાંડે ફળ આલ્યું એ ?'

'હવે શું કરીશું તે ?'

'મને શું ખબર. કરશે એ ભોગવશે.'

'રાંડ તું એ લોહી પીવા બેઠી છે. જેમ ફાવે તેમ બકબક કરે છે તે ?' કોઈનો ક્રોધ કોઈના ઉપર ઉતારતો હોય તેમ રણછોડે એક લપડાક તેની વહુના ગાલ પર લગાવી દીધી.

'રોયાં બધાંએ મને કનડ કનડ કરે છે.' ઉશ્કેરાઈને તેની વહુ બોલતી હતી.

'મને હાથ લગાડયા વિના એ મારી શૉકને જ લગાડોને ? રાંડને કહીએ કે અફીણ ગોળીને પડી ર'.'

'પણ કાંક હળવે રહીને વાત તો કર. ઘરની લાજ આબરૂની તો તને પડી જ નથી.'

'તમને પડી હશે તેમાં જ મારી શોક સાથે તમે આવા અવળા ધંધા કરતા હશો ?'

'કોને મને કહે છે? રાંડ પાછી મારા પર આળ ચઢાવે છે?' કહી રણછોડે ક્રોધમાંને ક્રોધમાં તેની વહુને ફૂટી નાંખી. તેનાં રુંવેરુવાં ઊભાં થઇ ગયાં હતાં.

'ઓ બાપલા રે...મરી ગઇ રે...' બુમો મારતી મારતી તેની વહુ સામે જઇને ઊભી રહી, 'શું કરવા મારો છો તે? આખું ગામ વાતો કરે છે એમાં મારે શું?'

'તે રાંડ એમાં આમ બૂકબૂક શું કરે છે? કાંઇક હોય તો વાતને ઢાંકે ને આ રાંડ તો બધે કે'તી ફરે છે!'

'હું તો એ મારી શોકને ફજેત કર્યોય કર્યોય કર્યોય ને કર્યોય. એ રાંડે તો મારું લોહી પીધું છે. રાંડને કોઇ નાં મળ્યો તે આ એના બાપને પકડ્યો.' રોવાનો ડોળ કરી તે બોલે જતી હતી.

'બહુ સારું હવે, રાંડ બે માંણસને તારે ભેગા કરવા છે!' રણછોડ શરમાતો શરમાતો ઘરમાં ભરાયો. વાગતું વાગતું છેક ઘેર આવશે તેની તો તેને કલ્પના પણ ન હતી. આખું ગામ વાત જાણી ગયું. તેનું નામ સુદ્ધાં બોલાય છે. 'હવે શું કરવું? બહાર શું મોં લઇને ફરવું? અરેરે બધું શું થઇ ગયું? એ રાંડે મારી આબરૂ લીધી. એને ઘરની બહાર કાઢી મૂકું. એ રાંડ ઘરમાં ન જોવે.' આવા આવા તેને અનેક વિચાર આવી ગયા. અને તેના વિચારનો પડઘો પાડતી હોય તેમ તેની વહુ પણ બોલી.

'મરદને શું? તમે તમારે રાંડને તગડી મૂકોને! અને કહી દોને કે કોણ જાણે ક્યાંથીય પાપ લઇને આઇ હશે. અહીં ક્યાં એની ચોકી કરતા રહે. મારી શોક મુઆં કુવો હવાડો કરશી તો.'

'બરાબર છે. રાંડે મારું નામ બોળ્યું. લેવાદેવા વિના મને વચ્ચે ભેળવ્યો.' પોતે નિર્દોષ છે એવો ડોળ કરીને તે બોલતો હતો.

'તમે તમારે પરોઢિયામાં જ તગડી મૂકોને અને કહેજો કે રાંડ નાસી જઇ. મારી શોક, મને તો એવી દાઝ આવે છે કે ટીપી ટીપીને રોટલો કરી નાખું. રોજ રાંડ એના નામની ઘરમાં હોળી કરાવતાં 'તાં.'

અંબાની સાથે મન મળ્યા પછી રણછોડનું મન તેની વહુ પર ઓછું ચોંટતું હતું અને એની તકરારમાં રણછોડ હંમેશાં તેની ભાભીનો જ પક્ષ ખેંચતો અને તેની વહુને તો મેથીપાક જ આપતો. એ બધાનું રહસ્ય તેની વહુને આજે જડયું એટલે તો વારંવાર તે અંબાને ગાળો દીધા કરતી હતી. રણછોડના સાંભળતાં કોણ જાણે તેણે કેટલીએ ગાળો દીધી.

'મારી શોક, મારા ભાઇની વહુ ચાર લેવા ગયાં છે ત્યારનાં હજુ તો આયાં એ નથી. રાંડ ખાઇ પીને જુઓને ઢમઢોલ થઇ છે તે. કામ કરતાં તો રાંડને જોર આવે છે. પાછાં મારી શોક કે'છે. મારો ભાગ આલો, મારો ભાગ આલો. લે રાંડ મારા બાપનું...... તને તો આવડા ને આવડા કીડા પડશે કીડા.' જાણે અંબાને સંભળાવતી હોય તેમ તે નાક ફૂલાવીને બોલતી હતી.

રણછોડ તો એજ વિચાર કરતો હતો કે મારું નામ લોકોમાં કેવી રીતે ફેલાયું હશે ? કેટલાક તેની કોઇક વાર મશ્કરી કરતા હતા, પણ તેમાં આવા સંબંધની તો ગંધ પણ દેખાતી ન હતી. લોકો તો મારા વિષે કંઇ વહેમ નહિ લાવતા હોય. આ રાંડ જ ઇર્ષામાંને ઇર્ષામાં મારું નામ ભેળવતી લાગે છે. એ તો હું પ્રોતેજ એને ઘરમાંથી કાઢી મૂકીશ પછી તો લોકોને જરૂર એમ ઠસી જશે કે હું નિર્દોષ છું. એને તો એક મિનિટ પણ ઘરમાં રહેવા દેવાનો નથી પછી જે થવાનું હોય તે જ થાય ના.'

લાગ શોધીને રણછોડ અંબાને વાડામાં મળ્યો. તેણે બધી વાત કરી અને કહ્યું, 'હવે શું થાય ? તું તારે પિયેર જતી રહે. અહીં તો તને......' રણછોડની જીભ થોથરાતી હતી.

'ત્યાં તો મારે કુણ છે.' અંબાના પિયરમાં નજીકમાં નજીક ગણીએ તો એક તેના કાકા હતા બાકી તેનું અંગત તો કોઈ પણ ન હતું.

'તો પછી હું શું કરું ? આંચ તો બધે વાતો થાય છે. મારેએ...'

'તે તમે એમાં શું કરવા ગભરાવ છો. હું તમારા નામને આંચ નહિ આવવા દઉં.'

'પણ.........'

'પણ બણ કંઈ નહિ. મને મરતાં તો આવડશે. તમે તમારે લે'ર કરજો. ગામની સેમમાં ઘણાએ કુવા છે.'

આ વાકય રણછોડને ટાંણા જેવું લાગ્યું અને તેની છાતીમાં પાણાની માફક વાગ્યું.

'એમ તો તને કુણ કહે છે. પણ......આતો એમ કે.........'

'તાણ બીજું શું થાય. મને કાંઇ કમ ધારશો નહિ. મારા રઈ જેવડા ટૂકડા કરી નાંખશે તોએ હું તમારું નામ તો દેવાવાળી નથી.'

'તું માંને તો એક રસ્તો છે.'

'શો ?'

'ગાજરનાં...... ?'

'એ તો તમારા વગર કીધે ખાઇ લીધાં પણ મારો કોઠો જલમથી ગરમ છે, એનાથી કાંઈ થાય એમ લાગતું નથી.'

'તો પડાઇ દઈએ તો ?' ગભરાતાં ગભરાતાં રણછોડ બોલ્યો.

અંબાએ પેટ સામે નજર કરી અને રણછોડ સામે જોયું. તેનું હૃદય તો વલોવાઈ જતું હતું. બંનેમાંથી કોઈ ન બોલ્યું. ધરતી માર્ગ આપે તો અંદર સમાઈ જવાનું બંનેને મન થયું. કોણ કોને ઠપકો આપે ? છતાં થોડીવાર રહી રણછોડ બોલ્યો.

'મને લાગે છે કે તને ઘરમાં રાખીશ તો લોકો ચૂંટી ખાશે. એના કરતાં તો......'

'કેમ અટકી ગયા કહોને ?'

'તું ક્યાંક બેસી જાય તો !'

'આટલી ઉંમરે ?' શરીર સામે જોઈ અંબા બોલી અને એક ધ્રુજારી આવી ગઈ.

'કેમ કાંઈ ઘરડી થઈ છે તે ? ખાસી પચીસેક વરસની લાગે છે. તું તારે હા પાડને ગમે ત્યાં ગોઠવણ કરી દઈશું.'

'પણ આ છોકરાંનું ?'

'છોકરાંનું નસીબ છોકરાં પાસે. તેમની શું કરવા ચિંતા કરે છે. ઉલટી તું રહીશ તો છોકરાંએ લોકોનાં મેંણાં ટોણાં સાંભળીને મરી જશે.'

'પણ, એમનું કુળ પછી......'

'તુંએ ગાંડપણ કરે છે કે શું ! કેમ એમનો આ કાકો કાંઈ મરી ગયો છે ! તું શું કરવા ગભરાય છે !'

'રણછોડભાઈ......' અંબાનું હૃદય ભરાઈ આવ્યું અને તે તો રડવા લાગી.

'તું નકામી ચિંતા કરે છે. આ અંબામાના સમ ખાઈને કહું છું કે છોકરાંને દુખ નહિ પડવા દઉં.'

અંબા હૃદકે ને હૃદકે રડવા લાગી અને નીચે બેસી ગઈ. અંધારું થવા આવ્યું હતું. પોતાના વાડામાં પોતાની ભાભી સાથે ઊભો હતો છતાં રણછોડને ભય લાગ્યો. તેને એમ થયું કે કેટલીક આંખો તેને ધારી ધારીને જોઈ રહી છે. અંબાને રડતી જોઈ તેને પણ લાગી આવ્યું.

'ભાભી તું નકામી રોવે છે. આના કરતાં તો તું સુખમાં જઈશ એ નક્કી માનજે. આમાં તારો જીવ શું ભરાઈ રહ્યો છે ! તું તારે હા પાડને એટલે બધુંએ થાળે પાડી દઈશું.'

'મને એમાં શું ખબર પડે? તમે તમારે......' રડતાં રડતાં અંબાએ કહ્યું.

'તાણ જો તું તારે પરોઢીએ અહીંથી નીકળી જઈ તારે પિયેર જા. બે દા'ડા પછી હું આવીશ અને તારા કાકાને સમજાવીને બધું ગોઠવી દઈશ.'

'પણ શું મોં લઈને હું પિયેર જઉં તે? આને કયાં સંતાડું?' પેટ પર હાથ મૂકી અંબા બોલી.

'પેટમાં દુઃખે છે એમ કહીને ઘરમાં ને ઘરમાં પડી રહેજે, બે દાડા'માં શું?' મૂંઝાયેલો રણછોડ બોલતો હતો.

'એતો હું રસ્તો કરી લઈશ. તમે જરાએ ગભરાશો નહિ. રણછોડભાઈ તમને કાંઈ નહિ થવા દઉં. સવારમાં હું નીકળી જઈશ.'

રણછોડ બોલ્યા ચાલ્યા વગર અંબા સામે જોઈ રહ્યો. તેને ભય લાગ્યા કરતો હતો કે અંબા કંઈ બીજું કરી બેસશે તો?

'ભાભી જોજે બીજુ કંઇ કરી બેસતી નહિ હોં! જો કંઈ કર્યું તો મારા સમ છે.'

'રણછોડભઇ, તમે મને ઓળખતા નથી. હું એક વખત બોલી પછી ફરવાની નહિ. હું કોઇથી ડરું તેવી નથી.' અજબ નયને અંબા બોલી.

'એતો બે દા'ડામાં હું આયો ગણો. આતો સાથે નીકળીએ તો લોકોમાં કાંઇની કાંઇ વાતો થાય. સમજણ પડીને?'

જવાબમાં અંબાએ માત્ર માથું હલાવ્યું અને પેટ સામે નજર કરી. આંખમાંથી આંસુની ધારા વહેતી હતી. રણછોડથી પણ આ જોયું જતું ન હોય તેમ થોડીવાર રહી તે ચાલ્યો ગયો. અંબા પણ માથે ભારો ઉપાડીને ઘેર આવી. રણછોડની વહુ ગાળોની રમઝટ ઉડાડતી હતી. છતાં અંબા ચું કે ચાં કરતી ન હતી. રણછોડે પણ પોતાની વહુ આગળ નિર્દોષ દેખાવા અંબાને ખૂબ ધમકાવી અને ઘર છોડીને ચાલ્યા જવાની ધમકી પણ આપી.

# ૧૭

## અમદાવાદમાં

અને સવારમાં ઊઠીને રણછોડની વહુએ જોયું તો અંબાનો ખાટલો ખાલી હતો. શશવા દાંડા આવે તે પહેલાં તો ગામમાં વાત ફેલાઈ ગઈ કે અંબાવહુ ક્યાંક નાસી ગઈ છે. રણછોડની વહુએ પાછો ઉમેરો કર્યો કે 'એ તો એના દિયોરે ઘરમાંથી કાઢી મૂકી. એવી રાંડને ઘરમાં કુણ સંઘરે.' રણછોડ પણ જે તેને પૂછતું તેને પોતે નિર્દોષ છે એ વસ્તુ પર ભાર મૂકીને વાતને ટેકો આપતો, અને કેટલેક અંશે તે ધારી અસર પણ કરી શક્યો ખરો. જ્યારે તેણે કહ્યું;

'શું કરે ત્યારે, ઘરમાં એવું પાપ આપણાથી કંઈ સંઘરાય છે! સાળું આ તો લાજી મરવા જેવું થયું. આપણે ક્યાં પાછળ પાછળ ફરીએ તે!' ત્યારે સાંભળનારમાંથી એક વૃદ્ધ જેવા ભાઈએ કહેલું:

'બરાબર છે. તેં કાઢી મૂકી તે સત્તર આંની કામ કર્યું છે. લેવાદેવા વના બચારો છોકરો નકામો વગોવઈ જાય. સાળો શો કળજગ આયો છે.' અને ત્યાં બેઠેલા બધાએ અંબાવહુ પર ફિટકાર વરસાવ્યો. સાંભળીને માત્ર રણછોડનું દિલ ધડકતું હતું. કોઈએ વળી આગળ વધી એમ પણ કહ્યું.

'કાકા, આ કાંઇ જમાનો આયો છે. સાળું નાં મનાવ એ વાતો હવે સાંભળીએ છીએ. હવે તો બાપ-દીકરીનો કે ભાઇબ્હેનનં પણ વશવા આવે એવો નથી. જોજોને કળજગમાં તો નાં થવા થશે. પછી ભગવાન કયાંથી રાજી રહે અને વરસ કયાંથી સારાં આવે

'બરાબર છે. ધરતી પર પાપનો ભાર વધી ગયો છે.' રણ છોડની સામે જોઈને કોઇએ કહ્યું અને રણછોડથી એ નજર જીરવી શકાઈ. તે ત્યાંથી ચાલતો થયો, તેના મનમાં કોઇક પુક કરી રહ્યું હતું. 'તું પાપી છે. તેં ભાભીને......'

એ દિવસ પછી રણછોડ 'આ છોકરાં રોરો કરે છે તો એ મામાને ત્યાં મૂકી આવું' કહી અંબાના પિયેર ઊપડી ગયો.

અંબા કયારે ગામમાં આવી, કયારે કાકાના ઘરમાં ઘૂસી ગ એ તો ફક્ત અંબા જ જાણતી હતી. અને એ દિવસથી ઘર બહ પણ નીકળતી ન હતી. તેની કાકીને હિંમત કરી બધી વાત કા દીધી હતી. શરૂઆતમાં કાકી તો ગાળોનો વરસાદ વરસાવતાં હત અને એક વાર તો બોલીએ ગએલાં: 'તું મારા ઘરમાં નહિ. આ પાપ હું કયાં ઘરમાં સંઘરું.' પણ જયારે અંબાએ પગે પડીને ફક એ દિવસ જ પડી રહેવાનું કહ્યું ત્યારે 'મુઇ કરશે તે ભોગવશે. આપ શું?' કહી ઘરમાં પડી રહેવા દીધી હતી. અને વાયદા પ્રમાણે રણછ આવ્યો ત્યારે તેના જીવને ધરપત રહી.

રણછોડે અંબાના કાકાને એવી વાત ભરાવી કે 'તમા છોડીએ તો નાં કરવાનું કરી દીધું છે. અમે તો ઘણુંએ પૂછીએ છીએ પણ કોઇનું નામે દેતી નથી. આતો તમારા અને અમા નાકનો સવાલ છે. હજુ કાંઈ મોડું થયું નથી. કોઈ જાણે પહેલાં પતાવી દેવાય તો બાંધી મુઠી રહે. સમજ્યા?'

'તો શું કરીએ?'

'તમે તમારે સવારે અમદાવાદ ચાલો. ત્યાં બધુંએ પાર ઊતરશે. પાપના છાંટા મારે કે તમારે લીધા વના કાંઇ છૂટકો થવાનો હતો?'

'પછી?'

'પછી શું? આવડી મોટી નાતમાં ક્યાંય ઠેકાણું નહિ પડે? પછી તમારે કે મારે દેખવુંએ નહિ ને દાઝવુંએ નહિ.'

'હં. પણ એનો મેળ મળવો જોઈએને?'

'અરે એ તો મેળ મળ્યો સમજજો. તમનેએ પાંચ પચીસ મળશે સમજ્યા?' ડોસાનો હાથ દબાવીને રણછોડ બોલ્યો. ડોસાને એ મુદ્દો ગમ્યો. ચાર પાંચ વરસથી ખેતીમાંથી બે પૈસા પણ ભાળ્યા ન હતા. અને તેમની નજર આગળ રૂપિયાની થેલીઓ ખડી થઈ.

'ઠીક ત્યારે સવારમાં ત્રણે અમદાવાદ ભેગા થઈ જઈએ. જોજો હો ભાઈશાબ. કોઈ જાણવા નાં પામે. નહિ તો મારા ધોળામાં......'

'વાહ. કેમ અમને તો અમારી આબરૂ વ્હાલી હશે જ નહિ કેમ?' આવી આવી વાતો કરી તેમણે નક્કી કર્યું કે અમદાવાદમાં તેમના જ ગોળના કેટલાક માણસો મિલમાં સાંચાકામમાં જતા હતા. તેમાં ડોસાના કેટલાક ઓળખીતા પણ હતા. અંબા રાંડી એવામાં એક બે તરફથી વાતોએ આવેલી પણ જ્યાં અંબાનું મન નહિ ત્યાં શું થાય? એ માણસ પર અત્યારે ડોસાની નજર પડી.

વાતવાતમાં રણછોડે નક્કી કરી દીધું કે જે રકમ મળે તેમાં એનો અડધો ભાગ. કારણ કે રણછોડને માથે અંબાનાં છોકરાંનો ભાર હતો. અને ડોસા પણ થોડીક આનાકાની પછી સંમત થયા તેમને લાગ્યું કે આખો લાડવો ખાવા જતાં વખત આવે સમૂળગે ગુમાવવો પડે તેમ છે. અને આ કામમાં રણછોડ વગર તો ચાલે તેમ ન હતું. એટલે ગરજના માર્યા તેમને હા પાડવી પડેલી.

રણછોડ પણ ઉંમરના પ્રમાણમાં ઘડાઇને ચંટ થઇ ગયો હતો તેણે ધાર્યું હોત તો પોતે જ આખો લાડવો ખાઇ જાત, પણ તેને

તો એકપંથને દો કાજ કરવાનાં હતાં. એક તો જગતની આંખે તેને નિર્દોષ ઠરવું હતું. એટલે અપજશનો પોટલો અંબાના કાકા પર નાંખી પૈસામાં ભાગ પડાવવો હતો. ગામમાં આવી જ પ્રકારના એક બે દાખલા રણછોડે સાંભળ્યા હતા. અને તેની સામે બીજું માર્ગદર્શન ન હોત તો પણ તેની કસાયેલી મુત્સદ્દીગીરી ગમેતેવા અંધકારમાંથી માર્ગ શોધી કાઢે તેવી તેજસ્વી હતી.

યોજના પ્રમાણે તેઓ કોઈ ન જાણે તેમ અમદાવાદ આવ્યા અને રેવાબાઈની ધર્મશાળામાં ઊતર્યા. રણછોડે ચિમનલાલનો પત્તો મેળવ્યો. પેલા ડોસાએ પણ પેલા ઓળખીતા મિલમાં જતા માણસનો પત્તો મેળવ્યો.

ધર્મશાળામાં પહોંચતાં સુધી રણછોડે અંબાને ઘણી ઘણી શિખામણો આપી. બધાનો ધ્વનિ તો માત્ર એટલો જ નીકળતો હતો કે કોઈનું નામ દેવું નહિ. ધર્મશાળાની ઓરડીમાં બેઠાં બેઠાં અંબા છોકરાંને યાદ કરી રડવા લાગી. રણછોડે તેને વારંવાર તેમની ચિંતા ન કરવાનું કહ્યું. તે તો રડતાં રડતાં કહેતી હતી;

'રણછોડભાઈ, બળ્યું મારો જીવ ચાલતો નથી.'

'તો શું કરાય?' ચિડાઈને રણછોડ બોલ્યો.

'અરેરે મને આ અવળી બુદ્ધિ ક્યાંથી સૂઝી.'

'હવે બોલ્યા વના બેસી રહે. કોઈ સાંભળશે તો...' આંખો કાઢી રણછોડ બોલ્યો અને અંબા બેઠી બેઠી આંસુ સારવા લાગી.

અંબાનાં આંસુ જોઈને પોતાનું દિલ ડગમગી ન જાય તે સારું રણછોડ 'તાણ હું કાંઈક ખાવાનું લઈ આવું' કહી બહાર ગયો.

અંબાનું દિલ વલોવાઈ જતું હતું. પોતાની કુબુદ્ધિનું આ પરિણામ આવ્યું છે એમ વિચારી તે ખૂબ દુઃખી થતી હતી. તેનું ક્યાંય ઠેકાણું ન પડ્યું તો? હવે તેનું કોણ? દિયર તો સંઘરવાની ના પાડે

છે. અને કાકા તો શાના સંઘરે ? અને અંબાને એથી વધારે દુઃખ તો ગર્ભપાત કરાવવાનું થતું હતું. તેના કરતાં તેને મરવાનું વધારે પસંદ હતું.

'અરેરે......હવે હું કયા ભવ છૂટીશ ? આ ભવમાં તો આટલાં દુખ પડ્યાં પણ આવતે ભવે મારું શું થશે ? આ પાપ...' મનમાં કળકળતી અંબા રડતી હતી. તેવામાં તેના કાકા, પેલા ભાઈ ભેગા ન થવાથી વહેલા વહેલા આવી ચડ્યા.

'લે...છોડી આ શું કરે છે ? અને રણછોડદા કયાં ગયા ?'

'એ તો ખાવાનું લેવા જઉં છું કહી હમણાં જ બહાર ગયા.'

'પણ તું રોવે છે શું કરવા ?'

'કાકા, મારો વિચાર તો ના પાડે છે. આટલી ઉંમરે......'

'હેંડ હેંડ ગાંડી. તને તે કાંઈ બોલવાનું ભાન છે કે નહિ ?' કાકાને પૈસાની ઢગલી બોલાવતી હતી.

'આંના કરતાં તો......'

'અંબાડી, મારી આગળ આવાં ધતિંગ કરીશ નહિ. મોટું પરાક્રમ કરીને આઈ છે તે પાછી. તને કયો ભા સંઘરવાનો છે તે ?'

'તો મને રૂપિયાભાર અફીણ તો લઈ આલો. ગોળીને પડી રહું તે.........'

'મને બીવરામણી બતાવતી હોઈશ. એમ કરવું હતું તાણ ગામમાં ક્યાં કુવા ખૂટી ગયા'તા તે ! આટલા દા'ડા શું મોં લઈને જીવી એ !' સાંભળીને અંબા ચૂપ થઈ ગઈ.

'એમ કહે કે કયાંક ઠેકાણે પડી જઈશ તો તારો દાડો સુખમાં જશે. નક તું ક્યાં સુખ દાડો ભાળવાની'તી ક્યારે ! એ તો જે થાય છે તે સારા માટે થાય છે. એમજ સમજીને.' આવી આવી સુખની ફિલ-

સુધી તો તેમણે ઘણી સમજાવી અને અંબાને એમ ઠસાવી દીધું કે તેને માટે આ સિવાય બીજો એક જીવવાનો આરો નથી.

થોડીવાર પછી રણછોડ પણ સ્ટેશન પાસે વેચાય છે ત્યાંથી પૂરી ને શાક લઈને આવ્યો. ત્રણે ભેગાં થઈને ખાધું. અને ચિમન અને રમણના આવવાની રાહ જોવા લાગ્યા. રણછોડ તો એક બે વાર ધર્મશાળા બહાર પણ આંટો મારી આવ્યો પણ એમાંથી કોઈ દેખાયું નહિ. તેને મનમાં એમ થયા કરતું હતું કે કેમ મોડું થયું હશે? શું કોઈ ડૉકટર નહિ મળ્યો હોય. પણ હા કે ના કહેવા પણ કેમ કોઈ ન આવ્યું? અને જોગ ન બેઠો તો......' એ પ્રશ્નથી તો રણછોડને એક ધ્રુજારી પણ આવી ગઈ. અને રમણના આવવાની રાહ જોતો તે અગાસીમાં આંટા મારવા લાગ્યો. ત્યાં થોડી વારમાં રમણ અને ચિમન દેખાયા. તેમને જોઈને રણછોડના જીવને જરા શાંતિ થઈ.

રમણે બધી વાત કરી અને હાલને હાલ જવાનું છે એમ પણ કહ્યું. રણછોડે પૂછ્યું.

'કેટલામાં નક્કી થયું ભઈ!'

રમણે ચિમન સામે જોયું અને ધીમે રહી પાટલુનના ગજવામાં હાથ નાંખી બોલ્યો.

'ત્રણસોમાં.'

'ત્રણસો? રકમ તો મોટી કે'વાય' ડોસાથી બોલ્યા વિના ન રહેવાયું.

'તમને કાંઈ ખબર નાં પડે ને નાંની મોટી રકમની વાતો કરો છો.' ધમકાવતો હોય તેમ રણછોડ બોલતો હતો.

'તેમને એક દિવસ દવાખાનામાં રાખવાં પડશે. પછી તમારે ખાસ હરકત નહિ આવે.' રમણે કહ્યું.

'કામ થાય એટલે તો વાંધો નથી' છૂટકારાનો દમ ખેંચતો હોય તેમ રણછોડ બોલ્યો.

બધાંયે દવાખાને ગયાં. રસ્તામાં ચિમનલાલે હળવે રહીને હિંમત કરી રમણને પૂછ્યું; 'આપણો કંઇ મેળ કર્યો કે?' જવાબમાં રમણે ચિમનની માફક તેનો હાથ જ દબાવ્યો. ચિમનના મોં પર આનંદની ઝલક આવી ગઈ.

—અને તે જ દિવસે બપોરના એક વાગે ડૉ. ત્રિવેદીએ પોતાનું કામ પતાવી દીધું.



# ૧૮

# સોદો

'એટલા બધા તો નહિ પણ જુઓ આટલા' કહી પરણવાની ઇચ્છા રાખનાર ભાઈએ પોતાના ધોતિયા નીચે હાથ નાંખી રણછોડના હાથની એક આંગળી પકડી.

'એમ તો નહિ. જુઓ આટલા...અને એ...હા. બસ હવે બોલશો નહિ' કહી રણછોડે એક આંગળી અને બીજી અડધી બતાવી અને પૂરા પંદરસોનો મેળ કર્યો.

'એટલામાં તો અમારો મેળ નથી.' પેલા ભાઈએ ધીરે રહીને કહ્યું.

એજ દિવસની રાત્રે દેવાબાઈ ધર્મશાળાની ઓરડીમાં અંબાના સોદો નક્કી થતો હતો.

'તમે જરા બહાર આવો તો' કહી રણછોડે પેલા ભાઈની સાથે આવનારનો હાથ પકડીને બહાર જવા માટે ખેંચ્યો. અગાસીના એક ખૂણામાં તેમને લઈ ગયા ને અંધારામાં કોઈ સાંભળે નહિ તેમ ધીરે ધીરે કહેવા લાગ્યો.

'સાચું નાં કહો તો અંબામાના સમ છે. પંદરસો વધારે છે? એમની ઉંમરના પરમાણમાં હવે કુણ એમની સામું જોવે એમ છે. અને આ લખમી ચાંદલો કરવા આઈ છે તો શું કરવા કપાળ

ધોવા જાઓ છો. તમે જાણો તો છે કે આપણા ગોળમાં કન્યાઓની તો કેટલી અછત છે. અરે કુંવારી કન્યાનું પણ બે હજાર વના ક્યાં નક્કી થાય છે. તો આતો નાતરાનું કહેવાય. માથે પરભુ રાખીને કે'જો આ આંકડો વધારે છે?'

'એ તો સાંમાવાળાની આંગમણ પર આધાર રાખે છે. એની ઉપાડવાની શક્તિ હોય તો એ જાણે'

'એમ નહિ. હું તો કહું છું ને કે તમે ન્યાય ઉતારો. મારું અવળું બોલવું હોય તો તમે મારા મોં પર બે ખાસડાં મારો, હા ભઇશાબ ન્યાયમાં ઊભા રે'જો.'

'હવે સો બસો આંમ કે આંમ. ભલા માણસ તમે એ ઝક કરો છો ને?'

'મારી ઝક છે કે એમની. જે વાત તમે નક્કી કરો તે મારે કબૂલ. માથે પરભુ રાખીને નક્કી કરજો. લ્યો એમને મોકલું છું. તમે જરા સમજાવીને પતાવી દ્યોને. નકાંમું બે માંણસ જાણે એમાં શું મઝા.' કહી રણછોડ ઓરડીમાં ગયો અને ચેલદાસને મસલત કરવા મોકલ્યા.

ખરું કહીએ તો ચેલદાસે તો આટલી ઉંમરે કોઇ આપનાર મળશે એવી આશા તો છોડી જ દીધી હતી. એ પરણેલા તો છેક બાળલગ્નના જમાનામાં. પણ એક આંણે જ સાસરે આવ્યા પછી તેમની વહુ મરી ગયેલી અને બીજી કરવા ઘણાંએ ફાંફાં માર્યાં પણ ક્યાંય મેળ ખાતો ન હતો. કોઈ ઘર રાશી છે એવો વાંધો કાઢતા તો કોઇ ચેલદાસની ફૂલાવાળી આંખનો બાદ કાઢતા. ગમે તેમ હોય પણ બે હજાર આપતાંએ તેમનું ચોકઠું ન બેઠું તે ન જ બેઠું. ક્યાંક મેળ થતો હોય તો ગામમાંથી કોઇને કોઇ ચાંલ્લો કરવા આવનારને ભંભેરીને થતી વાતને મૂળમાંથી જ ઉખેડી નાંખે. એથી

તો ચેલદાસને આખું ગામ શત્રુ સમ લાગતું હતું. મનમાં તો ઘણીવાર બબડેલા.

'દિયોરના એના બાપની વાતમાં શું કરવા ફાંગો મારતા હશી'.

પૈસા ખરચવા તૈયાર હોવા છતાં ચેલદાસનો મેળ ન ખાધો તેથી તેમનો જીવ ખૂબ જ કંટાળી ગયો. ગામમાં જ રહેવું હરામ છે એવું મનમાં થઈ ગયું અને હળનો દાંડો મૂકી અમદાવાદમાં મિલના કાંઠલા ચૂસવા આવ્યો.

જ્યારે જ્યારે ચેલદાસ મિલમાંથી દશેક દિવસની રજા લઈને ગામમાં આવતો ત્યારે છોકરાં તો મોં દેખાય તેવા રાણીછાપ ચામડાના બૂટની એડી સામે જોઈ રહેતાં. જુવાનિયા બીડીની લાલચે તેની ખુશામત કરતા. ચેલદાસ પણ જબરો હતો. ખમીશના ગજવામાં પચીસની ઝૂડી નાખીને જ ગામમાં ફરવા નીકળે અને ચાર પાંચ બેઠા હોય ત્યાં લડક લઈને બીડીઓ આગળ કરી દે. ગામમાં ચેલદાસ જેવાં ઉજળાં અને તેના જેવાં ઝીણાં કપડાં તો કોઈ પહેરતું જ નહિ. તેના ધોતિયાના ભભકાથી અંજાઈને ઊંડી ઉતરી ગયેલી આંખો વાળા ડોસા કિનારી લઈ તેનું પોત જોતા અને કહેતા;

'મારું બેટું કેવું વણાટ છે! નાહીને ઊભા થયા હોય તો જાણે નાગા પૂંગા હેં......' કહી બોખલા ડોસાઓ હસી પડતા.

આટલો આટલો 'વટ' પાડવા છતાં, લોકોને તેના રુઆબથી અંજાવી દેવા છતાં ચેલદાસનો ક્યાંય મેળ બેસતો નહિ અને લોકો તો પાછળ કહેતા.

'ગમે તેવી તોએ મિલની મજૂરી ને? સાળું ઢેડાં ભેગું કાંમ કરવાનું અને કાંઠલા ચૂસવામાં તેલ નીકળી જાય. ક્યારે વાયરો નીકળી જાય તેની ખબરે નાં પડે.'

ચેલદાસે પણ લાંબા ગાળા પછી આશા છોડી દીધેલી. તે ગમે તેટલો વટ પાડતો પણ તેની ફૂલાવાળી આંખ તેની ચાડી ખાઈ દેતી. તેનું કાળું મોં અને ગાલ પરના મોટા મોટા ખીલ તેની

એડોળતામાં વધારો કરતાં હતાં. આથી તે ઝટ નજરમાં આવતો ન હતો. ગામનાં બૈરાં તો 'આવળીયાનું થડિયું' એ નામથી જ તેનો ઉલ્લેખ કરતાં.

આજે પાંત્રીસ ચાલીસ વર્ષે પણ તેનો ભાવ પૂછનાર કોઇ હરિનો લાલ મળી ગયો તેથી પોતાની જાતને તેણે ધન્ય માની. ઘરમાં બૈરુ લાવવાની ઇચ્છા તો પૂરેપૂરી હતી તેથી આ આવેલી વાતને તો તે જતી કરે તેમ ન હતું. અંબાના કાકાએ વાત કરી એટલે ચેલદાસના હૃદયમાં છૂપો આનંદ ઊભરાવા લાગ્યો. એને એ વખતે ચા, સોડા, લેમન, પાન મંગાવીને અંબાના કાકાને તો તેના ભભકાથી આંજી દીધા. ધર્મશાળામાં આવતાં આવતાં તો એકવાર હોટલમાં પણ જઇ આવ્યા અને ડોસાને ઘોડા ગાડીમાં બેસાડી ધર્મશાળામાં આવ્યા.

રણછોડે ધીમે રહીને વાતમાં ને વાતમાં કહી દીધું કે; 'હવે તમે આ જમાનાનાં બૈરાંને તો આળખો છોને! દેરાંણી જેઠાંણીને એક હાંડોએ રાગ ન આવે. અને આ બાઈ રહી રાંડેલી અને બચારી ને રોજ રોવું પડે એ મને નાં ગમે. મારા મનમાં શું કે ક્યાંક બેસાડી દઇએ તો એને એ સુખ અને મારે એ નિરાંત.'

ચેલદાસ અને પેલા ભાઈએ મસલત કરી અને બારસોએ નક્કી કર્યું. પેલા ભાઇએ ચેલદાસના કાનમાં કહ્યું.

'હવે નાનુંની કરીશ નહિ. નહિ તો જેમ ફોગિયા ફોલતો રહ્યો છે તેમ રહી જઈશ. પહેલાં બે હજાર માગ્યા હોત તો કાંઇ ના પાડવાનો હતો. માટે તું તારે છાંનો માનો બેસી જ રહેજે એ તો હું બધું પતાઇ દઈશ.' અને ચેલદાસે મીઠા હાસ્યથી સંમતિ આપી.

થોડીક રકઝક પછી વાત નક્કી થઈ. લુગડાંલત્તાં અને કર કરીઆવરનું ખર્ચ પણ ચેલદાસે આપવું એમ નક્કી થયું. છેવટનો નિર્ણય તો એકાદ દિવસ પર મુલતવી રાખ્યો. છતાં ચેલદાસે ગળ્યાં મોં થાય તે સારું પેંડા ચેવડો ને ચાપાણી કર્યાં. અને સવારે પોતાને ત્યાં આવજો કહી વિદાય લીધી.

# ૧૯

# દુલ્લો રાજા

ચેલદાસના મનમાં હરખ માતો ન હતો. ખરું કહીએ તો આજે તેમનો ધન્ય દિવસ હતો. હવે પોતે વહુ ભેગા થશે, લોકોનાં મહેણાં ટળી જશે, ગામવાળા તો જોઇજ રહેશે. ટીકા કરનારાંનાં મોં સિવાઇ જશે અરે બધે વાહ વાહ બોલાશે એ વિચારે તો ચેલદાસ જાણે જુદી જ દુનિયામાં વિચરતા હોય તેમ મલકાતા હતા. ઘેર પહોંચતાં પહેલાં તો પેલા ભાઇ નાને ના પાડતા રહ્યા છતાં ચેલદાસે કેલિકો મિલનો ધોતીજોટો ખરીદયો. બોસ્કીનું ખમીશ અને લોન્ગકોટ પણ દરજીને ત્યાં સીવડાવવા નાંખી દીધો. મન-ગમતી સુંદર ટોપી લીધી. અરે હવે બૂટ લીધા વિના તો ચાલે? તેમણે ફ્લેક્સના બૂટ પણ લઈ લીધા અને મશાલેદાર પાન ઉપર સીગરેટ ચઢાવીને ઘેર આવ્યા.

ચેલદાસ દિલથી દિલાવર હતા કે કેમ તે તો શંકા જ છે. પણ તેમને કોઇ ચઢાવનાર મળતું તો બસ તેમનાં બટન તૂટી જતાં અને દુલ્લા રાજાની માફક પૈસાનું પાણી કરી નાંખતા. એથી તો તેમનાં ચા પાણી પીનાર તેમને 'દુલ્લારાજા' કહીને સંબોધતા. જ્યારે જ્યારે ચેલદાસ પાસેથી ચાપણી કે સીનેમા જોવાની ઇચ્છા થાય ત્યારે તેમના સાગરીતો તેમની ચોમેર ફરી વળતા ને વાત ઉપાડતા,

'બીજું તો ગમે તેમ હશે પણ ચેલાભાઈ જેવો કોઇ દિલનો દુલ્લો જોયો નથી.'

'તો એમનેમ દુલ્લા રાજા નામ પાડયું હશે. ?'

'યાર શું લાવ્યા છીએ ને શું લઇ જવાના છીએ. જે મઝા કરી તે ખરી. અહીં તો કમાવું ને ખાવું. કેમ ચેલાભાઇ ?'

'ખરું છે. અહીં કોને માટે મજૂરી કરીએ છીએ. અહીં તો એમ માનનારા છીએ કે મઝા કરી તે આપની. જા અલ્યા ચાર ચા અને ચાર ડીસ ગાંઠિયાનું કહેતો તો આવ.' ચેલદાસ મલકાતા મલકાતા કહેતા. અને આ ગાંઠિયા પછી પાન બીડી થતી. રવિવારે મિલ બંધ હોય ત્યારે તો 'દુલ્લા રાજા' જો રીઝે તો આખા ખાંચાને ચાપાણી માટે નોતરે. માત્ર તેમને કોઇ ચડાવનાર જોઈએ. 'દુલ્લા રાજા' કહ્યા અને જો તે દુલ્લા ન બને તે પછી ચેલદાસ શાના !

ચેલદાસને મિલમાંને મિલમાં લગભગ દશેક વર્ષની નોકરી તો થઈ ગઈ હતી. મિલમાં પણ ખૂબ જ મિત્રો વધારી દીધા હતા. કહોને એ 'દુલ્લા રાજા' પાછળ મિત્રો ખેંચાઇને જ આવતા. એટલે સારો એવો પગાર મળતો હતો છતાં મહીનાની આખરે બચતમાં ભાગ્યે જ પાંચેક રૂપિયા બચતા. પહેલાંના થોડાક રૂપિયા વધ્યા હતા તેમાંથી ડોસીનું બારમું કરી આવ્યા. એટલું તો કહેવું પડશે કે બારમામાં પણ ચેલદાસે તો વાહવાહ કહેવરાવી હતી ! છેક અમદાવાદથી શાક-પાંદડું તો લઇ ગયેલ. લોકોએ જોયા ન હતા તેવા મશાલા પણ સંભારી સંભારીને લઈ ગયા હતા. બારમાના છેલ્લા દિવસે એક વૃદ્ધે ચેલદાસને કહ્યું;

'ચેલા ! બારમામાં તો તેં ડંકો કર્યો. શું રૂપાળાં શાક. શીરામાં વળી ધરાખ. લોકો તો વાહવાહ પુકારે છે. મારો તો જીવ એમ કે'છે કે આંમેને આંમે પૂરેપૂરો જશ લઈ લે ને ? હવે તારે

કયો અવસર કરવાનો છે તે ? એની માને ગામે કરી દે ભાઈઓમાં લાણી. તારું નામ રહી જશે.'

'લાણીમાં શું આપશું તે ?'

'એ તો તારું મન માને એમ કર. આલી દેને ભૈ એક એક થાળી. એમ હેં. ઠીક કહેવાશે. મારા મનમાં એમ કે ભલેને ચેલાનું નામ નીકળતું. અમને ભાઈઓને પણ જશ છે ને ?' ધીમે ધીમે હસતા હસતા ડોસા કહેતા હતા.

અને તેને તે દિવસે ચેલદાસે એક માણસને અમદાવાદ મોકલ્યો. ને થાળીઓની લાણી કરી. બારમા અંગોનો હિસાબ કર્યો ત્યારે આંકડો બરાબર બે હજાર ઉપર પહોંચી ગયો હતો. બે હજાર જેટલા તો પાસે પૈસા પણ હતા નહિ એટલે એક બે ખેતર ગીરો મૂકીને વાણિયાના ત્યાંથી પૈસા ઉપાડયા. ચેલદાસના મનમાં એમ હતું કે એમાં શું મોટી ધાડ મારવી હતી. બે વરસમાં તો ખેતરો છોડાવી દઈશ. મહીને ને મહીને પચાસ પડે છે ત્યાં.'

પણ તેમની એ ગણતરી ખોટી પડી. 'દુલ્લા રાજા'થી પૈસો તો બચી શકે તેમ ન હતું. આટલી બધી ગોળખાણો વધારવા પાછળ ચેલદાસનો ગર્ભિત હેતુ એ પણ હતો કે ક્યાંક 'મેળ' ખાઈ જાય.

ચેલદાસ તેમના મિત્રો પાછળ પૈસા ખર્ચતા તે સિવાય છૂપી રીતે પણ તે પૈસા ખર્ચતા હતા. અને તે વાત તો ફક્ત તેમનું મન જ જાણતું હતું. મિલમાં ભાત આપવા આવતી કે ખાંચામાં રહેતી કોળી બૈરીઓને રીઝવવા આ ચેલદાસે ઘણા પૈસાનું પાણી કર્યું હતું.

આજે તો આ વાત નક્કી થઈ તેથી મનમાં ગલગલિયાં થતાં હતાં અને આનંદ સમાવવા માટે પણ તેમનું દિલ નાનું પડતું હતું. બારીમાં પણ સીગરેટનો ધુમાડો કાઢતાં ભાવિ પત્નીના જ વિચારો

કરતા હતા. આટલી ઉંમરે પણ કોઈ જોબનવંતા યુવાનની માફક સ્વપ્નસૃષ્ટિ રચતા હતા. એને આમ કહીશ, એને માટે આ લાવીશ, એને એ દેખાડીશ, તેને તે દેખાડીશ, હવે તો મઝાનું ઘર રાખીશું, મઝા કરીશું. આમ તેમ કરીશું કરતા કરતા ચેલદાસ સૂઈ ગયા. અને સ્વપ્નામાં પણ તેમણે તેમની ભાવિ પત્ની સાથે ખૂબ મસ્તી ને રેસામણાં મનામણાં કર્યાં. પણ એ સ્વપ્નાની પત્નીનું મોં તેમનાજ ખાંચામાં રહેતી એક બાઈ જેવું હતું !

બીજે દિવસે સવારે રણછોડ અને અંબાના કાકા ત્યાં આવ્યા ત્યારે ચેલદાસે બધાને નોતરીને ચા-પાણી કર્યાં. પોતે મિલમાં પણ ન ગયા. અને જેને ત્યાં તે વીશી ખાતા હતા તેને ત્યાં લાપશીનાં આધણ મૂકાવ્યાં.

અંબાને જોયા પછી તો ચેલદાસ પાણીપાણી થઈ ગયા. તેમને અંબા આખા ખાંચાની સ્ત્રીઓ કરતાં વધારે સુંદર લાગી. 'માંદી છે છતાં કેવી રૂપાળી છે!' મનમાં એક બેવાર તે બબડી પણ ગયા. બડી ધામધૂમથી ચેલદાસે ડોસાના હાથે પોતાના કપાળમાં ચાંલ્લો થવા દીધો અને બીજા દિવસે સવારે ગામડે ઉપડી ગયા.

અંબાને તેડવા ચેલદાસના કુટુંબમાંથી બેચાર જણા આવ્યા ત્યારે ડોસાએ; 'લુગડાંલત્તાંના સો રૂપિયા આપો તો વળાવું' કહી વાંધો પાડયો. અને પેલાંને એને એ વખતે સો રૂપિયા ગણી આપવા પડ્યા.

—અને અંબાએ ચેલદાસનું ઘર માંડયું.

થોડા દિવસ પછી અનેક વાતો આવવા માંડી. કોઈ કહેતું હતું; 'આ બાઈ તો કંઈક કાળાં ધોળાં કરીને આઈ છે.' તો કોઈ કહેતું હતું; 'અરે એના સગા દિયેરથી દા'ડા રહ્યા'તા' તો વળી કોઈ હસતાં હસતાં કહેતું હતું; 'અરે બઈ રૂપાળું છે. ભાઈને કોઈ દેતું ન'તું અને બઈને કોઈ લેતું ન'તું. જોડે જોડું મળ્યું છે.'

ચેલદાસના કાને આ વાત આવી ત્યારે તો તેણે સંભળાવી દીધું કે; 'હવે હું બધીઓને ઓળખું છું. છાનાંમાનાં બોલ્યા વિના બેસી રહો ને. બધી સતીઓ છે તે મારી જાણમાં છે, ઘર ભગાવવા તો લોકો નહિ હોય એટલા બધા તુક્કા કાઢશે.'

પણ ખરેખરી ફજેતી તો રણછોડની થઈ. રણછોડ છૂપું રાખવા તો ઘણુંએ મથ્યો પણ કોણ જાણે કેમ પણ ગામમાં વાત ફેલાઈ ગઈ કે રણછોડે જ પાસે રહીને તેની ભોજાઈનું નક્કી કર્યું ને પૈસા મારી ખાધા છે. એક વાર તો તે વાસમાં જતો હતો ત્યાં એકને ખૂંખારો ખાઈ કહ્યું;

'કેમ રણછોડભાઈ, અમદાવાદ હટાણું કરવા જયા હશો ?'

'તારે શું કામ છે ?' મોં બગાડી રણછોડ બોલ્યો.

'મારે તો એમાં શું કામ હોય. મારે કંઈ ભાગ નથી પડાવવો હોં.'

'શાનો ભાગ ?'

'એ તો હોય. પારકાં જણ્યાં સાચવવાં તે ભાગ તો જોઈએ ને ?'

આ સાંભળીને રણછોડનો પિત્તો ખસી ગયો. અને મણ મણની ગાળો દેવા લાગ્યો. આ બોલાબોલી સાંભળી બીજા ભેગા થઈ ગયા.

'કેમ શું છે લ્યા ?' એક જણે પૂછ્યું.

'એ તો હું કે'તો તો કે ઘરમાંને ઘરમાં મેળ કર્યો એ સારું કર્યું.' પેલાએ આંખો મચકારીને કહ્યું.

'હવે તમને બધાને ઓળખું છું. આ મોટી સતની પૂતળી થઈ જઈ છે તે, મને બધીએ ખબર છે. જાને પૂછી જોને.' રણછોડે પણ ઉશ્કેરાટમાં કહ્યું.

'શું પૂછે તે ? તારા જેવું તો નહિ. સગી ભાભીને...' પેલો આગળ બોલે તે પહેલાં રણછોડ તાડૂક્યો;

'હવે બેસ બેસ ચાંપલી. તારી માના જેવું તો નહિ. પૂછી આવજે કે પેટમાં લઇને આવી'તી કે નહિ?' રણછોડ આટલું બોલી રહ્યો ત્યાં તો પેલો, 'તારી માની......' કરતાં ને તેના પર તૂટી પડ્યો. અને રણછોડે પણ રીસમાં ને રીસમાં ત્રણચાર લગાવી દીધી. એ તો સારું થયું કે બીજા વચ્ચે પડયા નહિ તો બંને જણા લોહી લુહાણ થઈ જાત.

આ બોલાબોલીનું પરિણામ એ આવ્યું કે ગામમાં નાનાં મોટાં બધાં આગળ આ વાત પ્રસરી ગઈ કે રણછોડ જ એની ભાભીને વેચી આવ્યો. રણછોડને ઠેઠ સુધી સમજાયું નહિ કે આ વાત ફૂટી ક્યાંથી!



૨૦

# મીઠી મૂંઝવણ

રમણે સોમવારથી વાંચવાનું શરૂ કરવા ધારેલું પણ આ એકાએક વિઘ્ન આવી પડવાથી તેનાથી વાંચી શકાયું નહિ. એક બે દિવસ તો એમ ગયા. શકરીના પેલા પ્રસંગ પછી તો તેનું ચિત્ત ડોળાયેલું રહેતું હતું. વગર કામે શકરીને ત્યાં ન જવાનો તેણે નિશ્ચય કર્યો. તેના જવાથી જ તેની એ દશા થાય છે તેમ તે સમજી ગયો હતો. વાંચવામાં મન ન ચોંટવાથી તે મનહરની રૂમ તરફ વળ્યો.

મનહરને પણ ધૂન લાગી હતી કે જ્યારે જુઓ ત્યારે તે લખ્યા જ કરતો હોય. તેણે રમણને લખેલાં પ્રકરણો વાંચી સંભળાવ્યાં. વાર્તાનો નાયક પોતે જ હતો. અને નાયિકા પ્રતિમા હતી. પોતાના જ પ્રેમ પ્રસંગને આલેખતી તે વાર્તા હતી. રમણને વાર્તામાં ખાસ રસ ન પડયો. તેને સાહિત્યમાં રસ ન હતો તેથી કે પછી એણે એ વાત અનેક વખત સાંભળી હતી તેથી! તેનું કારણ રમણે પણ શોધવા પ્રયત્ન કર્યો ન હતો.

એક વાર તો રમણે કહ્યું;

'મનહર!'

'હાં' ઊંચી ડોક કરી મનહર બોલ્યો.

'તું પરણી જાય તો?'

'કોણ હું!'

'હા, હા,'

'અરે હું તો પરણેલો જ છું ને?' હસીને મનહરે કહ્યું.

'કોને?'

'કોને તે આને.' પ્રતિમાની છબી બતાવીને મનહર બોલ્યો.

'એ કંઇ પરણ્યું કહેવાય. પરણ્યા વગર કોઈને ચાલે છે?'

'ત્યારે તું મને નથી ઓળખી શક્યો? એકવાર દિલ દઇ દીધું તે દઇ દીધું. હવે ઘડી ઘડી કંઈ નાટક થાય?'

'પણ એમ તે જિંદગીભર ચાલશે?'

'હા. એમ જ ચાલશે.' આછું સ્મિત કરીને માથાના વાળ ઠીક કરી મનહર બોલ્યો.

'આ પ્રતિમાનાં સ્મરણો વાગોળતો વાગોળતો હું જીવનને રસમય બનાવીશ. બીજાની સાથે કદાચ મારા દિલનો મેળ નહિ ખાય.'

'હશે?' ધીમેથી રમણ બોલ્યો. પોતાની પ્રિયતમા માટે પોતાના લગ્નજીવનનો ભોગ આપનાર આ મનહર તેને મોટો ને મોટો લાગતો ગયો,

'આ વાતોને છપાવવાની છે કે શું?'

'ના ના એ તો મનોરંજન માટે લખું છું. લખું છું ત્યારે મને જાણે એમ લાગે છે કે હું ને પ્રતિમા સાથે બેસી વાતો કરીએ છીએ. અને એ આનંદ કંઇ જેવો તેવો છે!' કહી મનહરે પ્રતિમાની છબી તરફ જોયું. સાંભળીને જાણે પ્રતિમા હસતી ન હોય તેવો તેના મોં પર ભાવ હતો.

મનહર એ છબી સાથે આંખોથી વાતો કરતો બેસી રહ્યો. રમણ આ મસ્તાન સામે આફરીન ભાવથી જોઇ રહ્યો હતો. તેની નજર તેની ઓરડી તરફ ફરી વળી. એક એક વસ્તુ તેને યોગ્ય

સ્થાને ગોઠવાઈ ગઇ હતી. જોનારને તે ગોઠવણી સંસ્કાર અને કલાની છાપ પાડતી હતી. ભીંત પર ટીંગાવેલાં ચિત્રો મનહરની ઉચ્ચ રસવૃત્તિની સાક્ષી પૂરતાં હતાં. લટકતાં કેલેન્ડર પણ એવા જ ભાવોની પ્રતીતિ કરાવતાં હતાં.

મનહર કલ્પનામાં જીવતું માનવ પ્રાણી હતું. વાસ્તવ જીવનમાં જ્યારે તેને નરી શુષ્કતા દેખાઇ ત્યારે તે ભાવનામય જગતમાં વિચરવા લાગ્યો. અને કલ્પિત ભાવો, કલ્પિત જીવન, કલ્પિત પ્રેમપાત્રોમાંથી તે તેની રસવૃત્તિને પોષવા લાગ્યો. તેના મોં પર સોહાતી સંસ્કારિતા અને આંખમાં રમતા કોઈ વિલક્ષણ ભાવો જોઈ રમણને તો એમ જ થતું કે મનહર તે કોઈ જુદી જ દુનિયાનું પ્રાણી છે. ધૂપસળીથી મઘમઘી રહેલો ઓરડો સાત્ત્વિક અને અપાર્થિવ વાતાવરણથી ભરાઇ જતો હતો. જ્યારે જ્યારે રમણ આ ઓરડીમાં આવતો ત્યારે કંઇક વિશિષ્ટ અને અનેરી છાપ લઇને જ તે જતો.

થોડીવાર અંબાની ને શકરીની આડી અવળી વાતો કરી રમણ હોસ્ટેલ તરફ વળ્યો. રસ્તામાં તેને મનહરના ત્યાગના વિચાર આવ્યા. તેના મનમાં પણ થઇ ગયું. 'શું એકલા મને જ પરણવાની ઘેલછા લાગી છે? મને આમ કેમ થયા કરે છે? મારાથી એકલા કેમ ન રહી શકાય? ચંચળને જ ભૂલી શકતો નથી ત્યાં તો લગ્ન વગર તો કેમ રહેવાય...જીવન કેવું સૂકું સૂકું લાગે છે? આ પણ વિચિત્રતા છે ને?'

પાછી પરીક્ષાની ચિંતા થવા લાગી. પરીક્ષા માટે કંઇ જ તૈયારી કરી શકયો ન હતો. 'ફરીવાર નાપાસ થવાશે તો? ઘણા દિવસે આ પ્રશ્ન તેને થયો. કંઈ નહિ જાગ્યા ત્યાંથી સવાર. હવે તો વાંચવા જ મંડી પડું. બીજી કોઇ વાતમાં પડવું નથી.' મનને મનાવીને તેણે વાંચવાનો નિર્ણય કર્યો.

રમણની આ અસ્થિરતાથી તેના સહાધ્યાયી દેસાઇને તો આશ્ચર્ય જ થયા કરતું હતું. પરીક્ષા નજદીક આવતી હતી છતાં રમણનું પાણીએ હાલતું ન હતું. ઉપરાંત 'આજે તો બરાબર વાંચવું જ છે.' એમ કહ્યા કરતો હતો છતાં ભાગ્યેજ તે બે કલાકથી વધારે વાંચતો હતો.

રમણે એક બે દિવસ તો ઠીક ઠીક વાંચ્યું. પાછું ચંચળનું ભૂત મનમાં ભરાયું. મનહરે રમણના પિતા પર તો પત્ર લખી નાંખ્યો હતો કે રમણની સંમતિ લઇને લગ્નની ગોઠવણ કરો તો સારું. પણ રમણને તો નવી ચટપટ પેઠી હતી. ચંચળનું ક્યાંક બીજે નક્કી થઈ જશે તો? તો તો છેક આરે આવેલું નાવ ડૂબી જ જાય ને!

એક પ્રશ્નથી આવા વિચારો આવતા હતા તો બીજી બાજુથી એમ પણ મનમાં થયા કરતું હતું. 'શા માટે ચંચળનું રટણ કર્યા કરવું? મનહર કેમ હસતા મોંએ જીવી શકે છે? શા માટે મારે તેની પાછળ પાછળ ઘસડાવું? અને તેને માટે આટલી બધી તાલાવેલી શા માટે? પરીક્ષા વખતે પણ તેનું રટણ? શરમાવું જોઇએ! અને તેનામાં વળી છે શું? તે ભણેલી તો છે નહિ. તો શા માટે ચંચળનો આગ્રહ રાખવો. જેમ ગોમતી અભણ છે તેમ ચંચળ પણ અભણ જ છે ને! એમાં ફેર શો?' પાછું મંથન શરૂ થતું. ચંચળને ભૂલવા મથે તો પણ રમણ ભૂલી શકે તેમ ન હતું. ચંચળ તેના લોહીમાં એકત્વ થઇ ગઈ હતી. અને ચંચળ અભણ હતી એટલું જ. બાકી એનામાં શું ન હતું? એનામાં જોબન હતું; અનુપમ સૌંદર્ય હતું. કમળની પાંદડી જેવી તેની આંખો હતી, મુલાયમ અને આંખને ગમે તેવો વર્ણ, હતો. તેનો દેહ મઘમઘી રહેતો હતો એનામાં શું ન હતું? એના વિચારમાં જ રમણ મસ્ત બની જતો હતો તો તેના સાનિધ્યમાં શું બાકી રહે? પૃથ્વી પરનું અપૂર્વ સૌન્દર્ય અને અખંડિત સુખ ચંચળના સાનિધ્યમાં તે જોઇ શકતો હતો. ચંચળનું દેહ નર્તન ઠમક ઠમક કરતી ઢેલજેવું લાગતું હતું. ચંચળનો મજૂંલ

સ્વર કાનને ભાવે તેવો હતો. ચંચળની આંખમાં અનંત આકાશનાં દર્શન થતાં હતાં. તેની ચાલ, તેનું બોલવું. તેનું ઊઠવું સર્વમાં રમણને કંઈનું કંઈ વિશિષ્ટતત્વ લાગતું હતું. ચંચળના પ્રત્યેક અંગ ઉપાંગમાં રમણને કોઈ અગમ્ય આકર્ષણ છૂપાયેલું લાગતું જે તેને તેના તરફ સતત ખેંચ્યા જ કરતું હતું. રમણ ચંચળ વગરનું જીવન કલ્પી શકતો ન હતો. જગતમાં રમણ માટે ચંચળ જેટલું બીજું કોઈ જબરદસ્ત આકર્ષણ ન હતું. તેના મનની પરિસ્થિતિ જોતાં એમ પણ કહી શકાય કે ચંચળ માટે તે સર્વસ્વ હોમવા પણ તૈયાર હતો.

લાગણીવશ માણસો જે વસ્તુમાં ચિત્ત પરોવે છે તેમાં એટલા બધા ઓતપ્રોત થઈ જાય છે કે તેની પડછે સારું એ જગત તેમને મિથ્યા અને રસહીન લાગે છે. જે વસ્તુ માટે તે ઓવારી જાય છે તેજ વસ્તુ સત્વશીલ અને તેજ સત્ય એમ તેમના મનમાં જાણે અજાણે પૂર્વગ્રહ બંધાઈ જાય છે. પછી તો એના સ્મરણમાં, તેના વિચારમાં કે તેના સાનિધ્યમાં સતત તેનું જ રટણ ચાલ્યા કરે છે. પોતાની જાતને પણ એની આગળ તુચ્છ અને અલ્પતમ માને છે. જગતનું સર્વોપરી સત્ય, શીવ અને સુન્દર તેઓ તેમાં જ જૂવે છે. રમણને માટે પણ આમ જ કહી શકાય. ચંચળ માટેની તેની લાગણીના અતિરેક તેને ઘેવલો બનાવી મૂકયો હતો. ચંચળની પડછે તે કંઈ જ જોઈ શકતો ન હતો. તેના હૃદયની લાગણીના પૂરમાં તેની બુદ્ધિયુકત દલીલો કે વિચાર કણિકાઓ તો કયારનીએ તણાઈ ગઈ હતી. એ પૂર વ્હેણ એટલું બધું પ્રબળ હતું કે કોઈ વસ્તુ તેની સામે ટક્કર ઝીલી શકે તેમ ન હતી. રમણ પણ એક તુંબડાની માફક એ પૂરમાં અવશપણે તણાતો હતો. જો કે તેને તો તણાવામાં જ આનંદ આવતો હતો. 'વાંચવાનું છે, પરીક્ષા આવે છે, હવે કયાંય જવું નથી' એમને એમ બુદ્ધિ બૂમો પાડતી રહી ને રમણનું લાગણીપૂર તેને શકરીને ત્યાં ખેંચી ગયું.

'ઓહો હો. આટલા દિવસ ક્યાં સંતાઈ ગયા હતા ? ફરી દેખાયા જ નહિ.' હસતાં હસતાં શકરીએ કહ્યું.

'કામ વગર કંઈ અવાય છે ?'

'વાહ. બેનને ઘેર એમનેમ મળવા ન અવાય ખરા ?' બોલવામાં એક પ્રકારનો લેંકો કરીને શકરી બોલી અને રમણને એ ગમ્યું-એ ખરું.

કવિઓ ભલે સ્ત્રીના અવાજ માટે કોકિલ કંઠ કે રૌપ્ય ઘંટડીની ઉપમા આપે. રમણે તો એવો અવાજ ક્યાંય સાંભળ્યો ન હતો. શકરીનો આ મંજુલ, જાણે હૃદયમાંથી ગળાઈ ગળાઈને આવેલો સ્વર ખૂબ જ મીઠો લાગ્યો. કોના જેવો લાગ્યો તે તો કોઈ કવિ જ કહી શકે.

'હમણાં વાંચવાનું ખરું ને ? પાછું એમકે ચિમનલાલ ઝગડો કરે...' ધીરે રહી રમણે કહ્યું અને શરમના ભારથી શકરીનું માથું નીચે ઢળી પડયું. એમને એમ માથું રાખી તે બોલી.

'હવે તેમના મનમાં એવું નથી. તમારાં તો તે શું વખાણ કરે છે.'

'હેં !'

'હા. હા. પેલા પ્રસંગ પછી તો તેમની આંખ ઉઘડી ગઈ લાગે છે. તમારે માટે તો તેમના મનમાં તલભાર પણ શંકા નથી. આવતા રે'જો' ઊંચી ડોક કરીને શકરી બોલી.

પેલા પચાસ રૂપિયામાંથી રમણે ચાલીસ રૂપિયા તો શકરીને 'મારી બેનને આપું છું.' કહીને આપ્યા હતા. આથી તો ચિમનલાલ ઘણો ખુશ ખુશ થઈ ગયો હતો.

થોડીવાર રહી રમણે હૃદયમાં જે વાત ગોળાયા કરતી હતી તે ઉપાડી 'શકરીબેન !'

'હાં, બોલોને.'

'ચંચળના કંઈ સમાચાર છે કે નહિ?'

'સમાચાર તો નથી. કેમ? કંઈ નવાજૂની છે?' આતુર નયને શકરી પૂછતી હતી.

'નવા જૂની તો શું હોય? પણ મારા મનમાં એમ કે એના બાપ બીજે તો ક્યાંય કરી તો નહિ દેને?'

'ના ના.'

'તો પણ આપણે તેમને વાત કહી રાખી હોય તો સારું ઘેરથી તો મારા બાપા બીજી કરાવવા તૈયાર થયા છે.'

'એમ?'

'હા. એ સો ટકા નક્કી જ સમજવું. હવે ચંચળના બાપા જો હા પાડી દેશે તો.........'

'એ શું કરવા કપાળ ધોવા જાય. એ તો હું કોઈ આવતું જતું હશે તેની સાથે સંદેશો કહેવરાવી દઈશ કે તે સાંમા જ પગલે જઈને માગણી કરે. પછી તો કંઈ જોવું ન પડે.'

'એમ થાય તો વાહ વાહ! પછી તો મારા બાપા પણ બીજે ક્યાંય નકકી ન કરે. ગમે તેમ કરીને એટલું નકકી કરાવી દો'

'એ તો થઈ જશે. ચંચળને તમારાથી બીજો કયો સારો મળવાનો હતો તે!'

'શકરી બેન. ગમે તેમ હોય પણ ચંચળ ભૂલાતી નથી'

'એમ!' શકરી બોલી અને રમણે તેની આંખમાં કશાકનો ચમકારો જોયો.

'હા ચંચળ તો ચંચળ જ છે એ ક્યાં ગામડામાં ભૂલી પડી!'

'મૂઈનું રૂપ જ એવું છે! ભલભલાને ગાંડા બનાવે એમાંની છે. તમારે પાને પડશે પછી તો એનેએ લીલા લ્હેર.'

'મને તો બીજું કંઈ થતું નથી. પણ સમજો કે ક્યાંક ગામડામાં નક્કી થાય તો તે બિચારીનું શું?' જાણે ચંચળનું દુઃખ સહન ન થતું હોય એવો ભાવ મોં પર લાવીને તે બોલ્યો.

'આ થાય છે તો તો ઉઘડી જાય છે, નહિ તો પછી તેનું નસીબ'

'એમાં નસીબ શું કરે?'

'ત્યારે બીજુ શું? રમણભાઈ લગ્નમાં તો નસીબ પર જ આધાર હોય છે. તમે મથીને મરી જાઓ તોએ નસીબમાં જે લખ્યું હોય તેજ મળે. હું તો માનું છું કે ગયા ભવના સંસ્કાર હોય એમ થાય. કપાળમાં જે લખાવીને લાવ્યા તે તો ભોગાવ્યા વિના છૂટકો જ નહિ.'

રમણ થોડીવાર મૂગો રહ્યો. મનહર જેવા નવમતવાદી મિત્રના સહવાસમાં આવ્યા પછી તો તે નસીબમાં કે પૂર્વજન્મ કે પુનર્જન્મને એક પ્રકારનો વહેમ ગણતો થયો હતો. શકરીનો આ નસીબવાદ ન ગમ્યો. જો કે તેણે મનહરની માફક ચર્ચા કરવાનો શોખ ન હતો છતાં તેણે કહ્યું;

'એમાં નસીબતો શું કરે?' થોડીવાર રહી પાછો બોલ્યો 'શકરીબેન મને એક રસ્તો બતાવો.'

'શો?'

'મારાથી વાંચી શકાતું નથી. વાંચવામાં ઘણુંએ મન પરોવું છું પણ નજર આગળ ચંચળ જ ખડી થાય છે. હું તો આમને આમ નાપાસ થઈ જઈશ.'

'એમાં હું શું રસ્તો બતાવી શકું?' હસીને શકરી બોલી

‘ તમને કોઈ દિવસ એવું થયું નથી ? ’

‘ કેવું ? ’

‘ તમને કોઈ દિવસ પ્રેમ થયો નથી ? ’ આશ્ચર્ય પામતો હોય અને દરેક માણસને પ્રેમ થવો જ જોઈએ એમ માનતો હોય તેમ રમણ બોલ્યો.

‘ તમારા જેવો તો નહિ ’ હસતાં હસતાં શકરી બોલી.

‘ તો... ’

‘ સૌ બૈરાંને થાય છે તેવો. અમારે તો ઠીક બધું સાદું સાદું. અમારો તો કંઈ મનખો છે ! ’

‘ ચંચળને કેવું થતું હશે ? ’

‘ એ મૂઈ તમારી પેઠે ગાંડાયાં કરતી’તી. મને કે’ કે ખુન મને તો એને એ બધે દેખાયા કરે છે. ’ આ સાંભળી રમણનું હૃદય સૂર્યનાં કિરણોનો સ્પર્શ થતાં કમળ પ્રફુલ્લિત થાય છે તેમ પ્રફુલ્લિત થયું.

થોડીવાર બેસી રમણ ઊઠ્યો. શકરીએ ‘ આવતા રે’જો ’ કહીને વિદાય આપી. અને પોતે પણ ચંચળને ભૂલી શકતો ન હતો. તેની મીઠી મૂંઝવણ અનુભવતો અનુભવતો હોસ્ટેલ તરફ વળ્યો. પોતે કોઈને ચાહે છે, અરે એટલું જ કેમ સામું પાત્ર પણ એટલી જ ઉષ્માથી અને એટલા જ તલસાટથી તેને ચાહે છે એથી તો રમણ ધરતીથી વેંત વેંત ઊંચો ચાલતો હોય તેમ તેને લાગતું હતું. ઘડીભર તો તેને એમ થઈ ગયું કે તેના જેવો કોઈ સુખીઓ નથી.

❧

## ૨૧

# સુખી કે દુઃખી ?

પ્રેમના ઘેનમાં ને ઘેનમાં ઓરડીમાં આવ્યો. દેસાઈએ તેના હાથમાં એક પરબીડિયું મૂક્યું.

કાગળ વાંચ્યા પછી તો રમણના અચંબાનો પાર ન રહ્યો. હરખાવું કે મુંઝાવું તેની એ તેને ખબર ન પડી. પહેલાં રમણ જેનો પ્રેમ–કૃપા–મેળવવા ભેટ સોગાદો આપી, ખુશામત કરી જે નર્સને રીઝવતો હતો તેનો જ આ પત્ર હતો. રમણ ફરીવાર પત્ર વાંચવા લાગ્યો.

'વ્હાલા રમણ,

મને ખબર ન હતી કે તમે લગની લગાડીને એકદમ આમ ખસી જશો. પહેલાંનું અને અત્યારનું તમારું વર્તન જોઉં છું ને મને તો હૃદયમાં ચિરાડા પડે છે. પહેલાં તો તમે મારી સાથે વાતો કરતા ત્યારે મારા બળતા હૃદયને શાન્તિ વળતી. તમારી પ્રેમભીની આંખો જોઈ મારું મ્લાન હૃદય તાજગી અનુભવતું. તમારા પ્રેમ પ્રકાશમાં મારું હૃદયકમળ સદા પ્રફુલ્લિત રહેતું. અને...એ કેવા સુમધુર આનંદના દિવસો હતા. અત્યારે તો હું રાત્રે પડી પડી આંસુ સારતી સારતી ગાઉં છું,

'સુખ કે દિનો એક સપન થે
દુઃખ કે દિનો અબ બિતત નાહી...

આ લખી રહી છું ત્યારે મારું હૃદય વલોવાઇ રહ્યું છે. મારી આંખમાંથી મારું હૃદય વહી રહ્યું છે. કદાચ આ કાગળમાં પણ તેનાં દર્શન થઈ શકશે. હું શું કરું ? મારી સ્થિતિ તમે કફોડી કરી મૂકી છે. અત્યારે તો તમે...વ્હાલા રમણ તું. તું...મારા હૃદયમાં મારા લોહીમાં વસી રહ્યો છે. 'દીલમેં તું આંખોમેં તું. સાંસો મેં તું અરે મારા ખ્યાલો મેં તું...' તને શું કહું ! માત્ર તારા દર્શનથી જ મારું હૃદય આનંદથી નાચી ઊઠે છે. પવનની લહરીમાં પેલાં પુષ્પો નાચી ઊઠે છે તેમ. પણ જ્યારે તું મારી સામે નજર પણ કર્યા વિના નિર્લેજ રીતે પસાર થઇ જાય છે ત્યારે તો... ત્યારે એકાંતમાં જઇ રડી લેવું પડે છે. મને ખબર ન હતી કે એ મીઠા શબ્દો પાછળ આવું કઠોર હૃદય છૂપાએલું હશે. એક નારીના હૃદયમાં પ્રેમની જ્યોત જલાવી હવે તું નાસી જાય છે? 'તુમને મુઝકો પ્રેમ શીખાયા સોતે હુવે હૃદયકો જગાયા...મસ્ત બનાયા, રૂપ દીખાયા...' અને હવે આમ તરછોડીને તેના હૃદય પર કારી ઘા કરીને ચાલ્યા જવું છે ! જે તારી થવા તલસે છે ને તારા હૃદય ઉપવનની મીઠી કુંજ ગલનમેં ટહૂકા કરવા માગે છે તેની સામે પણ નજર ન કરવી તે શું લાઝીમ છે ? વ્હાલા ! તને કેમ કરીને દેખાડી શકું કે મને શું વેદના થાય છે. મારા દર્દને હું ભાષામાં વ્યકત કરી શકતી નથી. અરે મને શબ્દો પણ જડતા નથી. હાય હવે જ મને ખબર પડે છે કે પુરુષ જાત આટલી ક્રૂર અને હૃદયહીન હોય છે.

'અબ મૈંને જાના હૈ હાય પ્રેમ કયા હૈ,
અગર હમ જાનતે કે પ્રિત્કે દર્દ દેના હૈ'

તો જાણુ કીશ લીયે મર્મકા સવદા કરતે...હાય ! પણ હવે શું થાય. આ પ્રેમની આગ કોણ બુઝાવે. મને બીજું તો કંઇ ચતું નથી કે જો તમારે આમ તરછોડવી હતી તો પછી આ નારીના સુપ્ત હૃદયને શા માટે જગાડયું. તમે એકવાર તેના હૃદયમાં ડોકિયું

કરો. અરે અંદર આવી સિંહાસને બિરાજો અને પછી...પછી સદાને માટે નાસી જાઓ. તમને આમ રડાવવામાંજ આનંદ આવે છે ? મને શા માટે દુઃખી કરે છે વ્હાલા ?

વ્હાલા ! તું તો મારે મન આ જગતમાં સર્વસ્વ છે. હું તો તારી છાયાની માફક રહેવા માગું છું. તારા વગર મારા જીવનમાં પણ છે શું ? એ રસહીન જીવન કરતાં તો હું મોતને વધારે પસંદ કરું છું. તું તો મારું જીગર, મારો પ્રાણ મારું હૃદય ને મારું જીવન છે. વ્હાલા ! 'મય તેરે ગલેકી માલા. તું સાગર મૈ સરિતા તું કવિ મૈ કવિતા...' તારા નામ માત્રથી મારું હૃદય પુલકિત થાય છે. તારા વિરહથી હું ઝુરી રહી છું. ઘાયલ થયેલું પક્ષી જેમ તરફડે તેમ હું તારા પ્રેમબાણથી ઘાયલ થયેલી તરફડી રહી છું. મારું દર્દ મારી મૂંઝવણ, મારી વિહવળતા...એ બધાનો તો તને કયાંથી ખ્યાલ આવી શકે. હું ગમે તેમ કહું છતાં તને મારા દુઃખની પ્રતીતિ તો કયાંથી થાય. એ તો......

ઘાયલ કી ગત ઘાયલ જાને
ઓર ન જાને કોઇ... ..

પ્રિયતમ ! આ હૃદય તારા નામનો પુકાર કરે છે. આ આંખો તને જોવા અધીરી થઈ ગઇ છે. આ હાથ આ ઓઠ...શું શું લખું ! મારું અણુએ અણુ તને ઝંખી રહ્યું છે. વ્હાલા આવ, આવ, મારા હૃદય મંદિરમાં ફરી એકવાર પાછો આવ. ફરીવાર પાછો મારા હૃદય સિંહાસન પર બિરાજ, મારા હૃદય મંદિરનાં દ્વાર ખોલીને હું તો રાહ જોઉં છું.

'પૂજારી મેરે મંદિરમેં આઓ.
પ્રેમ દેવકી કરો આરતી સ્નેહ સદા વરસાવો...
નેન મિલાવો પ્યાસ જગાવો દિલસે દિલકો મિલાવો.

મારે તો તારા સહવાસમાં સ્વર્ગનું સુખ માણવું છે. તારી ગોદમાં મારે તો દુનિયા ભૂલી જવી છે. તને મારા માટે છાંટોએ દયા હશે તોએ તું આ મારી આહ સાંભળી શકીશ. આ વિરહના તાપમાં બળી જતી આ સ્ત્રીને તું બચાવી લે. તારા સિવાય મારા રોગની બીજી કોઈ દવા નથી. મારા દિલને આરામ આપનાર તું એક જ છે.

વ્હાલા! મારી આટલી માગણી નહિ સ્વીકારે? હું તારી પાસે કંઈ જ વધારે માગતી નથી. હું તો એટલું જ માગું છું કે મને પહેલાંની માફક બોલાવ, પહેલાંની માફક મારી સાથે હસીને વાત કર. મને મળવામાં તને શો વાંધો છે? તું ભૂલી જાય છે કે આ જોબન, આ જીવન ફરીવાર આવતું નથી. યાદ કર વ્હાલા યાદ કર,' મદ ભરી રૂપ જવાની હૈ, ગાલ રંગ ભરે, મન ઉમંગ ભરે'

લખવાનું તો વ્હાલા ઘણું ઘણું છે પણ કેટલું લખું? રૂબરૂમાં હવે તો ધરાઈને, દિલ ખોલીને વાતો કરીશું. તું મને મળીશ તો ખરો ને...? તારી રાહ જોઈશ પ્રિયતમા પ્રિયતમની રાહ જોવે તેમ...

તને ઝંખતી તારી જ
મધુરી

કાગળ પાછો પરબીડિયામાં મૂકી રમણ સૂનમૂન બેસી રહ્યો. મધુરીને કેમ આટલો બધો પ્રેમ થઈ ગયો છે. પહેલાં તો ભાવ પણ પૂછતી ન હતી. એ તો દુનિયાનો કાયદો જ છે કે, 'નમાગે દોડતું આવે.' હવે મારે મધુરીની શી જરૂર છે. ચંચળ, હા. હા. ચંચળ આગળ એનો શો હિસાબ? ચંચળનું દેહ માધુર્ય ક્યાં ને મધુરીનું ક્યાં? પણ મધુરીને આટલો બધો પ્રેમ શાથી થઈ ગયો? શું એને મને ચંચળ માટે થાય છે તેમ થતું હશે? બિચારી હેરાન હેરાન થઈ જતી હશે! પણ એને માટે હું શું કરી શકું? એની ઇચ્છા ને આશા તો મારાથી પૂરી પડે તેમ નથી. દિલ તો મેં ચંચળને આપી દીધું. હવે મધુરી માટે હૃદયમાં ક્યાં સ્થાન છે. ના ના મધુરીને

ખોટી આશા ના આપી શકાય. એને તો હું સમજાવી દઈશ. અને નહિ સમજે તો સ્પષ્ટ શબ્દોમાં કહી દઈશ કે હું તને ચાહી શકું તેમ નથી. હું કોઈને છેતરવા માગતો નથી. એનો વાંક તો ખરો ને ? જ્યારે હું તેની પાછળ પાછળ ભમતો હતો ત્યારે તો તેને બોલાવાની એ નવરાશ ન હતી અને અત્યારે ? જેમ તેણે મને દુ:ખી કર્યો તેમ એ હવે દુ:ખી થાય એમાં હું શું કરું ? માણસની કદર નહિ ત્યાં ! છેવટે તો પાછળ પાછળ આવવું પડયું ને ? અહીં બીજા જેવા 'લટ્ટુ' નહિ કે એકને છોડીને બીજીને વળગીએ. બસ અહીં તો ચંચળને દિલ આપ્યું તો તેને જ વળગી રહેવાના. ચંચળ કરતાં સુંદર મળે તો પણ શું ? અરે ખુદ નાણાવટી પગ ચાટે તોએ ના તે ના જ. મારે તો ચંચળ એ જ સર્વસ્વ છે.

પણ મધુરીનું શું કરવું ? બિચારી એને શા માટે દુ:ખી કરવી ? એને સમજાવીશ. આશ્વાસન આપીશ. ને ભૂલી જવાનું કહીશ. ભૂલી જશે એટલે પછી દુ:ખ નહિ થાય. પણ એ કેમ ભૂલી શકે ? હું ચંચળને ભૂલી શકતો નથી તો એનું શું ગજું. એ લખે છે તે પ્રમાણે તો મને નહિ જ ભૂલી શકે. બિચારી મધુરી ! દુ:ખી દુ:ખી થઈ જશે. આ પ્રેમ જ એવો છે. પ્રેમમાં સુખ છે તેથી વધારે તો દુ:ખ છે. પણ હું શું કરી શકું ? એને શા માટે ભ્રમણામાં રાખવી ? શા માટે કોઈને છેતરવું ? મારો કોઈ ઉપાય ચાલે તેમ નથી. મારો ધર્મ તો એટલો જ કે મારે તેને સ્પષ્ટ જણાવી દેવું કે હું તને ચાહી શકું તેમ નથી. પછી એને કરવું હશે તે કરશે. બીજું હું શું કરી શકું ? બસ બસ એ જ...... ડોકી ધુણાવીને રમણ મનમાં બબડયો અને છેલ્લા શબ્દો તો દેસાઈએ પણ સાંભળ્યા.

'કેમ પટેલ ચંચળનો કાગળ છે કે શું ?'

'ના ના, યાર !'

'તો આમ વિચારમાં કેમ પડી ગયા છો. કંઈક છે તો નવાજૂની.'

'એ તો મારા બાપુજીનો કાગળ છે. ઘરના જ સમાચાર છે.'

'એમાં કંઇ આમ સાવ લેવાઇ ન જવ. જરૂર કંઈ કાળું ધોળું છે.'

'સાચું કહું છું. દેસાઇ તમે માનશો નહિ. કેમ ઘેરથી કોઇને ગંભીર સમાચાર આવતા જ નહિ હોય?'

'હશે' કહી દેસાઇ ચોપડીઓ તરફ ફર્યો, પાછો બોલ્યો 'તમેએ પટેલ કમાલ કરો છો.'

'કેમ?'

'એ દિવસ વાંચો તો બસ બાર બાર કે ચૌદ ચૌદ કલાક અને પાછું પડતું મૂકો તો સામે ન જુઓ. તમારા મનમાં શું થઇ ગયું છે?'

'તમારું કહેવું તો સાચું છે. હું કોઇને કહી શકતો નથી પણ તમને કહું છું કે દેસાઈ મારું ચિત્ત વાંચવામાં ચોંટતું નથી. મને ચંચળ જ યાદ આવ્યા કરે છે.'

'પણ પરીક્ષા આવે છે તેનો વિચાર કરો છો? વળી તમે તો સેકન્ડ ઇયર છો.'

'પણ હું શું કરું? ભૂલી જવાની કળા તમે શીખવશો? હું જેમ ભૂલવા મથું છું તેમ વધારે ને વધારે યાદ આવ્યા કરે છે.' રમણ હસવાનો પ્રયત્ન કરીને બોલ્યો.

'એ તો ધીમે ધીમે બધું ભૂલી જવાશે. દિલને મજબૂત બનાવવું જોઈએ. એનો વિચાર જ ન કરવો.'

'પણ એનો જ વિચાર થઈ જાય છે તેનું શું?'

'એ જ કહું છું ને ! એનો વિચાર આવે એટલે તુરત મનમાંથી તે કાઢી નાંખવો ને બીજા કામમાં ચિત્ત પરોવવું. નવરા પડવું જ નહિ, કામમાં ને કામમાં ચિત્ત રહેશે તો પછી ઓછું સાંભરશે. કેમ અમને અમારી પત્ની નહિ સાંભરતી હોય ? પણ એના નામની કંઇ માળા જપાય છે ?' કહીને દેસાઈ હસી પડયો.

'એ બરાબર છે, સાળું હું ઘણુંએ મથું છું પણ મારા મનમાંથી તે ખસતી જ નથી. મારું હૃદય એવું પોચું છે. હું જાણું છું કે તે પોચું છે છતાં મારાથી તે ભૂલાતું નથી એ જ દુઃખ છે ને !'

રમણના મોં પર વિષાદ જોઇને દેસાઇને પણ તેને માટે અનુકંપા થઇ. દેસાઈ સહાનુભૂતિથી તેની સામે જોઈ રહ્યો. રમણ પાછો બોલ્યો.

'સાચું કહું છું દેસાઇ ! મારાથી વંચાતું નથી ને હું જરૂર નાપાસ થઇશ. પ્રભુએ મારું હૃદય આવું પોચું કેમ બનાવ્યું હશે ! એની સાથે લગ્ન થઈ જાય તો સારું કે પછીથી દિલને શાંતિ વળે કે પછી ભૂલી જવાય તો સારું. એ વગર મને સુખ મળવાનું નથી. હું શું કરું ?' આટલું બોલ્યો તેટલામાં તો રમણની આંખમાંથી આંસુ ટપકી પડયાં. આ પછી તો દેસાઇને પણ લાગી આવ્યું. તેણે રમણને ઘણાં ઘણાં આશ્વાસનનાં વચનો કહ્યાં.

'તમે નકામા રડો છો. એ તો ધીમે ધીમે દિલમાં શાંતિ થઇ જશે. દરેકને એમ થાય. મને પણ શરૂઆતમાં મારી પત્ની ભૂલાતી ન હતી. પણ ધીમે ધીમે બધું વિસરાઇ ગયું. એમાં રડવાની જરૂર નથી. અને પટેલ એક વાત દિલમાં નોંધી રાખો. કોઇ દિવસ કોઈની આગળ આપણી નિર્બળતા બતાવવી નહિ. દિલનું દર્દ દિલમાં સમાવતાં શીખો. ગમે તેની આગળ આ દુઃખ રડશો તો પછી ઉલટા મશ્કરીને પાત્ર થશો. હું કહું છું કે આટલું પોચું

દિલ પણ ન રાખવું. દુનિયા તમારા જેવી નિખાલસ નથી. એ તો વખત આવે અર્થનો અનર્થ કરી ચૂંટી ખાશે.'

'હું ક્યાં બધાની આગળ કહું છું તે!' આંખો લૂછીને રમણ બોલ્યો; 'આ તો મેં જોયું કે દેસાઈને કહેવામાં વાંધો નથી ત્યારે જ કહ્યું. હું એમ સાવ મૂર્ખ નથી.'

'હું તો કહું છું મારા જેવાને પણ ન કહેવું જોઈએ. લાગણી તો દરેકને થાય. પણ એમ કંઈ કહેતા ફરાય? ખોટું લગાડશો નહિ. આતો મને જે લાગે છે તે કહું છું.'

'ના ના. એમાં ખોટું શાનું? બરાબર કહો છો.'

'હું જાણું છું કે તમારું હૃદય પોચું છે. અને દિલમાં દર્દ ન સમાય એટલે કોઈને કહેવાનું મન થાય. અને ન કહીએ ત્યાં સુધી દિલ ભારે ભારે લાગે છે. પણ સાચી વાત તો એ છે કે ખાસ અંગત મિત્ર સિવાય દિલના દરવાજા ખોલવા નહિ, અને મન ઉપર પણ એનો ભાર રાખવો નહિ. એ તો એમ જ ચાલે એવું મનમાં રાખવું.'

દેસાઈનો એકે એક શબ્દ રમણને લાખ લાખ રૂપિયાનો લાગતો હતો. આવી સોનેરી શિખામણ સંભળાવનાર તેને ઓછા મળ્યા હતા. અને તેણે મનમાં છૂપો છૂપો નિશ્ચય પણ કરી લીધો કે ગમે તેમ થાય પણ કોઈને કંઈ કહેવું નહિ. મનહરને પણ કહેવા જેવી વાત કહેવી. અને હૃદયને કઠણ કરવા દિલનું દર્દ દિલમાં જ સમાવવાનો નિર્ણય કર્યો. મધુરીની વાત મનહરને પણ ન કરવી એમ મનમાં નક્કી કર્યું. આવતી કાલે મધુરીને મળી બધો ખુલાસો કરી દઈશ એમ વિચારીને તે વાંચવા બેઠો. વાંચતા પહેલાં તેણે દેસાઈ સામે આભાર ભરી નજરે જોયું.

## ૨૧

# રમણ બની ગયો

બીજે દિવસે સવારમાં રમણ બરાબર સજીને, 'હેઝેલીન સ્નો' લગાવીને, મુલાયમ રીતે વાળ ઓળીને મધુરીને મળવા નીકળ્યો. કપડાંની ટાપટીપમાં તો રમણ કોઈથી ઉતરે તેવો ન હતો. તે લેટેસ્ટ ફેશનનાં કોટ પાટલૂન પહેરતો. સારામાં સારી ડીઝાઇનનાં ટેનિશ અને પહેરણો સિવડાવતો અને છાતી ઉપર ફૂંફાડા મારતી જુદી તરી આવે તેવી ટાઈ પણ તે વાપરતો. રમણની અત્યારની શિકલ જોઈ કોઈ એમ ન કહે કે તે ગામડાની ધૂળમાંથી અહીં આવ્યો હશે.

જો કે કેટલાક કોલેજિયનો તો રમણથી પણ ખૂબ જ આગળ વધી ગયા હતા. રમણ તો રોજ નવો કોટ બદલતો ત્યારે કેટલાક તો રીસેસ પછી પણ નવો જ સુટ પહેરીને આવતા. સવારે દાઢી કરી હોય છતાં કોઈને મળવા જવાનું હોય તો સાંજના પણ દાઢી કરવા બેસી જનાર કોલેજિયનો રમણની હોસ્ટેલમાં ઘણા હતા. નવાઈની વાત તો એ હતી કે તેમના મોટા ભાગના કોલેજિયનો તો ગામડામાંથી આવતા હતા. અને તેમાંના કેટલાકનાં માબાપને તો થીગડાંવાળાં પણ કપડાં મળતાં ન હતાં.

કોલેજ જીવન વિલાસને ઝંખતું હોય છે કે પછી જુવાની જ એશઆરામ માગી લે છે તે હજુ કળી શકાતું નથી. પણ એટલું તો સાચું કે હોસ્ટેલમાં રહેતા કોલેજિયનો શ્રીમંતને પણ હરાવે

તેવી મોજમજાહ માણે છે. ખાટલા નીચે પાણીનો ચંબુ પડ્યો હોય તોપણ નીચા વળીને લેવા જેટલી પણ તસ્દી લેવા તેઓ તૈયાર નથી. નાજુકાઈ, શ્રમથી દૂર રહેવું એ કોલેજિયનના અંતરંગી ગુણો છે. પાણી પીવા માટે નોકરને પાંચ પચીસ બૂમો મારે, શિષ્ટ ગણાતો તે યુવક ગાળો પણ બોલે પણ હાથે પાણીનો ન જ લે. આટલી સાયબી ભોગવનાર કોલેજિયન પછી ક્યાંથી દુ:ખ ભોગવી શકે! એ ઘેર જાય પછી તો તેના કોમળ, ગુલાબની પાંખડી જેવા ગાલ કરમાય જ ને!

હોસ્ટેલના રસોડાનું બીલ ઓછું લાવનાર સેક્રેટરી 'કંજુસીઓ' કે પછી 'ગામડિયો' નામે ઓળખાય છે. કોઈ સ્ટેટની કે કોઇ શેઠની સ્કોલરશીપથી ભણનાર પણ જીભના રસાસ્વાદમાં એટલો બધો ખેંચાઈ જાય છે કે તેનાથી પણ પેલાને 'ગામડિયો' કહ્યા વગર રહેવાતું નથી. રમણ પણ પોતે 'ગામડિયો' ન ઠરે તે સારુ બીજા સેક્રેટરી કરતાંએ રૂપિયો બીલ વધારે લાવવા પ્રયત્ન કરતો. 'ઘારી'ની ફીસ્ટ કરવી હોય તો અમદાવાદના કંદોઇ નલાયક ઠરતા. 'ઘારી' માટે તો સુરત જ! એક વાર તો રમણ સેક્રેટરી હતો ત્યારે તેના ઓળખીતા એક કોલેજિયન ભાઈને સુરત મોકલેલા. તેમણે પણ 'લાગ આવ્યો છે ને આવ્યો છે' કહી ખર્ચ સામે જોયું ન હતું. આવતાં જતાં સેકન્ડ કલાસમાં ગયેલા અને એક સુટ નીકળે તેટલુ કમીશન ખાઈ ગયેલા એ જુદું. આવી છે હોસ્ટેલના રસોડાની બલિહારી!

રમણને બધા 'લટ્ટુ' કહેતા હતા એટલું જ. બાકી તેના પહેરવેશમાં કે તેની રહેણી કરણીમાં તેને કોઈ 'ગામડિયો' કહી જાય તેવું રાખ્યું ન હતું. સહેજ દોડીને, એક એક પગથિયું ટાળીને, બૂટ ખખડાવતો ખખડાવતો રમણે દવાખાનામાં પ્રવેશ કર્યો. તેની આંખો મધુરીને શોધવા મથતી હતી. તે એક હૉલમાંથી બીજા

હૉલમાં જઇ આવ્યો. તેને મધુરીતો ક્યાંય દેખાઇ નહીં પણ કેટલાક કૉલેજિયનો 'કેમ લટ્ટુજી' કહેતા સામે મળ્યા. અને તેની પૂંઠ પાછળ તેણે કેટલાકનો હસવાનો અવાજ સાંભળ્યો. ચિડાતો તેમના સામે તિરસ્કાર વર્ષાવતો રમણ ઉપલા માળે ગયો. મધુરી દર્દીઓનાં ટેમ્પરેચર લેતી હતી. તે એકલી જ હતી. એટલે રમણ હિંમત કરી તેની પાસે ગયો. થોડીવાર તો તેની બાજુમાં બોલ્યા ચાલ્યા વિના ઊભો રહ્યો. મધુરી કંઇ બોલી નહિ એટલે તે બોલ્યો.

'મધુરી'

'Have some manners you fool. સીસ્ટર નથી કહેવાતું?' આંખમાંથી તણખા વેરતી મધુરી ઘૂરકી.

'પણ પણ તમે કાગળ લખ્યો હતો ને?' ગભરાતાં ગભરાતાં રમણ બોલી ગયો.

'શાનો કાગળ?' ડોક ટટાર કરી, છાતી કાઢી મધુરી મિજાજથી બોલી. 'મને બનાવવા આવ્યા છો? પ્રીન્સીપાલ પાસે ખેંચી જઇશ. શરમ નથી આવતી. Nonsense.'

મધુરીનો આ તીખો છણકો સાંભળીને તો 'શું છે? શું છે પટેલ?' કહેતા દસબાર કૉલેજિયનો ભેગા થઈ ગયા. પણ રમણ કે મધુરી એમાંથી કોઇ બોલ્યું નહિ. રમણતો છોભીલો પડી ગયો હતો. તેનું મોં કાળું શાહી જેવું અને કુલડી જેવડું થઈ ગયું.

'કેમ મી. પટેલ શું નવાજૂની છે?' એકને ખભે ધબ્બો મારીને પૂછ્યું.

'Somebody has made him a fool. હટ nonsense.' કહી મધુરી નાક ફૂલાવતી ત્યાંથી ચાલી ગઈ.

'અરે માર ડાલા રે...' કોઇનો અવાજ આવ્યો.

'કેમ શું થયું ભાઈ?'

'શું તે જુઓ. બિચારા મજનુને લયલાઓ ક્યાં ઝંપવા દે છે. બિચારાને ઘાયલ કરી દીધો.' સાંભળી બધા ખડખડાટ હસી પડયા.

'યાર પટેલનો પણ વટ છે હોં. કંઇક નવા નવા શિકાર પકડે છે ને!'

'સાળી લયલાઓ ક્રૂર બની ગઈ છે. બિચારો મજનુ ઘાયલ થઇ ગયો છે. દેખોને અહીં તીર વાગી ગયું છે.' કહી એક જણે રમણની છાતી પર હાથ દબાવ્યો. અને તેના એ વિચિત્ર અભિનયથી બધા હસી પડયા. રમણ વાઘના ટોળામાંથી નાસતો હોય તેમ તે બધાના સામુએ જોયા વગર દોડતો હોય તેમ નીચે ઊતરી ગયો.

'વાહ લટ્ટુજી વાહ! શો ઝટકો લાગ્યો છે.'

'સાળો મજનુ છે મજનુ' કોઈએ કહ્યું અને રમણની પાછળ કોઇ 'એ લટ્ટુજી આવજો' તો કોઇ 'એ મજનુ જો જો તારી લયલા બોલાવે...' કહેતું હતું. એમાંનો એકે અક્ષર સાંભળવો ગમતો ન હતો. છતાં રમણના કાન એકેએક શબ્દો ઝીલી લેતા હતા.

રમણની ચર્ચા કરતું કરતું એ ટોળું એકમેકની મશ્કરી કરતું વિખરાયું. મશ્કરી એ કોલેજ જીવનની ખાસિયત છે. પછી મશ્કરીનું પાત્ર કોણ છે તે જોવાની નવરાશ કોલેજિયનને હોય જ નહિ. પ્રોફેસર નામનું માનવપ્રાણી સ્ટેજ પર ઊભું ઊભું આ ભાવિ નાગરિકો સમક્ષ ભાષણ આપતું હોય ત્યાં બે ચાર વાર તો ખૂણે ખાંચરેથી કિકિયા રીઓ આવે જ. અને પીઠ ફેરવીને બોર્ડમાં કંઇ લખે તો તો પાછળથી આ શિષ્ટ અને સભ્ય સમાજના મેમ્બરો છોકરીઓ પર અને એ પ્રોફેસર પર કાગળનાં બનાવેલાં તીર છૂટાં મૂકી દે. કોઈ બિરાદર ક્રાન્તિકારી વીર તો બોમ્બ ફેંકતો હોય તેમ પાછળથી કાંકરાનો કે બોરનો પણ ઘા કરવાનો ચૂકતો નહિ. પ્રોફેસરને પજવે, છોકરીઓની મશ્કરી કરે, કલાસમાં તોફાન કરે તેનું નામ જ કોલેજિયન. બાકી તો 'ગોખણિયા' કે પછી 'ભણેશરી' કહેવાય.

મશ્કરી કરવામાં પાવરધો હોય તે જ સાચો કોલેજિયન. અને આવી મશ્કરીઓ કરવા છતાં પકડાય નહિ તે જ લોકપ્રિય કોલેજિયન ગણાય.

રમણ પણ આજે મશ્કરીનું પાત્ર બની ગયો. તેને હવે જ સમજાયું કે કોઈએ તેને બનાવવા માટે બનાવટી પત્ર લખ્યો હતો. રમણ શરમનો માર્યો લેવાઈ જતો હતો. પગથી ચોટી સુધી ક્રોધ ચઢયો હતો. મશ્કરી કરનારને કચડી નાખવાનું મન થતું હતું. માથું ચક્કર ચક્કર ફરતું હતું. આંખો બળતી હતી. મનમાં ક્રોધ માતો ન હતો. અને શું કરવું તે પણ સૂઝતું ન હતું. ક્યાં જાય છે તેની એ તેને ખબર ન હતી.

'સાળા મારો જીવ ખાવા બેઠા છે.' રસ્તામાં ચાલનાર સાંભળે તેટલા જોરથી બોલી રમણ મુઠ્ઠીઓ વાળી હવામાં વીંઝવા લાગ્યો. લગભગ ગાંડા જેવો જ તે થઈ ગયો હતો. તેના પગ હોસ્ટેલમાં ન જતાં તેને વિક્ટોરિયા ગાર્ડનમાં ખેંચી લાવ્યા. આ કૉલેજિયનો માટે રમણને અત્યંત તિરસ્કાર થયો. પોતે પણ મધુરીનો પત્ર છે એમ માની બેઠો તેથી પોતાના ભોળપણ માટે પણ તેને લાગી આવ્યું.

રમણને પણ પોતાની જાત માટે અને તેના જેવા કૉલેજિયનો માટે તિરસ્કાર આવ્યો. તેને અત્યારે જ ખ્યાલ આવ્યો કે પોતે દંભ કરવામાં પાછો પડ્યો ન હતો. કોઈ છોકરીના સૌન્દર્ય પાછળ ખેંચાયે જાય છતાં બીજાને તો એમ જ મનાવે કે તેને માટે હૃદયમાં નૈસર્ગિક પ્રેમ જાગ્યો છે. જેને પ્રથમ દૃષ્ટિએ પ્રણય કહે છે તેવો પ્રેમ થયો છે. અને દંભ તે તો કૉલેજિયનના ચારિત્ર ઘડતરનું પ્રેરક બળ ગણાવું જોઈએ. સંગીતનો કક્કો પણ ન આવડતો હોય છતાં સંગીતના નિષ્ણાંત તરીકે ઓળખાવતા યુવકોને શોધવા જવું નહિ પડે. સાહિત્યમાં ચલણી નાણાં જેવા કેટલાક શબ્દો જાણ્યા પછી પોતાની જાતને સાહિત્યરસિક કે વિવેચક તરીકે જાહેર કરતાં તેઓ અચકાશે નહિ. રાજકારણમાં પણ ગાંધીજીની ભૂલો કાઢવી તે તેમની તિક્ષ્ણ બુદ્ધિ અને ઉદ્દામ વિચારશ્રેણી દર્શાવવાનું સાધન છે. કોઈ પણ સારા વક્તાના ભાષણ પછી 'એણે એમાં નવું શું કહ્યું ? આ બધું

તો આપણે ચર્ચ્યું હતું.' કહેતા કૉલેજિયનો ડગલે ને પગલે મળી આવશે. આમ દરેક ક્ષેત્રમાં ઘુમી વળતો, મોખરાનું સ્થાન પ્રાપ્ત કરતો આજનો કૉલેજિયન દેશને મુક્તિ નહિ અપાવે તો કોણ અપાવશે !

રમણને પેલા મશ્કરી કરનાર કૉલેજિયનો માટે ખીજ તો પૂરેપૂરી ચઢી હતી. પણ પોતાની જાત માટે તેને એટલો જ તીવ્ર તિરસ્કાર થયો. પોતાની નિર્બળતાઓને ઢાંકવા તેણે કેવા કેવા દંભનાં શરણાં શોધ્યાં હતાં. પોતે ગામડાનો છે એમ ઓળખાવતાં તેને શરમ આવતી હતી. કોઇ પાઘડીવાળા, ગામડાના લોકો દવાખાનામાં આવી ચઢતા તો પોતે સંતાતો સંતાતો ફરતો. રખેને કોઈ ઓળખાણ કાઢે! અને પોતે ગામડાનો છે તેનો કોઇને ખ્યાલ ન આવે તે સારું રમણ ટાપટીપમાંથી ઊંચો આવતો ન હતો. મુસલમાન હિન્દુ થાય ત્યારે પક્કા હિન્દુ કરતાંએ વધારે આચાર-વિચાર પાળે તેમ ગામડિયો જ્યારે શહેરી થવા મથે ત્યારે તો પક્કા શહેરીને પણ શરમાવે તેવો ડાઠ કરે છે. રમણની બાબતમાં પણ એમ જ હતું.

એ તો ગોપાલદાસની તેને બીક હતી નહિ તો ગામમાં પણ તે સુટ પહેરીને ફરત. લીલાંછમ જેવાં દાતણ મળતાં હતાં છતાં તેનો બ્રશને પેસ્ટ વાપરતો. માથામાં ગામની ધૂળ ભરાય તો પણ તે ભાગ્યેજ ટોપી પહેરતો. જો કે ગોપાળદાસની બીકે હાથમાં તો ટોપી રાખતો જ અને લાગ આવે પહેરી પણ લેતો.

જાણે અજાણે રમણના મનમાં એક પૂર્વગ્રહ બંધાઈ ગયો હતો કે ગામડિયો એટલે અસંસ્કારી, અશિષ્ટ, ગ્રામ્ય અને ભોટ અને તેથી પોતે એ વર્ગમાં ન ખપે તે સારું ચોવીસે કલાક સાવધ રહેતો. એક બે વાર હૉસ્ટેલમાં રસોડાના સેક્રેટરીઓ રમણને પૂછવા આવેલા.

'મી. પટેલ ઘઉંમાં કયા જાત સારી આવે છે?' તો કોઈએ પૂછેલું.

'અરે રમણલાલ. અહીં તો મગ કે મઠમાં પણ ખબર પડતી નથી. જરા એટલી તસ્દી લઇને સારા મગ તો ખરીદી આપો.'

અને રમણે પણ સાફ સાફ જણાવી દીધેલું.

'અહીં ત્યારે કોને ખબર પડે છે. હું પણ તમારા જેવો જ છું'

'અમે સમજ્યા કે પટેલ છો એટલે ખબર તો પડતી હશે !'

'ના ના યાર અહીં કોણ ખેતી કરે છે.' ખેતી ધંધા તરફ સૂગ આવતી હોય તેમ રમણ બોલ્યો.

બાયોલોજીના એક અભ્યાસીએ રમણને પૂછ્યું.

'પટેલ તુવરનું ઝાડ કેવડું થતું હશે ?'

'મેં પણ જોયું નથી.' બહુ જ ચાલાકીથી રમણ બોલ્યો.

અમુક વસ્તુઓ તરફ અજ્ઞાન ધરાવવું એ પણ કોલેજિયનોમાં સંસ્કારિતાની પારાશીશી રૂપ મનાય છે. કેટલાક તો 'એમાં અમને શું સમજણ પડે ?' એમ કહેવામાં ગૌરવ અનુભવે છે. આ મનોદશા ગમે તેવા નિખાલસ વિદ્યાર્થીને પણ દંભી બનાવી મૂકે છે. અને એ દૃષ્ટિએ તો રમણ પેલા કોલેજિયનો કરતાં પણ વધારે દંભી હતો.

રમણને આ દંભ કરતાં એ વધારે ખૂચતું હતું તેનું પ્રેમ પ્રકરણ. નાણાવટી પાછળ ફરીને 'લટ્ટુ'નું બિરુદ પામ્યો. અને ત્યારથી બધા જ વિદ્યાર્થી વૃંદમાં હલકો પડી ગયો. મનહરની મૈત્રી પછી તેની પરિસ્થિતિ કંઇક કંઇક સુધરતી હતી. મધુરીની પાસે પણ જવાનું તેણે છોડી દીધું હતું. તે છોડવાનું ખરું કારણ તો ચંચળ જ હતી. ચંચળના સ્મરણમાં રમણને મધુરીની યાદ આવે તેમ ન હતું. પણ...પણ...આજના બનાવ પછી પાછો રમણ વિદ્યાર્થી વૃંદમાં મશ્કરીને પાત્ર અને ચર્ચાનો વિષય બની ગયો.

'હું શા માટે તેની પાછળ પાછળ ઘુમ્યો ? શા માટે તેના પ્રેમની

આશા રાખી ?' રમણને પોતાની જાત સાવ ક્ષુલ્લક લાગવા માંડી. તેને લઘુતાનું ભાન થવા માંડ્યું. જાણે પોતે કંઈ નથી, પોતે ધારેલું કંઇ કરી શકતો નથી, પોતાથી કંઈ થઈ શકે તેમ નથી. પોતે સાવ સામાન્ય છે. એવા હીન વિચારો તેને સતાવી રહ્યા હતા. દિલ આકુળ વ્યાકુળ થઈ રહ્યું હતું. પોતામાં તો કંઈ નથી એ ભાનથી તો તેનું દિલ કળકળી ઊઠતું હતું. 'શા માટે જીવવું ? જીવીને પણ પોતે શું ઉકાળવાનો હતો ! મનહરમાં કેવું આત્મબળ છે ? હું ચંચળને પણ ભૂલી શકતો નથી ? વાંચવા ધારું છું પણ સ્વસ્થ ચિત્તે વાંચી શકતો નથી. બીજું હું શું કરી શકવાનો હતો ? કોઈની આગળ વજન પણ પડતું નથી. બધા જ મશ્કરી કરે છે. સાવ કૂતરા જેવો બની ગયો.' મન ડહોળાઈ ગયું અને ધૂંધવાતા મને માથે બે હાથ મૂકી સાવ હતાશ થયેલો, સર્વનાશ પછી માત્ર મૃત્યુની રાહ જોતો કોઈ અસહાય બેસી રહે તેમ તે ક્યાંય સુધી બેસી રહ્યો.

તેનું હૃદય એટલું પોચું હતું કે તેનાથી નફ્ફટ થઈ શકાય તેમ નહતું. બાકી તેની ધ્યાનમાં એવા પણ વિદ્યાર્થીઓ હતા કે તેમની મશ્કરીમાં તેઓ પોતે પણ શામેલ થતા. 'હું સારો એ થઈ શકું તેમ નથી તેમ નફ્ફટ પણ થઈ શકું તેમ નથી.' રમણ ઉતાવળેથી બબડયો.

તે બેઠો હતો ત્યાં ચોમેર નાણાવટી, મધુરી પેલા કૉલેજિયનો તેને ઘેરી લઈ જાણે તેને હસતાં હોય એમ તેને લાગ્યું. તેના કાનમાં 'લટ્ટુ' 'મજનુ' કોઈ બોલી રહ્યું હોય એમ સંભળાતું હતું. કાને હાથ દઈ એ બધાને સાંભળવા ન માગતો હોય, સ્મૃતિ-પટ પરથી ભૂસી નાખવા માગતો હોય તેમ તે માથું ખંખેરી એકદમ બગીચામાંથી બહાર નીકળી ગયો ને હૉસ્ટેલ તરફ વળ્યો.



૨૨

# જાગૃતિ

મી. દેસાઇએ જ્યારે રમણનું ટેમ્પરેચર જોયું ત્યારે તેમને એકસો ત્રણ ઉપર માલમ પડયું. માથું તો સખત તપેલું રહેતું હતું. અને રમણ ઉંહ ઉંહ કર્યા જ કરતો હતો. તાવમાં પણ પેલાં તેનો પીછો છોડતાં ન હોય એમ લાગતું હતું. 'આ બધાં હવે ફેલી ખાશે. હવે હું શું મોં લઈને કૉલેજમાં જઈશ? લોક શું ધારશે? ચંચળને કેવું થશે? અરે...રે...' રમણથી બૂમ મરાઇ ગઈ. બૂમ સાંભળી દેસાઇએ પૂછ્યું;

'કેમ શું છે? કંઈ જોઈએ?'

'કંઈ નહિ, કંઈ નહિ' રમણ માત્ર એટલું જ બોલ્યો. ગોદડું ઓઢી રમણ દેસાઈ ન સાંભળે તેમ રડી રહ્યો હતો.

બે દિવસ સુધી રમણ હૉસ્પીટલમાં પણ ન દેખાયો. એટલે મનહર તેની રૂમ પર તેને મળવા આવ્યો. હવે રમણને આરામ થઈ ગયો હતો. પણ તાવ પછીની અશકિત તો હતી જ.

'એકદમ તાવ કયાંથી આવી ગયો?' મનહરે પૂછ્યું.

'શરીર છે કંઈ પૂછવા રહે' રમણે પણ હસીને જવાબ આપ્યો.

'હવે તો ઠીક રહે છે ને?'

'હા'

મનહરે ભાવ પૂર્વક રમણની સામે જોયું. રમણે આંખો નીચે ઢાળી દીધી. તેણે મનમાં નક્કી કર્યું હતું કે મનહરને પણ આ પ્રસંગ તો કહેવો જ નહિ.

'ઠીક તો તારે સાંજના સહેજ ફરવા નીકળવું હોય તો હું તને બોલાવવા આવું. થોડુંક ફરે તો ઠીક રહેશે.' થોડીવાર રહી મનહરે કહ્યું. ને તે ઊઠીને ચાલતો થયો.

સાંજના બન્ને મિત્રો ફરવા નીકળ્યા ત્યારે વગર પૂછે મનહર કહેતો હતો; 'તને બનાવનાર પકડાઈ ગયો. એ તો પેલો શુકલ. મધુરીની પાછળ પૈસા ખર્ચીને પાયમાલ થઈ ગયો. અને મધુરીએ જ્યારે તીનપાટ આપ્યાં ત્યારે ભાઇ સાહેબે તારા પર દાઝ કાઢી. કેટલો નીચ !'

મનહર આ વાત જાણી ગયો તેથી રમણને માઠું લાગ્યું. તેનો મિત્ર તેને વિશે શું ધારશે? મનમાં એજ ભય રહ્યા કરતો હતો. રમણને ચૂપ જોઈ મનહર તો બોલે જતો હતો.

'હું તો એ બધાને ઓળખું છું. તારે જરાએ મનમાં લાવવું નહિ. તું તો તેમના કરતાં હજાર દરજ્જે સારો છે. તેઓ તો સગી બેનને પણ મૂકે તેવા નથી.' રીસ ચઢાવીને મનહર બોલ્યો અને રમણના ખભા પર હાથ મૂકી ચાલવા લાગ્યો.

'દુનિયાથી જો દબાઈ ગયા તો ખલાસ. પછી તે તમને હંમેશાં દબાવે જશે. ઢીલું ભાળીને બધાએ આંગળી ખોશે. અને કેમ કોઈ કહેવા આવતા નથી? નો તો તેમને ખબર પાડી દઉં તો. તું એ મશ્કરી કરનારને તો એક વાર ચખાડી દે. પછી થવાની હશે તે થશે. ચમત્કાર વગર નમસ્કાર નહિ.' હમણાં જ લગાવી દેશે એમ હાથ ઉગામીને તે બોલતો હતો.

'મારાથી કંઈ જ નહિ થઈ શકે!' ધીમેથી રમણ બોલ્યો.

'આવો રોતડો ક્યાં સુધી રહીશ ? કેમ નહિ થઈ શકે ? એવા બેને તો પૂરો પડે તેવો તો છે.'

'મારું હૃદય જ પોચું છે. મારામાં હિંમત જ રહી નથી.'

'આ તું શું બોલે છે ? હિંમત ? બે લગાવી દેવી છે ત્યાં કયી હિંમત જોઈએ છે. આમને આમ રોતડો રહીશ તો જિંદગીભર લોકો તેને ચૂંટી ખાશે. ભલાનું કોઈ બેલી નથી. આ દુનિયા તો આના વગર સીધી રહે તેમ નથી.' જાણે દંડો ઉગામીને મારતો હોય તેમ મનહર બોલ્યો.

રમણની મશ્કરી વાળો પ્રસંગ સાંભળ્યા પછી મનહર ઉશ્કેરાઈ ગયો હતો. અને એ મશ્કરીને લીધે જ રમણ માંદો પડી ગયો છે તે જાણ્યા પછી તો તેને ખૂબ લાગી આવેલું. રમણ માટે તેને સાચા દિલની લાગણી હતી. અને તેથી તો શુકલને તેણે સંભળાવી પણ દીધું હતું.

'હવે ડહાપણ શાનો કરે છે. તારા કરતાં તો ગધી દુનિયા સારી છે. આટલા દિવસ તો કૂતરો થઈને તેની પાછળ પાછળ ચાટતો ચાટતો ફરતો હતો તે ભૂલી ગયો ?'

'તને કોણ બોલાવે છે તે ?' શુકલ બોલ્યો.

'મને બોલાવે તો સારું જ તો ! નહીં તો ઉડાવીને બે લગાવી દઉં એટલે ફરી વાર સામું પણ ન જોવે. પેલો પટેલ કંઈ બોલતો નથી એટલે તેની મશ્કરી કરવાનું ઉકલે છે કેમ ?'

શુકલનો બબો થાબડનાર તેના મિત્રો ત્યાં ઊભા હતા પણ મનહર સામે કોઈ બોલી શકે તેમ ન હતું. મનહરનો કોલેજમાં એક પ્રકારનો આબ પડતો હતો. તે આમ 'હાસ્યનો ફુવારો' કહેવાતો હતો છતાં જ્યારે ઉશ્કેરાતો ત્યારે બે ચાર લગાવી દે તેવો પણ હતો તે વિદ્યાર્થીઓ સારી પેઠે જાણતા હતા.

મનહરનો આ ઉશ્કેરાટ જોઈ રમણ કંઈ પણ ન બોલ્યો. પોતાની મેળે જ પોતાની જાત માટે 'બાયલો' શબ્દ ઉચ્ચાર્યો. તે ઢીલો ઢીલો થઈ ગયો હતો તે મનહરને ગમતું ન હતું.

'રમણ!' રમણનો ખભો ઢંઢોળીને તે બોલ્યો; 'આમ ડરી શું ગયો છે? તું જરાયે ગભરાઈશ નહિ. હું તારા પડખે છું. અને તેં એમાં શું કર્યું છે? હવે તારું કોઈ નામ દે તો તું તારે વિચાર કર્યા વિના એક બે લગાવી જ દેજે. પછી હું પણ દેખાડી આપીશ કે કેમ મશ્કરી થાય છે.'

'મને પણ એમ જ લાગે છે.' મનહરની સામે જોઈ રમણ બોલ્યો.

'એમાં લાગવાનું શું? તું તારે જે 'લટ્ટુ' કહે તેને એક વાર તો ચખાડી જ દે. એ વિના એ બોલતા બંધ નહિ થાય.'

'પણ બધાનાં મોં બંધ કરવા કેમ જવાય?'

'અરે બધાની પાસે જવાની જરૂર પણ નહિ પડે. તું તારે એકને ચમત્કાર બતાવીશ એટલે બસ. પછી બધાનાં મોં સિવાઈ જશે. આ નાલાયકોને હું બરાબર ઓળખું છું. સમજ્યોને?'

જવાબમાં રમણે ડોક ધુણાવી. મનમાંને મનમાં નક્કી કર્યું કે હવે તો મનહર કહે છે તેમ જ કરવું. સર્વ શક્તિને એકઠી કરી જેમ કોઈ સેનાનાયક લડવા તૈયાર થાય તેમ રમણ પણ તેનામાં સૂતેલી શક્તિઓને જગાડીને તૈયાર થયો. અને પછીની વાતમાં પણ તે ખૂબ ખીલ્યો.

મનહરને મનમાં સંતોષ થયો કે રમણને તે જગાડી શક્યો છે.



૨૩

# ગોપાળદાસ

વૃદ્ધ માણસને જેમ પોતાના પૌત્ર કે પૌત્રી પર અનહદ પ્રેમ હોય છે તેમ ધીરધાર કરનારને પણ મૂડી કરતાં વ્યાજ તરફ અનહદ પ્રેમ હોય છે. વ્યાજ પછી વ્યાજનુંએ વ્યાજ એમ રકમ અનેક ઘણી વધતી જાય છે તેમ તેમ ધીરધાર કરનારનો રુઆબ અને શરીર પરની ચરબીએ વધતી જાય છે. અને પછી તો તે ગમે તેવા માણસને સાણસામાં લઈ એક વાર તો પોતાને નમતો કરે જ છે. ગોપાળદાસ પણ આવી જ ધીરધાર કરતા હતા. અને ધીરધાર કરવાની તેમની કુનેહથી તેમના ચોપડામાં કેટલાયનાં ખેતર અને ઘર ગીરે લખાઈ ચૂકયાં હતાં. કોઈનો ચઢતો દિવસ જૂએ તો ગોપાળદાસની બાજ જેવી તીક્ષ્ણ નજરમાં તે સાલ્યા જ છે. સામે પગલે જ તેઓ પેલાને પોતાની દુકાનમાં બોલાવે. ચા પાણી અને હોકાનું ચેન પણ બરાબર ચઢાવી દે. પછી ધીરે રહીને વાત ઉપાડે. જેમ ફૂકી ફૂકીને જૂવો લોહી ચૂસે તે સીફતથી.

'સાંભળ્યું. તારે પેલા છોકરાનું કયાંય કરવું હોય તો ગભરાતો નહિ હોં. પાંચ પચીસની આપણે મદદ કરીશું. ભઈઓને મદદ નહિ કરીએ તો કોને કરીશું હેં. એવા કામમાં પૈસો કામમાં નહિ આવે ત્યારે કયારે આવશે ?'

'બરાબર છે.'

'માટે આ ઉનાળો જતો કરતો નહિ; નહિ તો પછી આવતા બાર મહિને વાત. સાળુ ઘરમાં ઉંમરલાયક છોકરો કુંવારો ફરે એટલે શરમાવા જેવું તો ખરું જ ને! અને અમારા જેવા ભાઈઓને પણ કોઈ કે'નારે મળે હેં...'

'ખરું છે; ભાઈનું તો લોહી દાઝે ને!'

'બસ તું તારે બેસાડી દે ક્યાંક ચોગઠું. કરવા બેઠા પછી પાંચ આંમ કે પાંચ આંમ. પણ કામ તો પૂરું જ કરવું. આપણા ટોડામાં તોએ સારું છે. જોને સામા ટોડામાં કેટલા હરાયા ઢોર જેવા રખડે છે. એમ વાત છે ત્યારે!' જાણે પોતે જ બધાને પરણાવી આપતા હોય એવા ગૌરવ સાથે વિજયની ખુમારીનું હાસ્ય મોં પર લાવીને ગોપાળદાસ બોલ્યા. આવા હાસ્યમાંથી ભાગ્યે જ કોઈ શિકાર સરકી શકતો. અને લેવડદેવડ શરૂ થતી. દેવાદાર તો વ્યાજ ભાગ્યે જ ચૂકવી શકતો અને દિનપ્રતિદિન તે ગોપાળદાસના સકંજામાં દબાયે જતો. એ એકલો દબાતો એમ નહિ પણ તેના બીજા કુટુંબીઓ પણ ગોપાળદાસના પૈસાના તાપમાં અને તેમના રુઆબમાં દબાતા.

જાન જવાની હોય તે પહેલાં પેલાને બોલાવીને પાછા સલાહ-સૂચના આપતા જાય.

'આ તો તારા ભલા માટે કહું છું હોં. જોજે પાછો એમ કહેતો કે ગોપાળકાકા દબાવી ગયા!' ઝીણી આંખ કરી, લુચ્ચું હાસ્ય કરી ગોપાળદાસ બોલતા.

'ના, ના, એવું તે હોય કાકા! તમે તે કંઈ પારકા માણસ છો તે અમારા ખોટામાં રાજી રહો.'

'હવે સમજ્યો તે સાચું.' ડોકી ધુણાવીને તે કહેતા. 'હાં. હું શું કહેતો હતો? હા. હા. એ તો એમ કે આ તો અવસર આવ્યો છે ને આવ્યો છે. પાછો આ તો પહેલો અવસર કહેવાય. સમજ્યો ને? મુઆ પાંચ પચીસ વધારે થશે તો. પણ નામ નીકળી જાય ને!

એકવાર ડંકો વાગી ગયો તે વાગી જ ગયો. પછી તારે નાનાં છોકરાંને માટે રખડવું નહિ પડે. '

'તે હું ક્યાં ના પાડું છું તે ? આપણા રિવાજ પ્રમાણે તો બધું જ લીધું છે. '

'લે. તું એ વાતને સમજ્યો નહિ. હવે પચીસ શેર સોપારીને બદલે પોણો મણ લઈએ. પોણો મણ પતાસાંને બદલે મણ લઈએ. અને ખારેકો પણ પાંશેર દસશેર વધારે નાંખી દઈએ. વધશે તો ક્યાં પાછી નથી લવાતી. ત્યાં ખૂટે તો શું મોઢું રહે. તો તો પછી ફજેતીના ફાળકા જ ને ભા. સમજ્યો ને ? '

'હા. ' મહાપ્રયત્ને ગળામાં કોળિયો ઉતારતો હોય તેમ તે આ શિખામણને ગળામાં ઉતારતો હતો.

'અને પાન લીધાં છે કે ? આ તો થોડું ખરચ અને વાહવાહ કહેવાય એ જુદું. નાં લીધાં હોય તો લઈ લેજે. સમજ્યો ને ? રાવણામાં બે ઘડી લોકો જોઈ રહેને. આ તો તારા ભલા માટે કહું છું હોં. પછી એમ નહિ કહેતો કે ગોપાળકાકાએ કહ્યું તે માટે લેવું પડ્યું. તારા ગજામાં ઉતરતું હોય તો જ લેજે. અને હજુએ પાંચ પચીસ ખૂટતા હોય તો મનમાં ખમચાઈશ નહિ. તારે માટે તો કોથળી ખુલ્લી જ છે હોં. તારા ક્યાં ખોટા થવાના હતા તે ! હેં... '

આજ સુધી જેના પાસા ભાગ્યે જ અવળા પડ્યા છે તે કાબેલ ખેલાડીના પાસા આવી સાધારણ બાબતમાં અવળા પડે ખરા ! 'સાળાનાં ઘરનાં નેવાંએ વેચવા દા'ડો આવે ત્યારે ઠીક.' તકિયાને અટેકણ દઈ ગોપાળદાસ એકલા બબડ્યા.

ગોપાળદાસ તો જાનમાં હોય જ. જેમ પ્રમુખ વગરની સભા નહિ તેમ ગોપાળદાસ વિનાનું રાવણું નહિ. રૂપેરી હોકો લઈ, ખેસથી પગના ઢીંચણ અને કેડને બાંધી બધા વચ્ચે મોટી પાઘડીવાળા ગોપાળદાસના તડાકા સંભળાય ત્યારે જ રાવણામાં રંગ રેલાય. સૌના

પહેલાં કસુંબો તેમને જ અપાય. ના ના પાડતા જાય અને ટચલીની જોડેની આંગળીથી એક બે વાર ધરતીને કસુંમલ રંગથી પૂજતા હોય તેમ કસુંબાને છંટકારતા અને કસુંબાવાળી હથેળીમાં, કોઈનું ઝેર ચૂસી લેતા હોય તેમ મોં બગાડીને કસુંબો પી જતા. અને મૂછો પણ જે ચોરી છૂપીથી એ મધુર રસાસ્વાદ કરવા ટેવાયેલી હતી તેને ઠીક કરતા. આ આખુએ દૃશ્ય રાવણામાં બેઠેલા ઘરડાઓને કસુંબો પીવા માટે પ્રેરક નીવડતું.

ગોપાળદાસના હાથે જબરી યશરેખા પડેલી હતી. ઘરના અવસરમાં તો જશ લેતા જ પણ પારકે ઘેર પણ તેમને જ જશ મળતો. રાવણામાં બેઠા હોય ત્યાં કે બીજે ક્યાંય ગયા હોય ત્યાં ખોબલેને ખોબલે સોપારીઓ કપાવતા. કોઈ વૃદ્ધની આંગળી પકડી છોકરું આવ્યું હોય તે સોપારી પર નજર જોડી રહ્યું હોય તો ગોપાળદાસ તુરત જ 'લ્યો લ્યો. શરમાવ છો શું કરવા?' કહી ત્રણ ચાર સોપારીઓ આપી દેતા.

ભાગોળ વખતે પણ વસવાયાંના આશીર્વાદ તો ગોપાળદાસ જ પામતા. કુંભાર, ગાંયજો, માળણ, પૂજારી, બાવો, નિશાળનો માસ્તર વગેરે વરના બાપની પાસે કંઈક આશા રાખીને હાથ લંબાવતા. અને કોથળી સામે જોઈ વરના બાપા યથાશક્તિ કંઈનું કંઈ આપતા. ગમે તેટલું આપે છતાં બબડાટ ન કરે તો પછી તે વસવાયાં શાનાં? 'બાપા! આમ તો જૂઓ. ચાર આનાનો તો રિવાજ છે.' એકાદ જણ બોલતો અને ગામવાળા વેવાઈનો પક્ષ ખેંચીને કહેતા.

'હવે ઘણુંએ છે. જે આપે તે વળી લઈ લેવું. સાળાં વસવાયાં તે જાત પર જયા વના રે'.'

'કંઈ નહિ હવે કરને રાજી. આપી દે આનો બે આના તે પાર આવે.' છેવટનો ચૂકાદો આપતા હોય તેમ ગોપાળદાસ કહેતા. આ ચૂકાદા પર ભાગ્યે જ કોઈની અપીલ ચાલી શકતી.

નિશાળના માસ્તરનો વારો આવતો ત્યારે ગોપાળદાસ વરના બાપના કાનમાં મંત્ર ફૂંકતા. ' કરને છોકરાંને રાજી. બે રૂપિયાનાં પતાસાં કહી દેને એટલે બધોએ રંગ રહી જાય. ' અને વરનો બાપ ધ્રૂજતા હાથે માસ્તરના હાથમાં પતાસાંના બે રૂપિયા મૂકી દેતો.

ગોપાળદાસના આ ઉદાર સ્વભાવે અને તેમની વશરેખાએ તેમને આખાએ ગોળમાં ખૂબ જ મશહૂર બનાવ્યા હતા. ઓછામાં પૂરૂં ' એમનો દીકરો દાક્તરનું ભણે છે ' એ જાહેરાતે તો તેમને કીર્તિની ટોચે પહોંચાડી દીધા હતા. મહાન પુરુષની ચાલમાં જેમ એક પ્રકારનું ગૌરવ અને ગંભીરતા દૃષ્ટિગોચર થાય છે તેમ ગોપાળદાસની ચાલમાં પણ એવો જ ભાવ દેખાતો.

પેલા દિવસે કુબેરદાસ બોલી ગયા હતા તે તેમનાથી ભૂલાતું ન હતું તેમને સાણસામાં લેવાના પેંતરા રચતા હતા પણ તેમની કસાયેલી બુદ્ધિને પણ હજુ માર્ગ જડ્યો ન હતો. છેવટે તેમની નજર એક જુવાન પર પડી. ગામમાં તેની શાખ, ' સાંઢો ' નામથી ચાલતી. સત્તાવીશેક વર્ષ થયાં હતાં. આજ સુધી તો તે 'વાંઢો' જ હતો અને તેના અટકચાળાથી, તેની છૂટી જીભથી અને નાની વહુઓની મશ્કરી કરવાની ટેવથી બૈરાં તો વાત વાતમાં ' એ તો રોયો સાંઢો છે ' કહેતાં. આથી તેની મંથાવટી તો હલકી પડી ગઇ હતી પણ તેને તે બાબતનો જરાએ. રંજ ન હતો. તેને દુઃખ તો એ હતું કે તેને આગળ કરી કુટુંબનું કોઈ માણસ પરણાવનાર ન હતું. ' મુઓ આ અવતાર ' એકલો પડ્યો પડ્યો તે ઘણી વાર નિઃશ્વાસ નાંખતો. તેની એક પેઢી દૂર તેને એક કાકા હતા પણ એ કાકા મરતાં સુધી પણ તેને પરણવાની વાત કરે તેમ ન હતા. તેનું મુખ્ય કારણ તો એ હતું કે તેઓ પોતે આ ભત્રીજાના દેવાદાર હતા. કુટુંબના સંબંધને લઈ આ જુવાનના પિતાએ કંઈક નવસો જેટલી રકમ વગર વ્યાજે ધીરેલી, અને કાકાની નબળી સ્થિતિને લીધે આજ સુધી તેમાંથી પાઈએ ચૂકતે થઇ ન હતી, અને કાકાને ભય રહ્યા કરતો હતો કે જે

દિવસે તે ભત્રીજાના લગ્નની વાત ઉપાડશે તે સાથે જ પૈસાની વાત પણ આગળ આવશે. એટલે જેમ બને તેમ તે ભત્રીજાથી દૂર જ રહેતા. પણ ગોપાળદાસ કંઈ દૂર રહેવા દે તેવા હતા? આ જુવાનને તેમણે બોલાવ્યો. તેને ચડાવ્યો, તેના લગ્નની વાત કહી, તેની આબરૂની વાત કરી અને જો બેએક હજાર ઢીલા કરે તો લગ્નનું પણ થઈ જાય એવો મેળ છે એમ પણ કહ્યું. લગ્નની વાત સાંભળીને તો પેલો મનમાંને મનમાં મલકાઈ ગયો. તેની આંખો પરથી તેના મનની વાત કળી જઈ ગોપાળદાસ બોલ્યા.

'સમજ્યો ને? નહિ તો આમને આમ પગ ઘસતો મરી જઈશ. પછી ટીપી ખાજે હાથે રોટલા.' રોટલા ઘડવાનો અભિનય કરી તે બોલ્યા તેથી વીરચંદથી હસી પડાયું.

'સાળા! બોઘો છે કે શું? એમાં હસે છે શું?' ગંભીરતાથી ધાર્યો ઘા કરતા હોય તેમ તે બોલતા હતા. 'હજુ તો ઝેણી કણુશીનો છે એટલે તારી ઉમ્મર વરતાતી નથી. નહિ તો પછી ચાર પાંચ વરસ પછી તો બાપલા ફોફળીઆ ફોલતા રહી જશો અને સખણા નહિ રહો તો કોક બોખરા પણ કરી દેશે.'

પોતાની બધીએ વાતો ગોપાળદાસ જાણી ગયા છે એથી તે ગભરાતો ગભરાતો બોલ્યો.

'પણ હું પૈણવાની તે ક્યાં ના પાડું છું. પણ મેળ ખાવો જોઈએ ને? કાકા ખરું પૂછાવો તો કોઈ મારી તો વાત જ ઉપાડતું નથી.'

'તું તારે મારી આગળ બે હજારની ઢગલી કરી દેને. પછી જો પંદર દા'ડામાં તારા ઘરમાં બૈરું આવે છે કે નહિ.'

અને પેલા જુવાનની નજર આગળ થઈ રાતુ ગવાંન પહેરેલી એક બાઈ પસાર થઈ ગઈ અને તેના કાને સાંકળાં ને કલ્લાંનો મીઠો ઝંકાર સાંભળ્યો.

'પૈસા તો તમારા જેવા કોઈ વ્યાજવાએ આલે ત્યારે ને!'

'તને ત્યારે કહું છું તે અમથો કહું છું? ક્યી મૂડી પર તારો બાપો તને ધીરશે? એ ચાહવા ધરતી તો નથી ને પાછા પૈસાની માગણી કરે છે!'

'તાણ હું શું કરું?' નિઃશ્વાસ નાખી તે બોલ્યો. પેલી સ્ત્રી જેમ અદસ્ય થઇ ગઈ તેમ તેની આ આશાઓ પણ અદસ્ય થતી લાગી.

'તારા કાકા પાસે કેટલાએ વરસના વગર વ્યાજવા મૂકી રાખ્યા છે તે કઢાય ને. અત્યારે તો એ રકમ બે હજાર જેટલી થઈ હોત. પણ આ બોટાને અક્કલ હોય તાણ ને?'

'એ તો કે'છે કે આવશે ત્યારે દૂધે ધોઈ ને આલીશું.'

'કે'ને કે મારે તો કાંઇ દૂધે ધોયેલા નથી જોઇતા. પાણીએ ધોયેલા હશે તોએ ચાલશે. જરૂર પડે ત્યારે ન આલે તો પછી એની જરૂરે શું છે? અને આ તો પાછા વગર વ્યાજવા પૈસા; સમજ્યો? જા એ રકમ તો લઈ આવ. ખૂટતા ખૂટતા જોઇ લેવાશે.'

સરકી જતી આશાને પાછી હાથમાં આવતી જોઈ વીરચંદનું મન હળવું થયું.

'ઠીક તાણ. હું એમને વાત કરીશ.'

'વાત ને બાત. કહી દે ને કે પાંચ દા'ડામાં મારે પૈસા જોઇએ. આવીને આવી અક્કલમાં સાળા બૈરા વના રહી જ્યો ને?'

'બૈરી' શબ્દ સાંભળીને વીરચંદને પારો ચઢ્યો.

'બરાબર છે. વગર વ્યાજવા પચાવીને પડ્યા છે તે નહિ આપે તો ક્યાં જશે?'

'તારો બાપ બિચારો ભોળો, નહિતો વગર વ્યાજની તો આવડી મોટી રકમ કોઈ આલતું હશે? હશે એ તો જાણે બની ગયું. પણ હવે

આ લાગ ચૂકવા જેવો નથી. જો આ ફેરે પૈસા ન કઢાયા તો પછી આપણા એકલા બેઠા બેઠા ટીપી ખાજો. '

' ચૂકું શાનો તે ! હાલને હાલ ત્યાં જઈને તડાક કે ફડાક સંભળાવી દઉં.'

' એમાં વળી શરમ શાની. કાંઈ એ દયાદાન કરે છે તે !'

' બરાબર છે કાકા, તાણ્યું જાઉં છું. પછી તમને મળીશ.' ઊઠીને તે બોલ્યો.

' હા. પાછો ભેગો થજે. જરા ઊભો રે'જે. જો તને એક મુદ્દાની વાત કહી દઉં.'

' હા કહોને. '

' જો કોઈને કાને એમ વાત ન જવી જોઈએ કે ગોપાળકાકાએ તને ચડાવ્યો છે, નહિ તો પછી બધીએ બાજી બગડી જશે. આતો તારા લાભની વાત કહું છું.'

' અરે એમ તે કોઈ કહેતું હશે !'

' ઠીક ત્યારે જા. વચ્ચે ક્યાંય મારું નામ ન આવે એટલું જરા ધ્યાન રાખજે. સમજ્યોને ! નહિ તો પછી મારે તો ધરમ કરતાં ધાડ પડ્યા જેવું થાય ને તારીએ વાત બગડી જાય.'

' એ તો તમારે કાંઈ કહેવું નહિ પડે.' કહી એ જુવાન ચાલતો થયો.

હાથમાં હોકો લઈ ગોપાળદાસ તકિયાના અટેકણે ક્યાંય સુધી બેસી રહ્યા. તમાકુ બળી ગઈ હતી છતાં વિચારના ઘેનમાં હોકો તાણે જતા હતા.

' ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે છે ને પાછા મારી સાંમે થવા આયા'તા. ' આટલા શબ્દો તેમના મોંમાંથી સરી પડ્યા. સારું હતું કે એને વીણી લેનાર ત્યાં કોઈ ન હતું.

ગોપાળદાસે તેમની જિંદગીમાં કેટલાં કાળાં ધોળાં કર્યાં હતાં તે તો ભગવાનના ચોપડે લખેલું હોય તો ભલે. બાકી પૃથ્વી પરના ચોપડે તો કંઈ જ લખાયું ન હતું. લોકોમાં તો ઉલટા તે માનને પાત્ર બન્યા હતા. અને વિરોધીઓ મથીને મરી જાય તોએ તેમના કીર્તિ કોટમાંથી એક ઈંટ ચસકાવી શકે તેમ ન હતા.

ગોપાળદાસ તો નાના હતા ત્યારથી જ કાટ હતા. ઘરમાં બૈરાં રોજ લઢલઢ કરે એટલે તેમની અને તેમના મોટા ભાઈ વચ્ચે જુવારું કરવું એમ નક્કી કર્યું. પૈસા અને જમીનની તો વ્હેંચણી બે માણસ વચ્ચે રાખીને કરાવી. પણ બે વચ્ચે વાંધો પડ્યો વાસણની વ્હેંચણીમાં. કાનેથી ભાંગેલી એક તાસ અને કાંસાની એક થાળી વધ્યાં હતાં. એક કહે તું આ લે ને બીજો કહે તું એ લે. તેમાં દેરાણી જેઠાણી પણ વચ્ચે તેમનો મત પ્રદર્શિત કરવા લાગ્યાં. અને બોલવા બોલવામાંથી તણખા ઝરવા લાગ્યા અને છેવટે મોટો ભડકો થયો. જ્યારે ઝગડો જાણી પાડોશીઓ દોડી આવ્યા ત્યારે મોટાભાઈના હાથમાં કાંસાની થાળી હતી અને નાનાભાઈના હાથમાં તાસ હતી. અને બંનેનાં કપડાં લોહીથી ખરડાયેલાં હતાં.

જુવારા પછીના બીજા જ વર્ષે પ્રભુને કંઈ એવો જ મેળ કરવો હશે તે પહેલાં મોટાભાઇ ગયા અને દશ દિવસ પછી બેજીવાં ભાભી પણ મરી ગયાં. ગોપાળદાસ દિલના કાઠા હતા છતાં જુવાનજોધ ભાઇને જતાં હૈયાફાટ રડ્યા. મરનાર જુવાન હતો એટલે બારમું તો કરવાનું ન હતું. તોએ તેમણે ચોરાશી કરીને બ્રાહ્મણો જમાડ્યા અને એ રીતે મરણ પાછળ જે કંઇ પુન્ય થઇ શકે તે સર્વ કર્યું. ભાઇ ને ભાભી નખોદિયું મૂકીને મરી ગયાં હતાં અને ભાઈની બધી જ મિલકત ગોપાળદાસને મળી. અને ગોપાળદાસે ધીરધાર કરીને નાની ઉંમરથી જ પૈસાનો વધારો કરવાનું શરૂ કરી દીધું. પૈસો માણસને જેટલો મોભો અને તોર આપી શકે તેટલો તો ગોપાળદાસને મળી જ

ગયો હતો. અને વહેવારમાં તેમના તામસી સ્વભાવે તેમને રુઆબ પણ આપી દીધો હતો.

ગોપાળદાસે તેમના ભૂતકાળ તરફ સહેજ દૃષ્ટિ નાંખી દીધી. તેમને બધા જ કાર્યોમાં વિજય દેખાયો. 'તો પછી આ રમણનાં લગન કરવાં તેમાં શું મોટી ધાડ મારવી હતી ?' મનમાં તે બબડ્યા અને કોઈ વસ્તુને બહુ જ બારીકાઈથી અવલોકતા હોય તેમ ઝીણી આંખ કરી હોકો તાણે જતાં તે ક્યાંય સુધી પડ્યા રહ્યા. એમને એમ તેમની આંખો પણ બિડાઈ ગઈ. અને શાન્તા, 'બાપા, ઓ બાપા' કહેતી હાથ તાણવા લાગી ત્યારે એ બિડાયેલાં લોચન ઉઘડ્યાં.

'કોણ ? શાન્તી. શું છે ?' હાંફળા ફાંફળા, જાડા અવાજે તે બોલ્યા.

'મારી બા બોલાવે છે. ઘેર ચાલો ને !'

'શું કામ છે તે ! બે ઘડી ઊંઘવાએ ન દે.' આંખો ચોળતા તે બોલ્યા. કાચી ઊંઘથી તેમની આંખો અસ્તાચળમાં છૂપાતા સૂર્ય જેવી લાલ દેખાતી હતી.

'કોઈક આવ્યું છે. જલદી આવજો હોં.' કહી શાન્તા બહાર દોડી ગઈ.

માથે ફાળિયું બાંધી ગોપાળદાસ હાથમાં હોકો લઈ દુકાનને સાંકળ ચડાવીને ઘરભણી વળ્યા.



# ૨૪

# ઘરખૂણે મસલત

ઘરમાં પેઠા ને તુરત જ રમણની મા બોલ્યાં:

'આ ચંચળની બા આયાં છે.'

ગોપાળદાસની નજર કાળો સાલ્લો પહેરેલી એક આધેડવયની બાઈ પર પડી. માથેથી સાલ્લો સહેજ નીચો રાખી તે બેસી રહી હતી.

'ભલે...ભલે આપણે ત્યાં ક્યાંથી ભૂલાં પડચાં.'

'એ તો પેલાં ઘરેમાં કાંણે આયાં 'તાં તે આંય જરા ભેગાં થવા આયાં છે.'

'મને થયું આટલા સુધી આઈ છું તાણ લાયને ભેગી થતી જાઉં' ચંચળની બા બોલ્યાં.

'છગનદા તો ખબરદાર છે ને?' ગોપાળદાસે હોકાની ચલમ ઠલવતાં ઠલવતાં પૂછ્યું.

'હા...બધાંએ મઝામાં છે.'

કાણનું તો જો કે બ્હાનું જ હતું. ખરી વાત તો એ હતી કે ચંચળની બાને ગોપાળદાસનું ઘર જોવું હતું અને ઠરી ગયેલી વાતને જરા સતેજ કરવી હતી. રમણની બા સાથે વાત વાતમાં તેમણે એમનું મન તો જાણી લીધું હતું. તેમણે તો ચોખ્ખે ચોખ્ખું પૂછેલું એ ખરું.

'કેમ પછી ગોપાળદા દેખાયા નહિ? કાંઈ સંદેશોએ ના કહેવડાયો.'

'હવે એ તો નક્કી જેવું જ છે ને. એ આયા તાણેયે કે'તા હતા કે કન્યા તો ઘરનો ઉંબરો શોભાવે એવી છે. પણ અમારેએ ક્યાં ઓછી જળોજથા છે તે!'

'કેમ શું છે તે?'

'બીજું તો શું હોય પણ પેલો છોકરો કાગળ લખાવે છે કે મને પૂછ્યા વના બીજે ક્યાંય જોગ કરશો નહિ. એના બાપ તો ક્યાંય માંને એવા નથી પણ મારા મનને પાછું એમ રે'છે કે પાછું ક્યાંક ઉલમાંથી ચૂલમાં ...'

'ના...ના એ તમે શું બોલ્યાં. મારી ચંચળમાં તમારે કાંઈ કેવાપણું નાં હોય. અને તમે રમણલાલની વાત કરો છો ને?'

'હોવ.'

'પણ એમને તો મારી ચંચળને જોઈ છે. એના બાપની દવા કરાવા અમે મા દીકરી અમદાવાદ સાથે ગયાં'તાં. તે રમણલાલ તો રોજ સવારે ત્યાં આવતા.'

'એમ...' જરા આશ્ચર્યથી બોલી રમણની બાએ છીંકણીનો સડાકો માર્યો.

'તાણ. તમે જાણતાં નથી? એ બેજણાંને તો જબરી માયા થઈ જઈ છે. કાંઈ વાતો કરે, કાંઈ વાતો કરે...અને છોકરાંનું મન કાંય વરતાયા વના રે'છે. મારી ચંચી તો મરીને કટકા થઈ જાય પણ એ મોંઢેથી ઉંહ કે ચૂંહ કરે એવી નથી. પણ આપણાથી ક્યાંય અજાણ્યું રે'છે. શું કીધું, રમણલાલ એમાં ના નહિ પાડે.'

'મન તે કાંઇ વરતાયા વના રે'છે. એવું હોય તો વાત નક્કી કરી દઇએ.'

'હુંએ એ જ કહું છું ને. નક્કી થઈ જાય તો ભઈશાબ અમને નિરાંત રહે. નહિ તો પછી ક્યાંક સારું કે ખોટુંએ જોતા

તો રહીએને ? ઘરમાં છોડી પૈણાવા લાયક થઇ એટલે મનમાં ઉચાટ તો રે'ને.'

'રહે રહે. છોકરો કુંવારો હોય એનો વાંધો નહિ, પણ છોડીના માબાપનો જીવ તો ભા તાળવે જ ચોંટે છે.'

'એટલે જ કે'વું પડે છે. ને એના બાપના મનમાં પણ એમ કે આ જો નક્કી થઇ જાય તો પછી ગંગા ન્હાયા.'

'તમે તમારે મનમાં ચિંતા કરશો નહિ, એતો નક્કી જ માનજો. લાવોને એના બાપને જ બોલાવું. એ એ ભેગા થાય.' અને શાન્તિને મોકલી તેમણે ગોપાળદાસને બોલાવ્યા.

ગોપાળદાસ સાથે તો ખાસ આ બાબતની વાતો ન થઇ છતાં ચંચળની મા ઈસારત તો કર્યા વિના ન રહ્યાં;

'તાણ ગોપાળદા, સારા સમાચાર મોકલતા રે'જો ને હેત ભાવમાં વધારો કરજો.'

'મારે એકવાર આવવું તો છે પણ જોગ નથી આવતો. છગનદાને, ખૂબ ખૂબ રામ રામ કે'જો.'

થોડીવાર બેસી આડીઅવળી વાતો કરી ચંચળની બા ઊભાં થયાં. 'લ્યો તાણ આવજો, હુંશે રે'જો. ભઇશાબ બોલ્યું ચાલ્યું માફ કરજો.'

'એ શું બોલ્યાં. લ્યો આવજો હોં. સૌને ઘણાં ઘણાં માનથી બોલાવજો' કહી રમણની બાએ વિદાય આપી. ઘર બહાર જઇ કહી પણ દીધું;

'એ તો નકકી જ માનજો. એ નહિ માને તો પાછી હું છું ને...આ તમારી વાત તે સોનાની.'

ઘરમાં આવી વૃદ્ધ પતિ પત્ની વાતે ચડવાં.

'આ ચંચળની બાતો બહુ ભલું માણસ લાગે છે. કેવું રૂપાળુ સુંવાળપણુ. એમણે નવી વાત કીધી તે જાણી?'

'શું?'

'તે એ કે ચંચી અને આપણો રમણિયો તો ત્યાં અમદાવાદ ભેગાં થયેલાં.'

'એમ...'

'હા, હા, આ અમદાવાદ દવા કરાવવા ગયાં હતાં તે ચંચીએ સાથે હતી. કે'છે તે રમણનુંએ મન તો ગોઠ્યું છે. તો શું કરવા ના પાડો છો?'

'એ તો બધુંએ રાગે રાગે થશે. કન્યા છે તો રૂપાળી.'

'કહીએ એટલે કે'શે તું ચાંપલાશ કરે છે. આ તો એક પર બીજી કરવાની છે. આમાં તો પંચ ગોળ બહાર મૂકશે. બીજો કયો હિંમત કરવાવાળો છે. માટે......'

'એ તો હું બધાંને પહોંચું એવો છું.'

'પણ આતો.........'

'બસ બસ, રાંડ જે વાત પકડશે તે મૂકશે જ નહિ. અમે અમારા વેતમાં હોઈશું. કેમ એમનેમ વાત ખેંચે જતા હશું?'

'કોઈ દા'ડો રદાની વાત કરી છે તે ખબર પડે. ઘરમાં તો આટલીએ વાત નાં કરે.'

'તને વાતે શું કરે તે? રાંડ જ્યાં હોય ત્યાં ભસ ભસ કરે.'

'કયે દા'ડે તમારી વાત બહાર કીધી તે? તમારે નાં કહેવું હોય તો કાંઈ નહિ. પણ આંમ ખોટું કહેશો નહિ.'

'બોલીશ નહિ હવે. મારું માથું ફોલી નાંખ્યું.' માથે હાથ ફેરવી, મોં પર કંટાળો લાવી ગોપાળદાસ બોલ્યા.

'હું તો એ કે'તી હતી કે વેવાઈ ખિજાઈને ગયા છે. એટલે પંચમાં ધમાલ તો કરાવશે. માટે છાનામાંના આ નક્કી કરી દ્યો ને.'

'પાછી એની એ વાત. શું વહી જાય છે તે? હજુ છોકરો તો ઘેર આવ્યો નથી ને. પછી થઈ પડશે. નકાંમી શું કરવા માથું ચઢાવતી હોઈશ.'

'બધું આખું ગયું પણ મારું બોલેલું નથી ગમ્યું તો આજે તો ક્યાંથી ગમે? હું એ ગાંડી છું તે જખ મારવા બોલી.' કહી રમણની મા છીંકણી તાણતાં તાણતાં રીંજની માફક નાકના સીત્કાર બોલાવવા માંડયાં.

ગોપાળદાસ ઊઠીને ચૂલા આગળ જઈ હોકો ભરવા લાગ્યા. બહાર રમણની મા બબડે જતાં હતાં;

'એ તો હું જાણું ને? તમને મારી વાત તો શાની ગમે? પણ પેલા છોકરાનો કાંઈ વિચાર કરો છો? પછી કોઈ દેનાર નહિ મળે ત્યારે શું મોં રે'શે? માટે કહું છું કે કોઈ દા'ડો આવેલી વાતને નાં જવા દેવી. આ તો કહીએ એટલે કહે છે માથું કોલી ખાય છે. તમને તો મારે શું કહેવું?'

'રાંડ બકબક કર્યા વના બેસી રહે નહિ તો હમણાં ખબર પાડી દઈશ. એક વાર તો કહ્યું કે તારે એ વાત ન ઉપાડવી.' અંદરથી ગોપાળદાસ ઘૂરકતા હતા.

'પછી લાવજો ઘરમાં વહુ. તમારા બોલે બધે ભરી મૂકી હશે ને? આતો કહીએ છીએ કે આવેલી વાત વધાવી લ્યો. એટલે મહીં બેઠા બેઠા ઘુકારિયાં કરે છે.'

'મુઈ રાંડ જીવ ખાઈ ગઈ. બે ઘડી નિરાંતે બેસવાએ ન

દે.' કહી હોકો લઈને ઘર બહાર નીકળ્યા. અને રમણની માએ રીસમાં ને રીસમાં ત્રણ ચાર વાર છીંકણીના સડાકા મારી દીધા.

ગોપાળદાસના મનમાં એમ હતું કે કોઈને ખબર પણ ન પડે ને વાત થાળે પડી જાય તો ઠીક. લગ્ન થઈ ગયા પછી જેને જે કરવું હોય તે કરે. પણ પહેલાં ઉશ્કેરાટ ને વિરોધ થાય તેમાં ઠીક નહિ. રમણે કન્યા જોઇ હોય તો તો સારું. કરવું તો આ જ છે. પણ વખત આવે વાત ઉપાડવી. અત્યારથી વાત કરીએ તો ખોડીદાસ પણ પાછા હોહો કરી મૂકે.



૨૫

# અસ્વસ્થ ચિત્ત

થોડીક ગડમથલ કરી, નિરાંતે હોકો પી તેમણે ઇસ્કોતરો ઉઘાડયો અને અંદરથી કાગળ અને શાહીનો ખડીઓ કાઢી રમણને પત્ર લખવા બેઠા. પત્રનો મધ્યવર્તી વિચાર તો એ હતો કે 'ભણવામાં ધ્યાન આપજે. અને વિચાર કરીને ખર્ચ કરજે. અહીં કંઈ રૂપિયાનાં ઝાડ નથી કે બાપા ખંખેરીને મોકલે. તારી બા તને ખૂબખૂબ સંભારે છે. આ વખતે તો પાસ થવાનું જ છે. જો નપાસ થયો તો પછી તારી ભૂડી વલે છે. માટે બરાબર ભણજે.'

ગોપાળદાસ કાગળ લખી રહ્યા ત્યાં પેલો વીરચંદ નસ્કોરાં ફૂલાવતો, બાંયો ચઢાવતો દુકાનમાં આવ્યો. ગોપાળદાસ એનો વિફરેલો શીનો જોઈ જરા ડરી પણ ગયા.

'કેમ લ્યા, આમ ધૂવાંપૂવાં થતો આયો છ?' જરા સ્વસ્થ થઈ, તકીઆ પર બરાબર ગોઠવાઈને ગોપાળદાસ બોલ્યા.

'કાકા, મેં તો તડાકને ફડાક સંભળાઈ દીધું.'

'એણે શું કહ્યું તે?'

'એની દાંનત સફા હોય ત્યારે સીધો જવાબ આલે ને? એ તો કે' છે તને કોઈએ ચડાયો છે.'

'મને ખબર જ હતી કે એ એમ જ કહેશે. પછી તેં શું કીધું?'

'મેં તો રોકડું પરખાવી દીધું કે મને તો કોઈએ ચઢાયો નથી. મારે તો પાંચ દા'ડામાં પૈસા જોઈએ. નહિ તો પછી જોયા જેવી થશે.'

'એ ઠીક કીધું.' હોકાનો ધુમાડો કાઢતાં કાઢતાં ગોપાળદાસ બોલ્યા.

'એ તો કે કે તારે હાલને હાલ પૈસાની શું જરૂર છે? મેં તો કીધું તમારે પાડા પાડીની શું જરૂર. કામ હશે ત્યારે તો માગવા આયા હોઈશું ને? કેમ આટલા દા'ડા બોલ્યા ન હતા? પછી તો ખૂબ રકઝક થઈ.'

'બીજા કોઈ વચમાં ચાંપલાશ કરતા 'તા કે?'

'ખાસ તો કોઈ બોલ્યું ન હતું પણ એક બે જણા ડહાપણ કરતા 'તા. પેલો જોઈતો કીધા કરતો 'તો કે જરૂર કોઈએ ચઢાયો છે. આંય તો નાં રેવરાંણું ને કહી દીધું કે મારે બૈરું કરવું છે. લાવો, હવે તો પૈસા આપશો ને?'

ગોપાળદાસ હોકો પીતાં પીતાં ડોકી ધુણાવીને વાતમાં હુંકારો ધરે જતા હતા.

'પહેલાં તો મારા કાકાનું મોઢું આવડું થઈ ગયું. પણ જોઈતલો બોલ્યો કે તાણ તો તને કોઈ ચઢાવનાર જરૂર મળ્યો છે. અલ્યા તું શું કરવા નાહકનો ઘરમાં કજિયા ઘાલે છે. દાઝે બળતા તો ઘણાએ ઘર ભગાવનારા મળશે. અને કોઈના ચઢાયા નાં ચઢિયે.'

'મારું નામ દે'તો હતો?' એકદમ બેઠા થઈ ગોપાળદાસ બોલ્યા.

'ઉતાવળે તો કોઈ બોલ્યું નહિ પણ મારા કાકાના કાનમાં જોઈતલો કાંક બોલ્યો હતો અને મારા કાકાએ પણ કીધું કે હા હા એ તો મને ક્યારનીએ ખબર પડી જઈ હતી. એના વિના

આવાને પૈણાવનારા બીજા ક્યાંથી મળે? આગ્યે ગાંડું છે ને? જઈને એમ કેમ પૂછતો નથી કે આટલા દા'ડા કેમ ઊંઘી ગયા હતા? કેમ આટલા દા'ડા ન'તો આવતો ને આજે ઉમળકા આઈ જ્યો છે?'

ગોપાળદાસ ફાડી આંખે સાંભળી રહ્યા હતા.

'મેં તો કીધું કે હું તો એટલું જાણું કે મારે તો પૈસા જોઈએ છે. આટલા દા'ડાથી તાણ તમારી ક્યાં ફૂટી જઈતી? કેટલાએ વરસના પૈસા પચાવીને પડયા છો ને માંણ કોઈનું ઘર મંડાતું હોય તો આડા આવો છો. ખરું પૂછાવો તો તમે જ મને આંમને આંમ કોરેધાકોર રાખ્યો છે. અને કોઈ આગળ આઈને કામ કરતું હોય તો તમારાથી ખમાતું નથી. મારા કાકા તો કાળા મેંશ થઈ ગયા. પણ જોઇતાએ કીધું કે જા પહેલાં કન્યા તૈયાર કરી આવ. પછી જો તે નહિ આપે તો હું રૂપિયા ગણી આપીશ. એ મૂર્ખા ક્યાં સુધી તું આવો ને આવો રહીશ. ભેંસ ભાગોળે, છાશ છાગોળેને ઘેર ધમાધમ કરે એવું તું શું કરવા માંડ્યો છે.'

'પછી તેં શું કીધું?'

'મેં તો આવડી આવડી રેવડી. આંય બીજાઈએ તાણ કોઇના નહિ. એ જોઈતલાનેએ ખૂન ની મા સાંમી સંભળાઈ દીધી અને તે નીચું ઘાલીને ચાલતું થ્યું: મેં તો કહી દીધું કે તમારે જે કરવું હોય તે કરજો પણ મારે તો અબઘડી પૈસા જોઈએ. મારું બેટું આ જોયું? પૈસા આલ્યા છે એનો તો ગણ માનવાનો નહિ ને પાછા કેટલી તુમાખી કરે છે. ગાળો સાંભળી મારા કાકા ખીજાયા ને બોલ્યા; હેંડ હેંડ એંઠ બે દાણા તો મળે નહિ, ને પૈસા લેવા આવ્યો છે. છાનું માનું પૂછી આવ કે કન્યા ચાર પગાળી છે કે બે પગાળી? તારા આવા જ લખણે તને કોઇ પૈણાવનાર મળશે તો?'

આ સાંભળીને તો મારો પીતો ગયો. આંય ક્યાં કોઈના બાપની સાડાબારી છે તે દબાયેલા રહીએ. મેં તો જતાં કે

કુઆકાકાની ઓચી જ પકડી.' કેમ પૈસા મૂકી દેવા છે કે નહિ? ઉપરથી
દબાવવા આવો છો કેમ? મેં તો એક બે અડબોથ લગાવીએ
દીધી. એ તો બેચાર વચ્ચે પડયા ને છોડાયો. પૈસા ના આલે
તો જીવતો મારી નાખું. ગો ડોસલું શું સમજે છે એના મનમાં?'

વીરચંદનું શરીર ક્રોધમાં ધ્રૂજતું હતું. એની આંખમાંથી
દઝાડે તેવી જ્વાળાઓ નીકળતી હતી. એના હાથ પરનાં રુવે રુવાં
ઊભાં થઇ ગયાં હતાં.

'તે તું અહીં શું કરવા આવ્યો. તું એ ભોટ જ છે ને!
તને આંય જુએ એટલે એને શક નાં હોય તોએ સો ટકા નક્કી
થઈ જાયને કે આ ચઢાવે છે. જા રાતે ખાધા પછી આવજે.'
સમય વર્તીને ગોપાળદાસ બોલ્યા.

'કાકા મારે એક પૂછવાનું છે કે બૈરાનું નક્કી છે કે પછી
તમે એ અધર અધર વાતો કરો છો?'

'તું તારે અત્યારે જા. સાંજે આવજે. બધી વાતો નિરાંતે
કરીશું. નકામું કોઇ જોઇ જાય તો બધીએ બાજી બગડી જાય.
સમજ્યો ને? જા ભાઇ...' વીરચંદના ખભે હાથ ફેરવીને ગોપાળદાસ
બોલ્યા. અને વીરચંદ પણ ધીરે રહી દુકાન બહાર નીકળી ગયો.

ગોપાળદાસ પણ તેમને કોઇ મળવા આવે તે પહેલાં દુકાન
બંધ કરીને કુવાવાળા ખેતર તરફ ઉપડી ગયા. તેમના મગજમાં
આ વાતનો રસ્તો કેમ કાઢવો એના જ વિચારો ગોળાતા હતા.

ગોપાળદાસના મનમાં એક શંકા તો પેસી ગઇ હતી કે, 'એ
લોકોને ખબર પડી ગઈ હશે કે હું એને ચઢાવું છું.' એટલે
તેમનું સમસ્ત ચિતતંત્ર આ શંકા દૂર થાય અને સામા માણસ
તરફ ફેંકેલું તીર અફળ ન જાય તે વિચારમાં પ્રવૃત્ત થયું હતું.

પાસે હતો તેટલો બધો રંગ છાંટીને સૂર્ય નારાયણ પોતાને
ઘેર જતા હતા. આછી આછી વાદળીઓ સિવાય આકાશ સ્વચ્છ

હતું. કુવા પાસે મઝાની ઘટાદાર પીંપળ હતી. તેનાં લીલાંછમ પાંદડાં સંધ્યાના રંગમાં જુદી જ ભાત પાડતાં હતાં. કોસનો અવાજ 'કીચુડ કીચુડ' આવતો હતો. એ અવાજના તાલમાં ને તાલમાં કોસ હાંકનાર રામૈયો ગાતો હતો.

મારી મુઝડી જોડો માંથે નીર ભરે......લ છે.
વાટે લળી લળીને હેંડો મારા ડાબીઆળ બ......ળદ રે.
તારી જવાનીનું જોબન જાય......છે મારી જોડો.
હુંશીલા મારા બળદ તારે અણ તોલ્યાં નીર ખેંચવાં પડશે...
મારા બળદ આ વાટયોની જનાર તારાં નીર જોઈ જશે......

તે અવાજ સંગીતમય ન તો હતો છતાં કોસ હાંકતાં હાંકતાં જે ગાતો હતો તેનો અવાજ મીઠો તો હતો જ. અને દૂર દૂર વિલાઈ જતો સ્વર ચોમેર એક પ્રકારનું નવું જ વાતાવરણ જગાવતો હતો. કોસમાંથી રેલાતું ખળખળ કરતું પાણી ત્વરિત ગતિથી સાગરને મળવા દોડી જતી સરિતાની માફક નીક દ્વારા ક્યારા તરફ વહેતું હતું. મોહન પાણત કરતો હતો. આકાશ ઘુંમટ નીચેનું દશ્ય સુંદર હતું. કોઇ કલાકારને માટે તો એ કલાનો સુંદર વિષય હતો. પણ ગોપાળદાસનું ધ્યાન તેમાં ન હતું. ખરું કહીએ તો તે આવાં દશ્યો જોવા ટેવાયેલા ન હતા. નહિ તો આથીએ અનુપમ અને સુંદર સંધ્યાઓ ને ઉષાઓ કેટલીએ ખીલી ગયેલી. કેટલાએ રંગો રોજ છંટાઈ ગયેલા. તેમનેએ અનેક રંગની પીચકારીઓથી રંગી દીધેલા છતાં એ સર્વ સૌન્દર્ય નીતરતાં દશ્યો તરફ તે ઉપેક્ષા કરતા.

જે ખેતરમાં પાણી પવાતું હતું તેમાં ઢોરોને ખાવા કમળ-પરું વાવ્યું હતું. હમણાં હમણાં મેઘરાજા રુઠયા હતા. જોઇએ તેટલા પ્રમાણમાં વરસાદ પડતો નહિ. એટલે ઢોરોને ઘાસની પણ તંગી રહેતી. તેથી ઉનાળાના દિવસો આવતાં સીમમાં કેટલાએ કોસ જોડાઈ જતા. અને લીલાંછમ, આંખને ગમી જાય તેવાં કમલપરાનાં

ખેતરો નાચી ઊઠતાં. પવનની લહરીમાં એ ખેતરો કોઇ લીલા પાણીના સરોવરની માફક છલકાઇ જતાં હોય તેવાં લાગતાં.

ગોપાળદાસ જાતે ખેતી કરતા નહિ. તેમણે એક સાથી[1] તો કાયમનો રાખ્યો હતો. અને મોહન જ્યારે દુકાનના કામમાંથી નવરો પડતો ત્યારે તેને પણ ખેતરમાં મોકલતા. એ ઉપરાંત બીજી જમીન તેઓ ભાગવી કે ઉધડથી વવરાવતા. કુવામાં પાણી તો મીઠું અને બે કોસનું હતું. કુવા ઉપર બારેક વીઘા જમીન એક સામટી હતી એટલે ગોપાળદાસને કુવેતર કરવામાં ઠીક પડતું. અને શિયાળામાં તે રીંગણ, મૂળા, ગાજર વગેરે વાવતા. દાડમડી અને જામફળીના છોડને ઉછેરવા તેમણે ઘણા પ્રયોગો કરેલા પણ આ જમીન કે પછી આ પાણી ગમે તે પ્રતિકૂળ નીવડતાં એમાં એમને સફળતા મળેલી નહિ. કુવાની નજદિક જ તેમણે પપૈયા ને લીંબુડીઓ વાવી હતી. પપૈયા તો સારા ઉતરતા હતા. લીંબુડીઓ હજુ નાની હતી. પણ તેમને ખરું વળતર તો શાકના વેચાણમાંથી મળતું હતું. શિયાળામાં જ તે એક હજાર ચોકખા પાડતા. એમનો વિચાર તો મોટી વાડી બનાવવાનો હતો પણ હજુ સુધી કંઇ થઇ શકયું ન હતું. પોતે તો ખેતરમાં ભાગ્યે જ આવતા હતા. મોટા ભાગે સાથી અને અને દાડિયાંથી કામ થતું. એટલે ઘણી વાર કામમાં ચોકસાઇ આવતી નહિ. છતાં તેમની હાકથી મજૂરિયાં ફડફડી મરતાં એટલે બની શકે તેટલી તો ચીવટ દઇને જ કામ કરતાં. એકંદરે ગોપાળદાસની ખેતી સારી હતી.

ગોપાળદાસ મોહન પાણત કરતો હતો ત્યાં આવ્યા. મોહને કહ્યું.

‘ આવો કાકા. ’

૧ ખેતીના કામમાં રોકેલો નોકર.

'શું આવો કાકા! ત્યારના કરો છો શું? આખા દા'ડાનું આટલું જ પાયું?'

'કેમ સવા વીઘો તો લીંબુડીઓ પાઈ. અને પાએક વીઘો આ કમલપરું......'

'પણ એટલું જ કેમ? આખો દા'ડો શું કર્યું?' ગોપાળદાસ ઉશ્કેરાઈને બોલતા હતા.

'કાકા ધરતી તરસી ખરીને! લીંબુડીમાં તો કેટલા બધા કોસ ગયા.'

'સારું સારું! છોકરાં ફોસલાવતો હોઈશ. સાલો ગધેડો...' કહી મોહનને ગાળો દેતા દેતા કુવા તરફ વળ્યા.

મોહન બરાબર જાણતો હતો કે જ્યારે ગોપાળદાસનો મિજાજ ઠેકાણે હોતો નથી ત્યારે પોતે શું બોલે છે તેનુંએ તેમને ભાન રહેતું નથી. અને જેમ ફાવે તેમ બકે જાય છે.

પેલા દિવસે છૂટી ચલમ મારી હતી તે દિવસ પછી તો જ્યારે જ્યારે ગોપાળદાસ ખિજાયેલા હોય ત્યારે તે સામો જવાબ પણ આપતો નહિ. અને બે વર્ષની નોકરી પછી મોહન શેઠને રીઝવવાની કળા શીખી ગયો હતો.

કોસ હાંકનાર સાથીને પણ તેમણે ખૂબ ધમકાવ્યો. પેલો બિચારો તો ડઘાઈ જ ગયો કે 'કાકા' કેમ આજે આમ બોલે છે? સાથી જાતે ઠાકરડો હતો. કેટલાંયે વર્ષથી ગોપાળદાસને ત્યાં સાથીપણું કરતો હતો. અને ખરું કહીએ તો ખેતીની કમાણીનો યશ તો તેને ફાળે જતો હતો. કાળી મજૂરી કરવામાં તે પાછો પડ્યો ન હતો. પોતાનું જ હોય એમ માનીને તે કામ કરે જતો હતો. છતાં તેનો વાર્ષિક પગારમાત્ર સાઠ રૂપિયા હતા. સાઠ રૂપિયામાં છસોનું કામ કરતો હતો છતાં ગોપાળદાસ તો, 'સાલા બોચાની જાતતો! કહ્યા વગર તો

કામ જ ન કરે. સાલો ખાઈ ખાઇને હરામ હાડકાંનો થઇ ગયો છે. આટલું બધું કામ પડયું છે છતાં નજરમાં આવતું નથી.' કહ્યા કરતા. અને રોજ રોજ મારવાથી ઢોર જેમ મારખાયું થઇ જાય છે તેમ આ સાથી પણ ગોપાળદાસના શબ્દોથી ટેવાઇ ગયો હતો. પણ આજે તો તેમની બોલવાની રીત જ જુદી હતી. એ તો સારું હતું કે તેણે કંઇ જવાબ આપ્યો નહિ, નહિ તો ગોપાળદાસ કદાચ માર્યા વિના ન મૂકત.

ગોપાળદાસ પીંપળ નીચે વસવાતીના સૂવાના ખાટલામાં બેઠા. શૂન્યમસ્તક બેસી રહ્યા હતા. ત્યાં તેમની નજર પીંપળના થડમાં દોડમ દોડ કરતી ચાર પાંચ ખિસકોલીઓ પર પડી. સાથીને ખાતાં વધેલા રોટલાના નાના કટકા માટે આ ખિસકોલીઓ ખેંચમતાણ કરતી હતી. સૌથી મોટી ખીસકોલી બીજા તરફ ઘૂંકારિયાં કરતી હતી અને કોઇને રોટલાના કકડાને અડકવા પણ દેતી ન હતી. કોઇ છાને છૂપે કટકી મોંમાં લે તો તેનાપર તૂટી પડે અને પોતે બધા પર સત્તા ચલાવતી હોય તેમ રોટલા પર બે પગ મૂકી જરા ઊંચી ડોક કરી પોતાનો રુઆબ બતાવતી હતી. થોડીવાર તો બીજી ખિસકોલીઓ તેનાથી ડરીને દૂર દૂર આંટા મારવા લાગી. રોટલાને સાચવવાની ચિંતામાં આ ખિસકોલી પણ તેને ચાખીએ શકતી ન હતી. તેના મોં પર ફકત 'આ પોતાનું છે' એ ભાવ તરી રહ્યો હતો.

થોડીવાર બીજી ખિસકોલીઓએ એ ટુકડાને લેવા મિથ્યા પ્રયત્નો કર્યા. પછી બધાં જાણે એક બખોલમાં મળ્યાં. સર્વે કંઇક મસલત કરી. અને એક મત થઇ સમૂહ સામનો કરતાં હોય તેમ પેલા રોટલાના ટુકડા પર તૂટી પડયાં. પેલી અત્યાર સુધી બધાને ઘુંકરાવતી, બધાને ડરાવતી હતી તે ખિસકોલી આ આક્રમણનો સામનો કરવા લાગી પણ આ સમૂહ આગળ તેના પગ ઢીલા પડતા હતા. થોડી વારમાં તો એક ખિસકોલી ટુકડો લઇને ઝાડ પર ચઢી ગઇ અને બીજી પેલી અત્યાર સુધી અડા નહોતી દેતી તેને બચકાં ભરવામાં, તેને

ગુંગળાવામાં રોકાઈ. કોઈ પગ ખેંચતું હતું તો કોઈ પૂછડું ખેંચતું હતું. કોઈ જ્યાં ત્યાં બચકાં ભરતું હતું. એને ઘવાયેલી, સાવ હતાશ દશામાં મૂકી બધીએ ખિસકોલીઓ રોટલાની મ્હેક મ્હેક ઝાડ ઉપર ચઢી ગઈ.

તરફડિયાં મારતી, ઘવાયેલા શરીરને ધૂળમાં રગદોળતી પેલી ખિસકોલીને જોતા ગોપાળદાસ અનિમેષ નજરે જોઈ રહ્યા. 'જો-હુકમી કરનારની એક દિવસે તો આજ દશા થાય છે.' હૃદયના તળીએથી એકદમ વિચાર ફૂટયો; 'મારી પણ ગામલોકો એક દિવસે આ જ દશા કરશે? હું અભિમાની છું? હું જોહુકમી છું? બીજાને હેરાન કરું છું? અને...મને...શું બધા એકઠા મળી પછાડશે! મને મારશે? હું કોણ? ખબર છે? હું ગોપાળદાસ. મારી સામે નજર પણ કરવાની કોની તાકાત છે? ઘડીના છઠ્ઠા ભાગમાં હતો ન હતો કરી નાખું! શું સમજે છે એના મનની અંદર? મારી લાગવગ કેટલી? બધા અમલદારો મને ચાપાણી માટે બોલાવે. ગામના મુખીને તો વળી કોણ ઓળખે છે? મને જ બધા પૂછતા આવે છે. ફોજદાર સાહેબ પણ મને મિત્ર જેવો ગણે છે. મારે કોનો ભય છે? મારી પાસે પૈસા છે. ભણેલો પુત્ર છે. વાડી છે. પછી શું બાકી રહે છે. અને મારા જેવા સામે આંખો કાઢે? ગામ લોક બધાએ મળીને આવે તોએ તેમનાથી મારો વાળ પણ વાંકો થાય તેમ નથી. હું પણ જોઈ લઈશ. પેલો જોઈતલો અને પેલો કુબેરો મારો વિરોધ કરે છે એમને? મને હલકો પાડવા મથે છે? જોઈ લો બચ્ચા! આ સિંહના પંજામાં હજુ સપડાયા નથી ત્યાં સુધી સારું છે. હવે ખબર પડશે. બેટમજી તમને તો આમ મસળી નાંખીશ.'

દાંત કચ કચાવીને માટીનું ઢેફું તેમણે મસળી નાંખ્યું ને ધૂળની ધાર કરવા લાગ્યા. અંધકારના ઓળા ચારે દિશામાં ઉતરતા હતા. કોસ છોડવાનો વખત થયો હતો છતાં ગોપાળદાસનો તેજ મિજાજ અને તેમની હાજરી જોઈ સાથી મનમાં મૂઝાતો હતો. આ

આછા અંધકારમાં ગોપાળદાસનું મોં તો સ્પષ્ટ દેખાતું ન હતું પણ ચમકતી બે આંખો છૂપી રહેતી ન હતી. વૃદ્ધ થવા આવ્યા હતા છતાં તેમની આંખમાં ભડકા જ દેખાતા.

તેમની તરંગમાલા તો રેંટની માફક ફર્યા જ કરત પણ દૂર ખેતરમાંથી કોઈ ખેડૂતના ભજને તેમનું ધ્યાન ખેંચ્યું;

'ભજીલે કિરતાર પ્રાણીયા, ભજીલે કિરતાર
આતો સપનું છે સંસાર...પ્રાણીયા'

આ ભજનને સાંભળતા ભારે હૃદયે ગોપાળદાસ ઘર ભણી ઉપડયા. જેમ ચોમેર અંધકાર છવાતો હતો તેમ તેમના હૃદયમાં પણ અંધકાર છવાતો હતો.

રમણની બાએ જરા જક્કી હતાં. જે વાત પકડે તે છોડે જ નહિ. આખો દિવસ ચૂંથ ચૂંથ કર્યા જ કરે. રાત્રે ગોપાળદાસ વાળુ કરવા બેઠા ત્યારે પાછી વાત ઉપ્રાડી.

'કાંઈ વચાર કર્યો ?'

'રાંડ ટીટીઆરો તો મૂકતી નથી. બોલ્યા વના બેસી રહે ?'

આંખો કાઢી ગોપાળદાસ બોલ્યા. આંખનો અગ્નિ જોઈ રમણની બા પણ થોડાંક ગભરાઈ ગયાં. સવારનો ટાઢો રોટલો અને દૂધ મૂકયું હતું.

ગામડામાં શ્રીમંત કે ગરીબનો ભેદ કપડાંથી કે જમવા રહેવાની રહેણી કરણીથી પાડવો મુશ્કેલ છે. શ્રીમંત કે ગરીબ બધા જ લગભગ એક સરખું જ પહેરતા હોય છે ને એક સરખું જ જમતા હોય છે. આ વસ્તુ ખાસ કરીને ખેડૂતોમાં જોવામાં આવે છે. ગામડાનો શ્રીમંત પણ સૌની માફક દૂધ ને રોટલો કે છાસ ને રોટલો ખાઈ સંતોષ અનુભવે છે. શહેરની અસર પછી જુવાનિયાઓમાં કપડાંમાં તેમ ખાવા પીવામાં હવે ભિન્નતા દેખાવા લાગી છે.

ગોપાળદાસ પણ રોજ રાતના બપોરનો ટાઢો રોટલો ને દૂધ ખાતા. કોઈક દિવસ ખીચડી થતી. આજે છાબડીમાં રોટલો પછાડીને તાડૂક્યા.

'રાંડ એને એ આગળ કરે છે. નિરાંતે કોઈ દા'ડો ધરાઈને ખાવાએ ન દીધું.'

'કેમ રોજ ખાઓ છો ને આજે શું થયું ?'

'તારું કપાળ. લે બેઠી બેઠી ખા.' કહી તેણે આખી છાબડી રમણની બાના મોં પર છૂટી ફેંકી. રોટલા ચોકમાં જ્યાં ત્યાં પડી ગયા. રમણની માને પણ નાક પર છાબડી વાગવાથી નસકોરી ફૂટી. દૂધનું તાંસળુ પણ પછાડી ગોપાળદાસ બબડતા બબડતા ઊભા થયા. 'રાંડ જીવ લેશે તાણ જપશે. ગયા ભવની વેરી આઈ છે તે...છતા ધાંને ભૂખે મારે છે. રાંડને રાંધતાં જોર આવે છે તે એને એ આગળ ધરે છે. લે બેઠી બેઠી હવે ગળચ ગળચ કર.'

ઘર બહાર નીકળ્યા પછી પણ બોલવાની ધૂનમાં ને ધૂનમાં ગોપાળદાસ બોલે જતા હતા. અને છેક દુકાનની સાંકળ ઉઘાડી ત્યારે બંધ થયા. દુકાનમાં બેસી તેમના અખંડ સંગાથી હોકાને તેમણે યાદ કર્યો અને હાથમાં લઈ પીવા લાગ્યા.

થોડી વાર પછી વીરચંદ આવ્યો. તેને ગોપાળદાસે સવારે આવજે કહી રવાના કર્યો. પેલાના મનમાં સહેજ થઈ ગયું. 'જરૂર, કંઈક કાળું છે. કન્યાનું તો નામ નિશાને નહિ હોય ને મને બનાવી જતો હશે.'

રોજ ઘેર સૂઈ જનાર ગોપાળદાસ રાત્રે દુકાનમાં જ સૂઈ રહ્યા.



२६

# કાકો ભત્રીજો

ગોપાળદાસ ધીરધાર કરતા હતા એટલું જ નહિ પણ મોસમી વેપાર પણ કરતા હતા. તેમના ગામમાં અને પરગણામાં જીરૂ સારું થતું. એટલે તેઓ એક ભાગીદાર સાથે જીરાનો વેપાર કરતા. ચારે બાજુનાં ગામડાંમાં રખડીને માલ ભરતા. આ મોસમના દિવસોમાં મોહનનું તો તેલ નીકળી જતું. કોઈકવાર જીરામાં હજારો કમાતા તો કોઈકવાર હજારો મલતા વેપારમાં હજારો ગુમાવતા પણ ખરા. હમણાં લડાઇને લીધે ભાવની તેજી રહેતી હતી. વેપારમાં પણ સારું મળતર હતું. એટલે ગોપાળદાસનાં એક બે બટન તો ખુલ્લાં જ રહેતાં.

સવારના નાહીને રોજના નિયમ પ્રમાણે મંદિરમાં જતા. તે મુઠ્ઠી ભરીને જુવાર લઈ જતા. મંદિરની આગળ બાંધેલી પરબડીમાં કબૂતરોને ખાવા નાંખતા. શ્રીરામ લક્ષ્મણ અને સીતા આગળ બેસી રોજ પાંચ વાર માળા ફેરવતા. મંદિરના પૂજારીને ‘ જયશ્રી કૃષ્ણ મહા-રાજ ’ કહી તે પ્રભુનાં દર્શન કરી વિદાય લેતા. આ ક્રમ આજ સુધી તો અબાધિત પણે ચાલ્યો છે.

મહેમાનને માટે જેમ ગોપાળદાસ ચા કે હોકાનો હિસાબ નહોતો ગણતા તેમ ધાર્મિક બાબતોમાં પણ દાન કરતાં તેમનો જીવ ખાસ કચવાતો નહિ. નાગા બાવાની જમાત આવે તોએ તેમનો

આવા રૂપિયો થઈ ચૂકયો. એકલ ડોકલ કોઈ બ્રાહ્મણ કે અતિથિ આવી ચડયો હોય તો સીધું પણ અપાવી દેતા. એમ તો પોતે પણ એક કાશી જઈને ગંગાસ્નાન કરી પવિત્ર થઈ આવ્યા હતા. અગિયારશ કરવાનું પણ ચૂકતા ન હતા. વર્ષે બે વર્ષે એકાદ વાર તો તે અંબા ભવાનીનાં પણ દર્શન કરી આવતા. આમ તેમની આશા જબરી હતી. તેમનું માનવું એમ હતું કે તેમના વેપારમાં નફો આપે છે તે અંબામાના પ્રતાપ છે. અને એથી તો ઘરમાં અંબામાની છબી આગળ અખંડ દીવો બળતો.

મંદિરમાંથી આવી તે દુકાનના ચોપડાનાં પાનાં ફેરવવા લાગ્યા. વેપારના ચોપડા અને ધીરધારના ચોપડા જુદા રહેતા. અત્યારે વેપારના ચોપડા જોઈ રહ્યા હતા. ત્યાં પેલો અધીરો વીરચંદ આવી પહોંચ્યો. પરણવાની વાત સાંભળ્યા પછી તેને ઝપ થતી નહતી. તેને નિરાંતે ઊંઘ પણ આવતી ન હતી. આવતાં જ તેણે ગોપાળદાસને પૂછ્યું.

'કાકા! પેલી બાબતનું શું કહો છો?'

'શાની વાત કરે છે?' ઊંચી ડોક કરી ઝીણી આંખો વડે જુવાનનું માપ લેતા હોય તેમ જોઈ બોલ્યા.

'મારું એમ કહેવું છે કે કન્યાનું કયાંક નક્કી હોય તો પછી આગળ વાત થાય ને...'

'એટલે તું શું કહેવા માગે છે?'

'મારું તો એમ કહેવું છે કે કયાંક મેળ બેસતો ના હોય તો પછી નાહકનો શું કરવા ઝગડો કરવો?'

'હેંડ હેંડ અહીંથી. આ મોટી પૈણવા વાળી નાં જોઈ હોય તો? તારાથી નહિ પૈણાય જા' આંખો કાઢી ભવાં ચઢાવીને તે તાડૂકયા. જેમ ઉશ્કરાયેલો સિંહ ત્રાડે છે તેમ.

'પણ કાકા...'

'મારે તારી વાત જ સાંભળવી નથી જા. સાલો વેંત જેવડો તો છે નહિ ને મને બનાવવા આવ્યો છે! પૈસા વના કયો ભા તારી વાત કરતો હશે? ક્યાંક નક્કી કરી દઇએ તે પછી પૈસા માટે તને પાછો કરગરવા આવું બરા? જો બેટમજીએ રસ્તો કાઢયો? તારે સત્તર વારની ગરજ હોય તો બે હજારની મારા આગળ ઢગલી કર ન'ક થા હેંડતું.'

'પણ હું ક્યાં ના પાડું છું તે?'

'તાણ પછી ચાળા શું કરવા કરે છે?' જરા ઠંડા પડી ગોપાળદાસ કહેવા લાગ્યા. 'આતો મારા મનને એમ કે ભઇનો છોકરો છે' ક્યાંક મેળ બેસાડી આલીએ. આમાં ક્યાં મારે તારી રાતી પાઇએ ખાવી'તી તે? પણ ભઇ પૈસા વના ક્યાંય વાત થાય એમ છે? પાસે કેરા હોય તો પગમાં જરા ભેજો રહે. સમજ્યો ને? તું તારે બે હજાર ખડા કરી દે પછી તું મને કે'વા આવજે કે કાકા બૈરી કયમ લાવતા નથી? માટે છોકરમત છોડી દે અને મારું કહ્યું કર. સમજ્યોને?'

'હા...હા...કાકા.' એકદમ ભાનમાં આવી બોલતો હોય તેમ થડકતા અવાજે વીરચંદ બોલ્યો. 'મારા કાકા પાસેથી ગમે ઇમ કહીને પૈસા તો લાયો ય. ન કેમ આલે? કેમ કાંઈ મફત આલે છે?'

'બરાબર છે. પૈસાની બાબતમાં એવી ખોટી શરમ નાં ચાલે. પૈસો કોઇક વાર વેરી થાય છે. સમજ્યો ને? એ તો ચોખવટ કરી સારી. જા તું તારે પૈસાની જોગવાઇ કરી દે.'

'ઠીક તાણ હું જાઉં છું.' કહી વીરચંદ ગોપાળદાસ સામે જોઈ ચાલ્યો ગયો. ગોપાળદાસ બેઠા બેઠા ચોપડા ઉથલાવે જતા હતા. થોડી વાર પછી તેમની દુકાન આગળ થઇ દોડી જતા

લોકોએ તેમનું ધ્યાન ખેંચ્યું. ચોપડો એમને એમ ગાદી પર મૂકી દુકાન બહાર નીકળી દોડે જતા માણસને પૂછ્યું.

'કેમ લ્યા ! કેમ દોડો છો ?'

'અરે પેલા માઢમાં જામી છે...'

'કોના કોના વચ્ચે ?'

'પેલા વીચલા અને એના કાકા વચ્ચે.' કહેનાર તો સામા વાસ ભણી દોડી ગયો.

લોકો જઇ ચઢયા તે પહેલાં તો વીરચંદની લાકડીએ તેનું કામ કરી દીધું હતું. ડોસા તમ્મર ખાઇને નીચે પડયા હતા. બેઠો-માર વાગ્યો હતો એટલે કયાંય લોહી તો દેખાતું ન હતું. લોકોને જોઈ વીરચંદ લાકડી નાંખી દઇ ધ્રૂજતો ધ્રૂજતો એક બાજુ ઊભો હતો.

ગોપાળદાસ પાસેથી સીધો વીરચંદ તેના કાકાને ઘેર આવ્યો. ઘરમાં કાકા એકલા હતા. તે બેઠા બેઠા પાન× દેતા હતા. વીરચંદે તો જઇને સંભળાવી દીધું.

'કાકા, ગમે એમ કરો પણ મારા પૈસા મૂકી દો.'

'તારી ઉતાવળે કયાંય આંબા પાકી જાય. રાગે રાગે બધું એ વાહ વાહ થશે.'

'ના એમ મારાથી હવે રાહ નહિ જોવાય. પછી મારા જેવો કોઇ ભૂંડો નથી.'

'અલ્યા, કાંઇ પીને આવ્યો છે કે શું ? ગાંડાની પેઠે બકબક શું કરે છે. નાંના મોઢે આમ લવારા કરતાં શરમ આવતી નથી ?'

'હું તો બીજું કાંઈ સાંભળવા માગતો નથી. હું તો એટલું જાણું કે એ ત્રણ દા'ડામાં મારા નવસોએ નવસો રૂપિયા ખખડાવી દેવા પડશે.

× ફરકડાથી શણ આંબળવી.

'ન'ક તું શું કરી નાંખીશ.'

'એ તો પછી ખબર પડી જશે. જ્યાં સુધી બોલતો નથી ત્યાં સુધી. ન'ક પછી તમને બધાંને ભારે પડશે.'

'જા તારે થાય તે કરી નાંખજે. કાલ અત્યારનું છે ને પાછું મારી આગળ ટક ટક કરે છે.' કાકા તો ઊભા થઇ ઉશ્કેરાઇને બોલ્યા

'તમારે બહુ ડહાપણ નાં કરવું? પૈસા આલતાં કંઈ છે એટલે જેમ ફાવે તેમ બાંનાં કાઢે છે.'

'હેંડ હેંડ હવે છાનુંમાનું ઘર ભેગું થઇ જા. ન'ક હમણાં બે અડબોથ લગાઇ દઇશ.' ડોસા એકદમ નજદિક આવી હાથ ઉગામતા હોય તેમ બોલ્યા.

'નથી જતા જા. ડોસા પાછો મને ધમકાવે છે? આતો બોલતા નથી એટલે આયા મારવા.' કહી વીરચંદે કાકાને ક્રોધમાંને ક્રોધમાં એક ધક્કો માર્યો.

'ગદ્ધી રાંડના આટલા વર્ષે તું મને ધક્કો મારી જાય? તારા બેહરની......'

ડોસાએ પગનો જૂનો જોડા વીરચંદને છૂટો માર્યો.

અને પછી તો કાકો ભત્રીજો યુધ્ધે ચઢયા. વીરચંદના હાથમાં લાકડી આવી ગઇ. કાકાની બે ત્રણ બૂમો જ માત્ર બહાર સંભળાઈ. બૂમ સાંભળી એક દોડયો, બે દોડયા અને તેમને દોડતા જોઇ સૌ દોડયા.

ડોસાને આમ અભાન દશામાં જોઇ બધાંની આંખો ફાટી ગઇ. સૌથી પહેલાં જોઇતાએ કહ્યું.

'અલ્યા જોઈ શું રહ્યા છો? ઘરમાંથી પાણી લાવો. તમ્મર ચઢયા લાગે છે.' અને તે ડોસાની આંખો દબાવીને બેસી ગયો.

વીરચંદને ફિટકાર આપતા હોય તેમ કેટલાક કહેતા હતા:

'હત તારીની. ભૂંડા જરા તો વિચાર કરવો તો.'

'અરે ઘરડા માણસને તે આંમ લાકડી મરાતી હશે.'

'માથાંમાં વાગ્યું છે તે કુણ જાણે શું એ થયું હશે? ભા આ કાચલી ભાંગી જઇ તો પછી એલ ખલાસ.'

'અલ્યા પણ આતો છેતરીને માર્યા કહેવાય. ઘરમાં બચારા ડોસા એકલા હતા ને નખ્ખોદયો કયાંથી આવી ચઢ્યો.'

'પણ એકદમ આમ શાને મારંમારા પર આઇ જયા. કાંઇ વાંકગનોએ જણાયો નહિ.'

લોકો તો જેમ ભેગા થતા જતા હતા તેમ કંઇનું કંઇ કહે જતા હતા. વીરચંદ મૂઢની માફક ફાડી આંખે જોઇ રહ્યો હતો. તેના રુક્ષ અને લાગણીહીન મોં પરથી તો એમ લાગતું હતું કે તે કદાચ નહિ સાંભળતો હોય.

માથા પર પાણીની ધાર કરી જોઇતાએ ડોસાને ભાનમાં લાવ્યા. અને ખાટલો ઢાળી તે પર સુવાડયા. બધા ડોસાની સામે તાકી રહ્યા હતા ત્યાં પાછળથી વીરચંદના બરડામાં કોઈની લાકડીનો ફટકો પડયો.

'અરે. રેવાદે રેવાદે.' કહી બીજી વાર ઉગામેલી લાકડી, ડોસાના છોકરા પાસેથી લોકોએ પડાવી લીધી.

'અરે મારા બાપાને મારી નાંખ્યા રે! મારો સસરો કયાં જયો. તારા આટલા આટલા કકડા કરું તોએ દાઝ હોલાશે નહિ.' તે દાંત કચકચાવીને કહેતો હતો ને બેચાર જણા પકડી રહ્યા હતા છતાં ઉછળી ઉછળીને તે વીરચંદને મારવા જતો હતો. એટલા માણસો પકડી રહ્યા હતા છતાં તેણે એક બે પાટાં તો વીરચંદને મારી દીધાં. કંકાશ ન વધે તે સારું એક બે જણા વીરચંદને તેના ઘેર લઇ ગયા.

ડોસી પણ ગાળો દેતાં દેતાં વાડામાંથી ઘેર આવ્યાં. ઘેર આવીને પણ ગાળોની રમઝટ ચલાવી.

'એને ગાંઠો નીકળે, એને કીડા પડે. એનું નખ્ખોદ જાય. ધોળા દા'ડે ફાટી પડે. ઢેડાંનો દિયોર શું કરવા આંય આયા હતા? એના બાપને લાકડી ઉગાંમતાં એના હાથ કેમ ભાગી નાં જયા? એ આંયને આંય ફાટી કેમ નાં પડયો?' અને પછી તો ડોસી વીરચંદની બાને, તેના બાપને પણ મણ મણની ગાળો સંભળાવવા લાગ્યાં. વીરચંદના નામનો 'હોશલો' પણ ફૂટયો અને 'છાજીયાં' પણ લીધાં.

ગોપાળદાસે જ્યારે વિગતવાર આ વાત સાંભળી ત્યારે તે મનમાં બોલી ઊઠયા.

'સાળું બાજી જરા બગડી જઈ. ગાંડાને કામ લેતાં ન આવડયું.' અને માથે ફાળિયું બાંધી, પોતે આ વાતમાં કંઈ પણ જાણતા નથી તેવો દેખાવ કરી કુબેરદાસના ઘર ભણી ઉપડયા. એ જ્યારે ઘરમાં ગયા ત્યારે ઘરનાં માણસો ઉપરાંત બીજાં અંતનાં થોડાંક માણસો બેઠેલાં હતાં. જોઈતો બોલતો સંભળાતો હતો.

'બસ કરો ફરીઆદ. ખર્ચ તો થવાનું હશે તે થશે પણ એને એકવાર જેલ ભેગો કરાવી દો.'

'બરાબર છે. જોને સાળાને ચરબી કરડે છે. સગા કાકાપર હાથ ઉપાડતાં સાળાને શરમ પણ નાં આવી?' કોઈએ ટેકો પૂર્યો.

'અરે પણ માથામાં એક વધારે લાકડી વાગી હોત તો ડોસો હતા ન'તા થઈ જાત. હજુએ કોણ જાણે કેટલુંએ ખાટલામાં રે'વું પડશે.' જોઇતાએ કહ્યું.

જોઈતો બોલી રહ્યો ને ગોપાળદાસ ઘરના આંગણામાં દેખાયા. એમનું આગમન જોઇતાને તો ન ગમ્યું. બીજાં આઘાં ખસી તેમને બેસવાની જગ્યા કરી આપવા લાગ્યાં.

'કેમ છે હવે! વધારેતો વાગ્યું નથી ને!' નીચે બેસતાં બેસતાં તે બોલ્યા.

'હવે જરા ભાન આવ્યું છે, માથામાં વાગ્યું એટલે તમ્મર ચઢી ગયેલા.' એક જણે કહ્યું.

'સાળો સાવ જાળા જેવો છે. એને કાંઈ માણસમાં છે? સાવ ઢોર...' ગોપાળદાસ મોં બગાડીને બોલ્યા.

જોઈતાને કહેવાનું મન થઈ ગયું; 'તમારા જેવા આખલા ગામમાં મુઆ હોય ત્યાં આવી જ માંકણો મંડાય ને!'

થોડીવાર રહી પાછા ગોપાળદાસ બોલ્યા.

'કાંઈ દવાદારૂ કર્યું કે નહિ?'

'એજ વિચાર કરીએ છીએ. માર ઉપર હળદરને મીઠું ખદખદાવીને ચોપડયું હોય તો?' ડોસાનો છોકરો બોલ્યો.

'એ તો બધું પછી કરજો. પણ મારું માંની થોડો દારૂ ચોપડો. સમજ્યાને? તો એકદમ દુખાવો ઓછો થઇ જશે.'

'પણ...' છોકરો બોલવા જતો હતો ત્યાં વચ્ચે જ ગોપાળદાસ બોલ્યા,

'તું તારે ડાકરડા વાસમાં જઇને મારું નામ દેજેને! ગમે તે આલશે. જા ભેગ્ન. દવાના કામમાં ઢીલ નહિ.'

અને ડોસાનો છોકરો દોડયો ડાકરડા વાસમાં.

જોઈતા સામે જોઇ ગોપાળદાસે મોં બગાડયું. જાણે તેની હાજરી જ પસંદ ન હોય. છતાં પોતાને અને વીરચંદને કંઇ જ લેવા દેવા નથી. પોતે કોઇને ચઢાવતા નથી. તે બાબત ગોળ ગોળ, તેમની લાક્ષણિક ઢબે તેમણે કહી. સાંભળનારાઓના મનમાં એ વાત બરાબર ઠસી નથી એમ માની બીજીવાર પણ એવું ને એવું બોલે જતા હતા. વચ્ચે વચ્ચે વીરચંદને 'ગધેડો, કૂતરો, બોઘો, અવળચંડો, અકર્મી...' અરે મોંએ આવ્યાં તેટલાં વિશેષણો લગાડે જતા હતા. એકલા જોઇતા સિવાય બધાંને એમ થઈ ગયું કે

સાચે જ ગોપાળદાસને કુબેરદાસ માટે ખૂબ સહાનુભૂતી છે.' ખુદ ડોસાને, જેમણે થોડા જ શબ્દો સાંભળ્યા હતા તેમને પણ મનમાં એમ થઇ ગયેલું કે 'ગોપાળભાઇ ગમે તેવો પણ દખમાં ભાગ પડાવે તેવો છે.'

ગોપાળદાસ તો કોણ જાણે કેટલું એ બોલે જાત પણ ડોસાનો છોકરો ધોતિયામાં સંતાડીને દારૂનો શીશો લઇને આવ્યો એટલે વાત બંધ પડી.

'લાગો બે? એ તો કોઈ ના ન પાડે. ના પાડે તો તો સાળાને ખબર પાડી જ દઉં ને?' પોતાના નામપર જ આ શીશો આવ્યો છે એમ સ્વીકારીને જ ગોપાળદાસ બોલતા હતા. 'હાં અરે જોઇતા ઊઠને ભઈ, જરા ચીવટ રાખીને દુખાય નહિ તેમ માથામાં દારૂ ઘસને. અલ્યા શું કરવા ત્યાં અંધારું કરે છે? મુંઈ આ બલા, અજવાળું એ નાં આવવાદે. ઉઠ લ્યા તારી માએ આંય શું દાટયું છે? ગદ્દી રાંડનાં કયાંથી હાલી નેંકળ્યાં છે?' છોકરાં સળગતી આંખો જોઈ ડરી ગયાં ને ટપોટપ ઊઠીને ઘરભેગાં થઈ ગયાં.

ગોપાળદાસ બેઠા ત્યાં સુધી કંઈની કંઈ સુચનાઓ કરતા ગયા. અને જતાં જતાં બોલ્યા.

'જો જો પાછા કોઇ કજિયાનાં મૂળ ઊંડાં ઘાલતા? કશું કર્યા વના પરભુનું નાંમ લેજો.'

'અરે એને તો હજી હું ખબર પાડવાનો છું. એની ચરબી જો ના ઉતારું તો મારું નામ સોમલો નહિ.'

ડોસાનો છોકરો ફૂટતી મુછો પર હાથ મૂકી બોલતો હતો. ગોપાળદાસથી બોલી જવાયું.

'હવે બેસ છાંનોમાનો. કાંઈ સમજણ નાં પડે ને? કૂતરું ડૂચો ભરી જાય એટલે તુંએ સામે ડૂચો ભરવા જઇશ ખરો! એ ગધાડું રેલું તો છે. એને શું મારવું હતું? એ જ રેંકતું રેંકતુ ના આવે તો મને પૂછજે. માટે છાંનામાંના વાતને ભૂલી જાઓ. એ જોઇતા!

જરા બધાંને સમજાવજે. જોજે કોઈ ગાંડપણમાં ફરિયાદ બરિયાદ નાં કરે. પછી નકામા કોરટમાં પૈસાનું પાણી કરી દેશો. સમજણ પડીને. '

જોઈતો તો માથામાં દારૂ ચોળવામાં પડ્યો હતો. તેણે તો ગોપાળદાસને કંઈજ જવાબ ન આપ્યો. પોતાને જવાબ મળી ગયો છે એમ માની અર્થસૂચક રીતે જોઈતા સામે જોઈ ગોપાળદાસ ઘર બહાર નીકળ્યા.

ગોપાળદાસે મનમાં નક્કી કર્યું કે હવે વીરચંદની વાત છેડવી નહિ. જે થવાનું હતું તે તો થઈ ગયું. પોતે બધાને હસાવી શક્યા છે કે આમાં પોતાનો હાથ નથી એ વિચારથી તેમના મનમાં એક પ્રકારની નિરાંત અનુભવતા હતા. આ મારામારીમાં કંઈનું કંઈ થઈ ગયું હોત તો...અને એ કેટલું બધું કરુણ! કેટલું બધું ભયાનક!

'બસ; હવે તો આવા કામમાં પડવું જ નહિ. લેવાદેવા વિના વગોવાઈ જઈએ.' એકલા એકલા તે ઉતાવળેથી બોલી ગયા. અને ઘેરથી શાન્તા ખાવા બોલાવવા આવી ત્યાં સુધી તો તેમણે નિરાંતે હોકો પીધો. બે ત્રણ દિવસ પછી આજે જ તેમને હોકો વધારે મીઠો લાગ્યો.



૨૭

# વેવિશાળ

કુબેરદાસને હવે આરામ થઈ ગયો હતો. તે જરા હરતા ફરતા ઈ ગયા હતા. લોકોમાં પણ પેલો પ્રસંગ ભૂતકાળનો વિષય બની ગયો તો. ગોપાળદાસ પણ તેમની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તે સર્વ ેસરી ગયા હતા. રમણની રજાઓ પડવાને હવે થોડા જ દિવસ ાકી હતા. એટલે મનમાં ચટપટ પેઠી હતી. એક બે દિવસમાં ાવાગામ જઈ સો ટકા વાત નક્કી કરવાની તેમની મુરાદ હતી. ામણે રમણની બાને તો કંઈ જ વાત કરતા ન હતા. પોતે સારાસારી ાખે છે એટલે કુબેરદાસ રમણના લગ્નમાં વિરોધ નહિ કરે તેમ ંડે ઊંડે લાગતું હતું. ' અને એક બે કૂતરાં ભસે તોયે શો ાસાબ છે! એમની પીપૂડી સાંભળવા નવરું છે કોણ? એ ા બધી વાહવાહ થઈ જશે! ધીમે ધીમે કેવો રૂપાળો મેળ ખાઇ ાેા છે. અને પંચ ગોળ બહાર મૂકશે તો? કંઈ પરવા નહિ. ે તો પંચને ફોડવું એ આપણા હાથની વાત છે ને! હવે કંઈ ાનારે આવેલું નાવ ડૂબશે? બોડીદાસ પણ જાણશે કે વેવાઈ તો ાથાનો મળ્યો. ખબરે ન પડવા દીધી ને ડંકો વગાડી ગયો. અને રવું પણ એવું જ. ભલે પાંચ પચીસ વધારે ખર્ચ થાય પણ કરવો ા ડંકો. છોકરાનુંએ માન વધે અને આપણું એ નામ લેનાર ઈ ન રહે. બસ વાજાં વગડાવવાં. અને શહેરમાં કરે છે એવો ભકો કરવો. કેમ ન કરું તે? મારે ક્યાં દેવું કરીને કરવું છે તે?

પ્રભુએ આપ્યું છે તો વાપરવું. અને આવા અવસરે નહિ વાપરીએ ત્યારે ક્યારે વાપરીશું ?'

પવન કરતાંએ વધારે વેગથી આ વિચારો ગોપાળદાસના મગજમાં દોડી રહ્યા હતા. અને તેઓ બેન્ડ વાજાં સાંભળતા હોય, રોશનીમાં નાહી રહ્યા હોય, ખભે ખેસ નાંખી, હાથમાં રૂપેરી હોકો લઈ ફરતા હોય એવા ભાવની રેખાઓ તેમના મોં પર અંકાઈ ગઈ. આમ આનંદ સાગરમાં ડુબકીઓ મારતા હતા ત્યાં બે માણસોએ દુકાનમાં પ્રવેશ કર્યો. આકાશમાં ઉડતાં ઉડતાં એકદમ જમીન પર પછડાયા હોય તેમ પછાડ ખાઈ ગોપાળદાસ તકિયા પરથી એકદમ બેઠા થઈ ગયા. આવનારમાં એક તો ગામના હતા. અને બીજા બહાર ગામના મહેમાન લાગતા હતા. ગોપાળદાસે મહેમાનને તો ઓળખ્યા નહિ છતાં તેમના સ્વભાવ પ્રમાણે તે બોલ્યા.

'આવો રામ રામ. અરે ત્યાં તે બેસાતું હશે ? લ્યો અહીં બેસો. તમારાથી શું વધારે ?' કહેતા કહેતા પોતે ખસીને મહેમાનને ગાદી પર જગ્યા આપી. અને હોકો આપ્યો.

'મને લાગે છે તમે મને નાં ઓળખ્યો ?' મહેમાને જ કહ્યું.

'હાં...હાં...જરા ઉંમર થઈને એટલે ઝટ નથી ઓળખાતું.' કૃત્રિમ હાસ્ય કરી ગોપાળદાસ બોલ્યા.

'હું સાંકા વનાનો છોકરો. મારા બાપાને અને તમારે તો બહુ બેસતી; કેમ ?'

'આંહાં.........હાં...સાંકળદાને ? કેમ ન ઓળખું ? તમે તો તે દા'ડે આટલા, પછી શી રીતે ઓળખાણ પડે ! સાંકળદા શું માણસ! પ્રભુ પ્રભુ ! એવાં તો ઓછાં થશે, એના તો દરશનથી એ પાપ ધોવાય એવો માણસ હતો. નાની ઉંમરમાં બચારાજી હેંડ્યા ગ્યા. હશે... અરે તમારું નામ તો ભૂલી ગ્યો ?'

'મારું નામ રણછોડ.'

'હાં. રણછોડદા, ઠીક ઠીક. ભલે આયા છો તે.'

'આ મારા સાઢુ થાય. મનને થયું લાયને ભેગા થતા આઈએ. અમારાં સાળી ઘણા વખતથી સંદેશા મોકલતાં'તાં તે વળી આઈ જ્યા. અત્યારે ઠીક મારા શાબ બેઠાબેઠ છે. પછી કામ દા'ડે કાંય નીકળાય છે?'

'બરાબર છે. આતો કાં'ને કે સાઢુ ને ઘેર રાવણું કરવા આયા છો. અરે સાળીના હાથનો કંસાર ખાશો તોએ કયાંથી હેં...' કહી ગોપાળદાસ હસવા લાગ્યા. તેમને હસતા જોઈ બંને સાઢુ પણ એકમેકની સામે જોઈ હસવા લાગ્યા.

આખાએ ગામમાં રણછોડની વાત તો પ્રસરી ગઈ હતી. પણ દુઃખનું ઓસડ દા'ડાની પેઠે સમય જતાં એ વાત પણ જરા વિસારે પડતી ગઈ. ખાસ કોઈ ઈરાદા પૂર્વક વાત ઉઘાડે તો જ તે વાત ચર્ચાતી, બાકી તો તે વસ્તુ પર રાખ વળી ગઈ હતી.

સમય જતાં ગમે તેવા દુઃખનો ડંશ સહ્ય બની જાય છે. રણછોડને શરૂઆતમાં કોઇ તેની ભાભી વિષે કટાક્ષ કરતું તો માથામાં ઝાટકો લાગે તેમ થઈ જતું. પણ આગલા અનુભવે શિખવ્યું હતું કે ઝગડો કરવા જતાં તો ઉલટો તે વધારે ખરડાતો અને લોક-જીભનો વિષય બની જતો.

અંબાની મોટી છોકરીની ઉંમર તો ખાસી બાર તેરેક વર્ષની થઇ ગઈ હતી. અને આ ઉનાળામાં જો લગ્નની વાત ન ઉપાડે તો તે જાય છેક આવતા વર્ષે. અને 'કુંવાશીને પૈણાયાનું પુન્ય' એ મંત્ર રણછોડની વહુ રોજ તેના કાનમાં ફૂંકતી. રણછોડને પણ એમ થઇ ગયું કે કયાંક ઠેકાણું કરી દીધું હોય તો ઠીક. 'છોડી છોડીના સાસરે જાય એટલે પેલી વાત પણ સાવ વિસરાઈ જાય અને પછી બધી વાતે નિરાંત.' તેથી અહીં સુધી તે છોકરીનું ઘર શોધવા આવી પહોંચ્યો હતો.

ખરું જોતાં તો આવા કામમાં એક બે ઘરડા તો જોઈએ જ. પણ રણછોડને ભય હતો કે કુટુંબીઓ કયાંક આડા ફાટશે તો હેરાન કરશે કે પછી વચ્ચે રહીને વાતને કયાંક વણસાડી દેશે. તેથી તે એકલો જ નીકળ્યો હતો. તેના સાઢુને તેણે વાતમાં ને વાતમાં બધી હકીકત કહી દીધી અને ધીરે રહીને પૂછેલું, 'ગામમાં બે ચાર સારાં ઘર હોય તો બતાવજો. આપણે વાત કર્યામાં તો શું જાય છે? એ તો જે તેના નસીબમાં હશે તેમ થશે.' અને રણછોડના સાઢુએ ચાર પાંચ નામ આપેલાં એ ખરાં.

રણછોડ અને તેના સાઢુ આ વાતને છૂપી રાખવા ઘણાયે સાવધ રહેલા પણ કોણ જાણે કયાંથી લોકોને ખબર પડી ગઈ ને રણછોડના સાઢુના ઘેર તો કેટલાએ આશાભર્યા જીવડા ઉભરાવા લાગ્યા. અને રણછોડનું પણ માન ગામમાં વધી ગયું. કોઈ આમ તાણે ને કોઈ આમ તાણે. સવારમાં નવ દશ કપ તો ચા થઈ જાય. રોજ જુદા જુદા ઘેરથી જમવાનાં નોતરાં આવવા લાગ્યાં. રણછોડે એક બે ઘર જોયાં. એક ઘર રાશી હતું ત્યારે મૂરતિયો સારો હતો જ્યારે મૂરતિયો જરા આઠ આની હતો ત્યારે ઘર સારું હતું. રણછોડે હજુ કયાંય વાતનું નક્કી કર્યું ન હતું. હજુ તો વાત ચોળાયે જતી હતી. રાત્રે સૂઈ જવાના વખતે કેટલાક તો આવે અને વાત ઉપાડે.

'સૂઈ ગયા કે?'

'હાં જરા આંખ મળી હતી.' રણછોડ બેઠો થઈને જવાબ આપે.

'મારા મનમાં એમ કે એક બે વાત કરવી સારી. અજાણ્યું ને આંધળું બરાબર. આ તમે પેલા ઘરની વાત કરો છો પણ બધુંએ મારા ભાઈ ઠીક છે. આતો બાંધી મુઠી લાખની. બાકી પાછળથી પસ્તાશો એ નક્કી હોં.'

'કેમ, કંઈ વાંધા ભરેલું છે?'

'વાંધો તો શું ? પણ માથે કેટલું દેવું છે તેની તો તમને ક્યાંથી ખબર હોય. માથાના વાળે પારકા છે એટલામાં બધું સમજી જાઓ.'

'એમ ?'

'તો ? એ તો બેઘડી ભભકો દેખાડે એટલું. આ તો કે'શે પોતાના સવારથની વાત કરે છે. હું ક્યાં કહું છું કે મારી જ વાત માની જાઓ. એ જણાને ગામમાં પૂછો. કોઈ માથે દેવું છે એમ કે'તો કે'જો. અને છોકરામાં પણ કાંઈ કહેવું નહિ પડે. એ તો તમે જોશો એટલે કાંઇ છાનું રે'શે.'

આ આવુંને આવું સમજાવીને જાય ત્યાં વળી બીજા આવી ચઢે. તે પાછા સામાનું ખોદવા મંડી પડે.

'જો જો હોં એમ ભોળવાઈ નાં જતા. છોકરો તો સાવ બાયલો છે. નાનું છોકરુંએ તેને બાયલો કહે છે. આ તો સો વરસનું સગું કરવાનું છે. એટલે કાંઇ એકદમ થઇ જાય છે! કેમ ખરું છે ને ?'

'બરાબર છે.' ડોકી હલાવી રણછોડ કહેતો.

'મારું તો એટલું જ કે'વું છે કે કન્યાનો ભવ સુધરે એમ કરજો. મારા છોકરામાં કાંઈ ખોડખાંપણ હોય તો કહો. બાકી ધરતીમાં તો કોઇને બે ચાહવા વધારે હોય તો કોઇને બે ઓછા હોય. એ તો નસીબમાં હોય એટલું જ ભોગવવાનું છે.'

બંને પક્ષની દલીલો સાંભળ્યા પછી ન્યાયાધીશ જેમ સારી વસ્તુનું તારણ કરે છે તેમ રણછોડ પણ મનમાં સાચો આંક કાઢવા મથતો હતો. રણછોડના સાઢુને પણ કેટલાએ 'માખણ ચોપડી' જતા હતા. પોતાનો કક્કો સાચો થાય તે માટે મરી ફીટતા હતા તેમ કહીએ તોએ વધારે પડતું નહિ કહેવાય.

રણછોડના સાઢુને સમજાવીને મોહનના બાપા પણ રણછોડને પોતાને ત્યાં બપોરે શરબત પીવા લઈ આવ્યા. મોહન પાસે ગોપાળદાસના કુવા પરથી લીંબુ મંગાવી રાખ્યાં હતાં. સાકરના પાણીમાં લીંબું નીચોવીને શરબત બનાવ્યું હતું. રણછોડને ઠંડો કરીને, હોકો પાઈ તલપ શાંત કરીને વાત ઉપાડી.

'સાચું કે'જો. મારા મોહન જેવો ગામમાં એકે છોકરો છે ? એ તો ગોપાળભાઈની આખી દુકાન ચલાવે છે. જીરાનો વેપાર એના જેવો કરનાર કોણ છે ? કેમ ભઈ હેં ' અને તેના સાઢુના મોંએ પણ કહેવરાવ્યું કે

' છોકરામાં તો તમારે કંઈ જ કહેવાપણું આવે તો મારે માથે. જબરો હોંશિયાર છે. ચાલાકી તો એના બાપની. '

ધોતિયાના બંને છેડા ફરક ફરક ફરકાવતો મોહન રણછોડની નજરમાં તો બેસી ગયો. મોટું છતાં ડબલ કફનું ખમીશ, કાળી ફુમ્તાંદાર ટોપી મોહનને ચાંટી પડતી હતી.

મોહન પણ કંઈ કમ હતો ? રણછોડની નજરે ચઢવા ધરતી પર પગ મૂક્યા વગર ઘરમાં ફરી વળતો હતો. શરબત પછી તેણે ખાસ લાવી રાખેલાં પાન આપ્યાં. મહેમાન આગળ બીડીઓની ઝૂડી અને પેટી નાંખી. વચ્ચે વચ્ચે વાત કરતાં ચીપી ચીપીને બોલતો. અને પોતે સુધરેલો, શહેરમાં નભે તેવો છે તેની સચોટ છાપ પાડી દીધી.

રણછોડ ગામમાં આવ્યો ત્યારથી તેને ગોપાળદાસને તો મળવાનું મન હતું. પણ પેલા આશાભર્યા આવનારા તેને છૂટો જ કરતા ન હતા. તેમના મનમાં એમ ભય રહ્યા કરતો હતો કે છૂટા મૂકીશું તો પાછું કોઈનું કોઈ ભરાવી જશે, અને વાત મારી જશે. એટલે મહેમાનના પડછાયાની માફક તેઓ તેનો પીછો છોડતા ન હતા. પણ મોહનની

વાત પછી તો રણછોડનું જ મન ગોપાળદાસને મળવા માટે તલપાપડ થઈ ગયું. રમણનો ઉપકાર તો તે ભૂલી જાય તેવો નગુણો ન હતો. પણ એ વાત તો કેમ કરી ઉઘાડાય ? રમણનું નામ નીકળતાં જ બધી વાત ખુલ્લી થઈ જવાનો ભય રહ્યા કરતો હતો, એટલે રમણનું તો નામ નહિ જ દેવાનો તેણે મનમાં નિશ્ચય કરી લીધો. એ પ્રસંગ સંભારતાં તેને એક કંપારી આવી ગઈ.

ગોપાળદાસે ઈસ્કોતરામાંથી સૂડી ને સોપારી કાઢયાં. સોપારી કાતરતાં કાતરતાં તેમણે બૂમ મારી.

'મોહન, એ મોહન ! કયાં ગયો લ્યા ?'

મોહન બહારથી બીડી પીતો પીતો આવ્યો.

'કયાં ગયો તો લ્યા ? ઠીક, ચા મૂક તો.'

'ના ના. માફ કરો. ભાઈશાબ ચા તો નથી પીવી. અરે મૂકશો નહિ.' રણછોડ બે હાથ જોડી બોલતો હતો.

'અરે એમ તે કંઈ ચાલતું હશે કે ?'

'પણ અત્યાર સુધીમાં કેટલા બધા કપ થયા.'

'તો આ એક વધારે, કાંઈ પેટ નહિ ફાટી જાય. બધેથી પીધા હશે પણ મારો ચા તો નથી પીધો ને ?'

'પણ ભાઈશાબ......'

'અરે મૂકવા દો. ગોપાળકાકાનું તો માન રાખવું પડે.' રણછોડના સાઢુ બોલ્યા અને રણછોડે પણ જતું મૂકયું.

આ નાની ચર્ચા ચાલતી હતી તે દરમ્યાન મોહને તો પ્રાઈમસ સળગાવી દીધો હતો. 'એવી ફાંકડી ચા બનાવું' મનમાં તે બોલ્યો. ચા બનાવવાની તેની સઘળી આવડત આજે ખર્ચી નાખવાનો નિશ્ચય કર્યો. તેને એમ હતું કે રણછોડદાસ ચા પીને પણ તેના પર મુગ્ધ થઈ જશે. બે ત્રણ ઉભરા આવવા દીધા. પ્રમાણ કરતાં વધારે દૂધ

નાખ્યું. અને ગળી મોળી જોવા માટે હથેળીમાં થોડીક ચા લઈ ચરણામૃત પીતો હોય તેમ પી ગયો. તેનું મન ખુશ થાય તેવી ચા બની હતી. આજની ચાનો તો રંગ અને સ્વાદ જ ઓર હતો. કારણ કે અંદર મોહને પોતાનું દિલ રેડ્યું હતું.

રણછોડ ચાનો પિયાક ન હતો છતાં તેને પણ ચા તો 'ટેશબંધ' લાગેલી. ગોપાળદાસે તો ત્યાં ને ત્યાં તારીફ શરૂ કરી;

'મારો બેટો ચા ફાંકડી બનાવે છે. એનો એવો હાથ બેસી ગયો છે કે મારે હાથે પણ આવી ચા બનતી નથી. હું એના હાથની એક વાર ચા ન પીવું ત્યાં સુધી મનને નિરાંત નહિ. અલ્યા મોહન, લે જરા હોકો ભરી આવ તો? મેડા ઉપર નવી તમાકુ છે તેમાંથી લેજે હોં.'

મોહન હોકો લઈને ઘેર ગયો. જતાં જતાંએ પાંખોની માફક તેના ધોતિયાના બે છેડા ફડફડાવી ગયો. રણછોડને આ છોકરો તો ગમી ગયો. ગોપાળદાસ તો આડીઅવળી વાતો કરતા હતા ત્યાં મુદ્દાની વાત રણછોડે આગળ કરી;

'ગોપાળદા, એક વાત જાણે કરવાની છે.'

'હા બોલો ને?'

'મારે મારા મોટા ભાઈની છોડીનું ક્યાંક નક્કી કરવું છે. ગામમાં બે ત્રણ ઘર જોયાં છે પણ ક્યાંય જીવ ગોઠતો નથી. તમે કોઈ લાયક ઘર બતાવશો?'

'હવે આ જમાનામાં તો બધાંએ લાયક અને નાલાયક, સમજ્યા ને? એ તો સારું લાગે ત્યાં બેસી જવું. સમજણ પડી?'

રણછોડ ડોકી ધુણાવા લાગ્યો. પાછો તે બોલ્યો.

'આ મોહનદા તમારે ત્યાં નોકરી કરે છે ખરા?'

'હા. એ છોકરો તો બેએક વરસથી આંય જ છે. ભારે ચાલાક.'

'એમનું ઘર કેવું ?

'સોના જેવું. કેમ ઘરને તમારે ધોઈ પીવું છે ? ગામમાં આવો છોકરો તો બતાવો ? અને આનો બાપ એટલે લાખ રૂપિયાનો માણસ. કેમ લ્યા ?' રણછોડના સાઢુને કંઈ બોલવું ન હતું છતાં ગોપાળદાસના પૂછ્યા પછી તો કહેવું જ પડ્યું; 'એનું સુંવાળપણુ જબરું. હાડનો ગરીબ. બીજાની પેઠે તકરારિયો નહિ. સગામાં સવાદ રહી જાય એવો માણસ છે. ખોટું કેમ કહેવાય ?'

'એના માથે તો જાત છે. આખા ગામમાં એના જેવો તો વવેક દેખાડો. એવું તે ઘર તમને મળવા કયાંથી ? સમજ્યાને રણછોડદા. અને છોકરાની બાબતમાં તો તમારે સોળ આંની. પાછું વળીને જોવું નાં પડે. આ દુકાનના ધક્કા તો એ જ ખાઈ શકે. કાચા પોચાનું કામ નહિ.'

'ના ના. છોકરામાં તો કોઈ ખોડ કાઢે એવું નથી. એ તો માણસને જોઈએ ને ખબર ન પડી જાય?' રણછોડ સોપારી ચાવતાં ચાવતાં બોલ્યો.

'અને રણછોડદા, ઘરમાંએ તમારે વાંધો નહિ આવે. એ તો નબળી હબળી દશા તો સૌની હોય. એ દા'ડા આંમ હોય તો એ દા'ડા આંમ હોય. હેં ભઈ.'

'બરાબર છે. બારે ને ચારે તો કયાંથી સરખા દા'ડા જાય. અને આ સમામાં કોને માથે દેવું નથી ? એ તો કણબીના છૈયાના કપાળે તો દેવું લખાયેલું જ હોય. એમાં શું થઈ જ્યું.' રણછોડનો સાઢુ બોલ્યો.

રણછોડને કંઈક કહેવું હતું પણ મોહનને આવેલો જોઈ બંધ થઈ ગયો. મોહને ગોપાળદાસને હોકો આપ્યો. ગોપાળદાસ રણછોડને આપતાં બોલ્યા;

'લ્યો. જરા સળગાવી દયોને. આ તમારી બાજુની તમાકુ છે હોં. નવાગાંમ ગયો હતો તે રૂપિયાની લેતો આવ્યો. બધા કે'છે કે સારી આવે છે. મારા મનને એમ કે લાયને જરા નાંણી જોઈએ.'

નેહને જરા આંબળી, હોકાનું પાણી જોઈને રણછોડ પીવા લાગ્યો. પહેલાં તો થોડો થોડો ધુમાડો નીકળવા લાગ્યો. પણ થોડી વાર પછી તો હોકો બરાબર જામ્યો.

'ખાં...ખાં...ખાં...' ઉધરસ ખાતાં ખાતાં રણછોડ બોલ્યો 'અરે તમાકુ તો નંબર એક લાગે છે.'

'તમને ગમી એટલે થ્યું.' હસીને ગોપાળદાસ બોલ્યા.

'ઠીક તાણ અમે ઊઠીશું.' રણછોડે કહ્યું ને તે ઊભો થયો.

'હા. આવજો હોં. મને પૂછ્યા વના કયાંય નક્કી નાં કરતા. આ ગામની તો વાત જ જુતરાંની છે. એટલે પૂછવું સારું હોં...હોં' કૃત્રિમ હાસ્ય કરતા હાથમાં હોકો લઈ બારણા વચ્ચે ઊભા રહી ગોપાળદાસે મહેમાનને વિદાય આપી.

ગોપાળદાસનો સ્વભાવ આમ તો ગંભીર હતો. તેમના મોં પર હાસ્યની રેખાઓ તો ભાગ્યે જ દેખાતી. પણ જ્યારે તે ચગતા ત્યારે તો ભારે કરી મૂકતા. નાના છોકરાનીએ જબરી મશ્કરી ઉડાવતા ને બધાને પેટ પકડીને હસાવતા. પણ તે તો ભાગ્યે જ. આજે સહેજ ચગ્યા લાગતા હતા. મોહન જે ખૂણામાં બેઠો બેઠો કપ રકાબી ધોતો હતો તેને બોલાવીને કહ્યું;

'અલ્યા મોહન તું તો ફાવ્યો લ્યા.'

'શું કાકા?' અજાણ્યો થઈ મોહન ત્યાં બેઠે બેઠે બોલ્યો.

'મારો બેટો બડો પેક છે. જાણે કાંઈ જાણતો જ નાં હોય. આ તારા લગનનું નક્કી થાય છે. અલ્યા જાનમાં આ કાકાને બોલાએ કે નહિ?'

મોહન તો મનમાં મલકાતો મલકાતો મૂક રહ્યો. ગોપાળદાસ પાછા બોલ્યા; 'કેમ લ્યા બોલ્યો નહિ ? જોને કેવાં પટિયાં પાડે છે. અલ્યા આવું તે ધોતિયું પહેરતાં કોને શિખવાડ્યું ? ચાલાકી તો તારા બાપની. ભલભલાને પાણી પાય એમાંનું ઘરાક છે. અરે મોહન, આંય તો આય બેટી. અલ્યા હવે તો તું વરરાજા થવાનો, કેમ ? મારો બેટો શોભશે તો જબરો.' ગોપાળદાસ કોઈક વાર મોહનને લાડમાં બેટી પણ કહેતા. મોહન શરમાતાં શરમાતાં પાસે આવ્યો.

'આંય બેસ, આંય બેસ, ગાંડા.' પોતાની બાજુમાં જગા કરી ગોપાળદાસ બોલ્યા, 'જો હવે તો વહુ ભેગો થવાનો. અલ્યા તારી વહુના હાથની લાપશી તો ખવરાએ કે નહિ ?'

'કાકા તમેએ......' એક બાજુ ખસીને શરમનો માર્યો નીચે મોં રાખી હૈયામાં હરખાતાં મોહન બોલ્યો. એના અવાજનો રણકો ગમી જાય તેવો હતો. શરમની રેખાઓથી ખરડાએલું મોં મોહક લાગતું હતું. તેથી વધારે તો મોહક પેલી બે ચમકતી આંખો લાગતી હતી.

'અરે આવો ક્યાં બેઠો. ઓ મારી છોડી. તું તો બેટી ડાહી છે.' નાના છોકરાને કલાવતા હોય તેમ ગોપાળદાસ મોહનને ખભે હાથ ફેરવતા ફેરવતા કંઈક અંશે પંપાળતાં પંપાળતાં કહેતા હતા. 'જોને તારી મોંકળાશ. તું તારે જોયા કરને. આ તારો કાકો જીવે છે ત્યાં સુધી તારે શો ભો છે ? તને પૈણાવવો તે નક્કી. પણ તારે કાકાને રાજી કરવા પડશે. બોલ તારી વહુના હાથની લાપશી ખવરાવીશને ?'

'કાકા. ક્યાંય ક્યાંયની તમે વાતો કરો છો. મૂળમાં તો કાંઈ છે નહિ.' મોહન સહેજ શરમ છોડીને બોલ્યો.

'તું શું કરવા ગભરાય છે. તું તારે બેઠો બેઠો જોયા કર ને. તારા ઘરમાં બૈરું નાં લાવું તો કે'જે. મારો મોહનીઓ વાંઢો રહી જાય તો મારું નાક જાય ને ?'

ગેલ કરતા, તેના લગ્નનું નક્કી કરતા આ કાકા મોહનને આજે તો ખૂબ ગમી ગયા. ક્યાં રૌદ્ર સ્વરૂપધારી ગોપાળદાસ ને ક્યાં આજના બાળક જેવા સૌમ્ય અને મધુર ગોપાળદાસ! મોહન તો ઘડીભર તેમની સામે તાકી રહ્યો. ગોપાળદાસ મિજાજ ગુમાવે અને ખિજાય તે પહેલાં તો મોહન બોલ્યો.

' ઠીક કાકા, તાણ્ હું બળદ પાઈ આવું. '

' મનમાં ચિંતા ન કરતો હોં. એ તો હું જવાનિયાંનું મન જાણું ને! મારા બેટા બૈરા વના પગ ઘસે એમાંના છે. જાણે મા વગર તો મરવા પડયા. જા, તું તારે વહુ ભેગો થઈ જયો સમજજે. '

મોહન ગયો. ગોપાળદાસ એકલા બેઠા બેઠા મલકાઈ ગયા. ' એ તો સૌનો જીવ સરખો. જવાનીમાં તો આપણે એ......'

તેમને રમણ યાદ આવ્યો. નજર આગળ ગોમતી વહુ આવી ગઈ. ચંચળે ઝબકારો કરી ગઈ. ' આપણે ગમે તેમ કહીએ પણ ભણેલા છોકરાનું મન કેમ માને? જુવાની છે ને! અને આ જમાનો પાછો જુદો. બિચારાને ખૂબ ધમકાવી દીધો. આ કન્યા સાથે તેનું મન ચોંટશે ત્યારે છોકરાના જીવને શાંતિ મળશે. ખૂબ હેરાન થઈ ગયો. અભ્યાસનું પણ ઠેકાણું ન રહ્યું. એ તો સારું થયું કે આ મેળ રૂપાળો બેસી ગયો. આપણે શોધવાએ જવું ન પડયું ને એને એ પાછું મન ગમતું. '

' આ વરસે રમણિયો પાસ થઈ જાય તો વાહ વાહ. એક તો ગોળમાં આ લગનથી ડંકો વાગી જાય અને પાસ થાય, એની માને રાખે અમદાવાદમાં જ દવાખાનું ખોલાવું. નહિ તો સરકારી નોકરી ક્યાં નાસી ગઈ છે? ઘણા દિવસો સુધી અમલદારોનું સાચવ્યું છે. સાળા એટલીએ શરમ નહિ રાખે. રમણિયો દાકતર થઈ જાય એટલે ગંગા ન્હાયા. પછી હુંએ બધાંને બતાવી આપીશ કે આ ભાથીની સામે કેમ થવાય છે! પછી પૈસાની રેલમ છેલ ને!

રમણિયો કમાશે એટલે પછી તો શું બાકી રહેશે. અને નાતમાં તો એકવાર મારા નામની વાહવાહ થઈ જશે ને! કોનો છોકરો દાકતર થયો છે તે? બધાના મોંમાં આંગળી ઘલાવું ત્યારે ખરો.'

'પછી તો મારેએ આ બધી જંજાળ ઓછી કરી નાખવી છે. એકવાર તો ચારે ધામની જાતરા કરી આવીએ. જેટલું પુન્ય કર્યું એટલું આપણું. ઘણાએ દિવસ આંટકાંટ કર્યા. હવે તો પરભુ નિરાંત આલે અટલે બસ. હવે વારે કયાં છે? રમણિયો પાસ થઈ જાય તો પછી એ એનું સંભાળી લે એટલે મારે તો પાછળ ઉચાટ નહિ ને? આ શાન્તુડી છે તે એનુંએ કયાંક કરી દઈએ એટલે એ બચારી એનું કરીને રહે. ભઈની ઓશીઆળ તો નહિ. પછી મારે દુઃખે શું?'

'છોકરાનો જીવ દુખાતો હતો એટલે બાપના જીવને બળતરાતો થાય ને! કાલ કે પરમ દિવસે નવાગામ જઈ આવું. સો ટકા વાત નક્કી કરી દઉં એટલે મનેએ નિરાંતને એનેએ નિરાંત. કન્યાએ ઘરને અજવાળે એવી છે. એટલે તો વળી આ બધાં બળીને ખાક થઈ જશે.'

પાણીની અંદર એક પછી એક તરંગો આવે જાય છે તેમ ગોપાળદાસના મનમાં પણ આવા તરંગો એક પછી એક આવે જ જતા હતા. છેવટે તો તેમણે રમણને મોટો ડાકટર થઈને ફરતો જોયો. ચંચળ વહુ લાલ સાડી પહેરી, પગમાં ચંપલ પહેરી, વાળમાં ફૂલ નાંખી શહેરમાં જેમ સ્ત્રીઓ ફરે છે તેમ ફરતી દેખાઈ. અને પોતે! રમણની મા સાથે બધાએ તિર્થધામમાં દર્શન કરી રહ્યા હતા.........

આ તરંગો તેમને સુખી સ્વપ્ન કરતાંએ વધુ આલ્હાદકારક લાગ્યા. જીવનનું કાર્ય પરિપૂર્ણ કરી, જિંદગીની નિરાંત અનુભવતો કોઈ સુખિયો નર પડ્યો હોય તેમ ગોપાળદાસ કયાંય સુધી પડ્યા રહ્યા. આ આવેલા સુમધુર સ્વપ્ન જેવું દૃશ્ય ઊડી ન જાય તે સારુ આંખ બંધ કરીને એ અનુપમ દૃશ્યને વળગી રહ્યા હતા.

તેમના ધમાલિયા ને આંટકાંટીઆ જીવન માટે આવા ધન્ય દિવસો ઓછા હતા.

# ૨૮

## હાલો સળગ્યો

'આટલી તો આંપટી કાઢવી પડશે. પછી ક્યાં આવો લાગ આવે.'

'તે હું ક્યાં ના પાડું છું તે ? રણછોડદા મને મળ્યા ત્યારે એ મેં તો મોહન માટે ભલામણ કરી હતી.'

'એ તો હું જાણું ને ? પણ મારા કે'વાનો ભાવારથ સમજ્યાને ?'

'શું ?'

'ભઈશાબ કાંક પૈસાનું ભેગું કરી આલો. તમે નહિ આલો તો કુણ આલશે ?'

'બધાએ પૈસા માગતા આવે છે. આંય તે કાંઈ વખાર ભરી છે ?'

'ગમે એમ કરો પણ આટલું કામ તો કર્યા વના છૂટકો નથી. આ મોહન તો તમને સાંપ્યો. જાણે રમણનો નાનો ભાઈ ગણજો. પણ બાપલા મારી લાજ રાખવી પડશે ?' ગરીબડું મોં કરી, કાકલૂદી કરતા હોય તેમ મોહનના બાપા કહેતા હતા.

મોહનનું ન થાય તે સારું ફાંગા મારનાર તો ઘણાએ મળ્યા હતા. કેટલાક તો એટલે સુધી કહેનાર મળ્યા હતા કે;

'અરે રણછોડદા. એ વાતમાં કાંઇ સાર નહિ કાઢો હોં. પેલો ગોપાળદા વચ્ચે ચરી જશે. અને એ ભિખારીમાં શું ભાળી જવા છો ?' છતાં રણછોડનું મન તો મોહનમાં જ ચોંટયું હતું. ગોપાળદાસનો પણ એને માટેનો આગ્રહ હતો એટલે રણછોડનું દિલ વળી વળીને ત્યાંજ ચોંટતું હતું. મોહનના બાપાને એકાંતમાં બોલાવી છેવટની ગુસપુસ શરૂ કરી દીધી.

'જુઓ. સો વાતની એક વાત કહી દઉં. મારો વિચાર તો મોહનદા સાથે કરવાનો છે. ચડાવનારા તો ઘણાએ મળશે પણ હું એમ કયાં ચઢું એવો છું તે ?' રણછોડે કહ્યું.

'અમારું પણ તમારા જેવું સગું કરવાનું મન છે. આંય તો સુંવાળાં માણસ જોઇએ.'

'તાણ કાંક ચોખવટ કરી દઇએ તો સારું. કન્યામાં તો તમારે કાંઈ કહેવું પડે એમ નથી. આંમ જોયે તો રૂપ રૂપનો કટકો છે. ને કામની કેવી ! નાંની છે તોએ બેડુ ભરી લાવે છે. અરે એની કાચી જેટલું કામ ઉપાડે છે, એ તો તમે જોવા મોકલજો ને ! આપણે કયાં બીજાની પેઠે રાજલીને બદલે રઘલી બેસાડી દેવી હતી.' કહી રણછોડ હસી પડયો.

'એ તો બધું સમજ્યા પણ કે'છે કે કાંક નાની ઉંમરની છે ?' મોહનની વાત ઉપડી ત્યારથી તેની બા શું નક્કી થાય છે તે જાણવા આતુર હતાં. અરે અહીંતહીં પૂછપરછ કરી તેમણે માહિતી પણ મેળવી લીધી હતી કે કન્યા એક બે વર્ષ પછી પરણાવવા લાયક ગણાય, નહિ તો બાપ લગ્નના કાયદામાં આવી જાય. તે ઉપરાંત તેમણે એ પણ જાણી લીધું હતું કે કન્યાની મા નાતરે ગઇ છે. રણછોડ વિશેના અતિશયોકિત ભર્યા હેવાલો પણ અર્ધ સત્ય સ્વરૂપમાં સાંભળ્યા હતા.

'ચૌદ વરસમાં એકાદ ખૂટતું હશે તે શું થઈ જયું ? છોકરીને વધતાં શું વાર ?'

'એમ નહિ. પણ દંડ ભરવો પડે ને ?'

'એમાં શું કરવા ગભરાવ છો. ખરચ ભેગું ખરચ. હવે લગ્ન કરવાં ને એવા પાંચ પચીસના હિસાબ કરવા બેસાતું હશે કે ?'

'એ તો બધું ઠીક છે. આતો મારા મનને એમ કે જરા ખુલાસો કરવો સારો.' મોહનના બાપા માથું ખંજવાળતા બોલ્યા. થોડીવાર બંને ચૂપ રહ્યા. રણછોડે ધીમે રહીને કહ્યું.

'જાણે એ તો બધું સમજ્યા પણ આપવા લેવાનું.........'

'એ તો તમારે કહેવાનું ને !'

'આવી બાબતમાં ચોકખા બોલો સારો. મને તો ભઇશાબ ગોળ ગોળ બોલતાં જ આવડતું નથી. તાણ ચોકખી વાત કહી દઉં ?'

'હા. હા. કહી દો ને ?'

'જુઓ કયાંય બહાર વાત નાં જવી જોઇએ હાં. મને બીજા તો બે હજાર વતાવતા હતા પણ હું કાંય બીજાના જેવો લોભી નથી. મારે તો સારો મુરતિયો જોઇએ. છોડીનું સુખ જોઇને વાત કરનાર છું. સમજ્યાને ? જુઓ એક હજાર રોકડા અને પાંચસોનાં ઘરેણાં, સમજાણ પડી ને ? અને આ દંડબંડ જે થાય તે તમારે માથે. હા. હું તો હોય એવું કે'નાર છું.'

મોહનના બાપા તો વિચારમાં પડી ગયા. તે તેમના ગોળની સ્થિતિથી તો બરાબર વાકેફ હતા. કાંતો માથા સાટે માથું મળતું કે પછી પૈસા સાટે વહુ મળતી. અરે માથા સાટે માથામાં પણ જો નાનો મોટો ફેર હોય તો નાની કન્યાના બાપને વધારાના પૈસા આપવા પડતા હતા. અને જો આવો ફેર ન હોય તો મુંબઇગરા ખખડાવ્યા વિના કોઇ ઘરમાં વહુ લાવી શકે તેમ ન હતું. મોહનને કોઇ નાની બેન ન હતી કે માગતું 'પેટું' એ ન હતું, જેથી કયાંક ફેરમાં થઇ શકે. એટલે એના બાપને તો પૈસા ખર્ચ્યા વિના છૂટકો

જ ન હતો. એક રીતે તો આ સારું હતું. નહિ તો સામાવાળો ફેર જ માગે તો? ભાઈઓમાંથી 'પેટું' વેચાતું લેવું પડે અને પાછા ભાઈઓના દબાયેલા રહેવું પડે તે જુદું. એટલે આ ચોકખી વાત તેમને ગમી પણ હતી. વાંધો હોય તો તે માત્ર પૈસાની રકમ બાબતનો હતો. આવડી મોટી રકમ ક્યાંથી કાઢવી? તેમની નજર ગોપાળદાસ પર પડી. પણ તે કેટલા આપે? અને...અને...શાના પર તે ધીરશે? અને ન ધીરે તો? મારો મોહન કુંવારો રહી જશે? આવા વિચારમાં મોહનના બાપા ચૂપ બેસી રહ્યા હતા એટલે ફરી વાર પાછો રણછોડ બોલ્યો.

'તમે તમારે નિરાંતે વિચાર કરીને આવજો. આ પહેલીવાર તમારી સાથે જ વાત કરી. મારો વિચાર તો મોહનદા સાથે કરવાનો છે. પણ...પછી જો તમે કચવાતા હોય તો તમે જાણો.'

'એમાં કચવાવાનું શું? હું જરા વિચાર કરીને તમને વાત કરીશ. રણછોડદા જરા ભાર વધારે લાગે એવું છે હોં.'

'ભઈશાબ તમને એમ લાગતું હોય તો હેંડો બે હજાર કે'નાર બતાવું. પણ હુંએ તમારી પેઠે માણસની કદર કરનારો છું. આ તો સો વરસનું સગું કરવાનું. ક્યાં એક દા'ડાનું હતું તે. એમ તો હું બધું સમજું છું.' મોહનના બાપા સામે એકી ટશે જોઈને રણછોડ બોલ્યો.

'હશે તાણ. ઉપરવાળાએ ધાર્યું હશે એમ થશે.' કહી મોહનના બાપા ઓરડામાંથી બહાર નીકળ્યા અને ઘેર ગયા. મોહનની બાને તો મોટી મોટી વાત કરી. તેમનું મન પૈસા બાબતમાં ગૂંચવાયું હતું. 'ગોપાળદાસ ના પાડશે તો? મોહન નોકરી કરે છે એમાંથી નહિ વળાવી દે....? એટલીએ શરમ નહિ રાખે?' તે સીધો ગોપાળદાસની દુકાનમાં આવ્યા. ગોપાળદાસને પૈસાની વાત કરી. ગોપાળદાસને પહેલેથી જ ખબર હતી કે મોહનનો બાપ પૈસા માટે જરૂર દોડ્યો

આવશે. તો પણ તેમના સ્વભાવ પ્રમાણે તેઓ કોઈ દિવસ એકદમ હા પાડી દેતા નહિ.

મોહનના બાપનું ગરીબડું મોં, આંખના ખૂણામાંથી ડોકિયાં કરતાં આંસુ, તેની વાણીની ભિનાશ, ગમે તેવા કઠોર હૃદયને પણ સ્પર્શે તેવાં હતાં. ગોપાળદાસ પણ એ આર્દ્રતામાં ભીંજાયા હોય તેમ બોલ્યા.

'કેટલા જોઈએ છે તે?'

'રણછોડદા સાથે બધી વાત ખુલાસાબંધ થઈ છે. એ તો કે'છે કે પાંચસોના દાગીના કરાવો અને એક હજાર રોકડા.'

'એક હજાર રોકડા?'

'હા. અને પાછા ઉપરથી સરકારનો દંડ ભરવાનો તે જુદો.'

'દંડ કેમ?'

'કન્યા કે'છે કે થોડી નાની છે. દંડ ભરવો પડે એવું છે.'

'તે શું વહી જ્યુ છે? સાળાંને એટલુંએ આવડે નહિ ને? મુખીનો દાખલો કઢાવી દેવો. હવે ચાર પાંચ મહિના આંમ કે આંમ કયો જોવા બેઠો છે. બે રૂપિયા માસ્તરને આલ્યા તોએ દાખલો તો કાઢી દે...'

'એ તો એમને સમજાવજો ને? અને ભાઈશાબ આવા વરસમાં આવી મોટી રકમ......!'

'એક જોતાં તો મોટી ના કહેવાય. ભલભલાને એટલા તો આલવા પડે છે ને! તોએ હું રણછોડને સમજાઈશ.'

'હા. હા ભાઈશાબ કાંક ઓછું કરાવો ને, ન'ક પછી દેવામાં તાટ તૂટી જશે.'

'વત્તા ઓછામાં વાત જતી ના કરતા હોં. ફરી ફરીને આવો લાગ નહિ આવે. એ તો આપણી ગરજ તો આપણે સમજીએ ને.'

'અરે ઘરની બીડ ને પેટની પીડ તો પંડ જ જાણે ને. તમને કહું છું ને કે તમારે ફાવે તેમ કરજો. લ્યો તમને છૂટ પરવાનગી ભાઈશાબ. મારો આટલો અવસર પાર પડે એટલે ગંગા ન્હાયા. પૈસાનું એ તમારા પર નાંખું છું. જે વ્યાજ લેવું હોય તે લેજો.'

હવે એ તો સમજ્યા પણ કેટલા જોઈએ છે તે ?'

'એ તો હવે તમે જે નક્કી કરો એટલા. મારી પાસે તો પૈએ કયાં છે. આ જીરામાંથી થોડા આવ્યા'તા તે વેરામાં ગ્યા.'

'રકમ તો જરા ભારે પડશે......'

'તાણ ભાઈશાબ હું કોની પાસે જઉં. હું તમને બધુંએ સોંપીને જાઉં છું. તમારે કરવું હોય તે કરજો. ઠીક તાણ જાઉં છું' કહી મોહનના બાપા બે ચાર ડગલાં ભર્યાં ને પાછું કાંઈ સાંભર્યું તે પાછા આવ્યા. 'હેં. એ તો એક વાત જરા પૂછવાની હતી. મોહનની મા કયાંકથી ખબર લાઇ છે.'

'શાની ?'

'એતો એમ કે આ કન્યા છે તે એની મા નાતરે ગઈ છે. આ તો થોડા દા'ડાની જ વાત છે.'

'એમાં આપણે શું ?'

'લોકો તો કાંઈ કાંઈની વાતો કરે છે કે કન્યાની મા આંમ સારી ચાલની ન'તી.'

'ભલે ને વાતો કરે. આપણે કયાં એની માનું કામ છે તે ! કન્યા સારી હોય એટલે થયું. તમેએ ભોળા ને ભોળા રહ્યા. તમે લોકને ઓળખતા નથી. આતો વાતને ભાગી પડવા એ આવા નકટા કાઢે છે. એ તો જોજોને કાંઈની કાંઇ નવી વાતો કાઢશે. માટે તમે તમારે રાંમનું નાંમ લઈને જે કરતા હોય તે કર્યા કરો.'

‘ ભાઈશાબ મને શું ખબર કે લોક આંમ દાઝે બળતું હશે. રાંમ. રાંમ. મારી પંડે તો મી કોઈનું ભૂંડુ કર્યું નથી અને કોઇનું ભૂડું તાકતોએ નથી. એ તો ઉપરવાળો જોનાર છે ને? ઠીક તાણ વાળુનો વખત થયો છે. ઘેર પાછા બળદને ચાર પૂળો કરવાનો ખરો ને! લ્યાં તાણ કાંઈ કહેવું નાં પડે હાં. શું કીધું ભાઈશાબ, મોહનીઆને તમારો જ ગણજો.’ કહી મોહનના બાપા ઊભા થયા. એમણે દુકાન બહાર પગ પણ નહિ મૂક્યો હોય ને એકાએક બૂમ પડી.

‘ એ દોડજો…દોડજો…દોડજો લ્યા…અલ્યા હાલો લાગ્યો.’ ભય, ગભરામણ અને કંપ વ્યાપી ગયો. એક બે બૂમો પછી તો લોકોએ હાથમાં જે આવ્યું તે લઈને ઘર બહાર નીકળ્યા. ઉકરડા મૂકીને આગળ જતાં આવતા વાડાઓમાં આગની જ્વાળાઓ સાપની જીભની માફક લપકારા મારતી દેખાઈ.

થોડી વારમાં તો આખું ગામ જ્યાં હાલો[1] બળતો હતો તે વાડામાં ઉભરાયું. હાલાની એક બાજુ આગ ફરી વળી હતી. હજુ એક ટોચે પહોંચી ન હતી. આગથી પવન ફૂંકાવા લાગ્યો અને જ્વાળાઓ દૂર દૂર સુધી લંબાતી હતી. લોકો મોં ફાડીને જોઈ રહ્યા હતા. જાણે સૌ આ કુદરતના રૌદ્ર સ્વરૂપ આગળ અપંગ બની ગયા હોય તેમ આવી આવીને ટોળા ભેગા ઉભા રહેતા હતા. ટોળામાંથી કોઈ બોલ્યું;

‘ અલ્યા ઉભા શું રહ્યા છો. હમણાં બધાએ પાયમાલ થઇ જશો. જોતા નથી પવન ફૂંકાવા માંડયો છે તે?’

‘ હાલ્યા. પાંણી છાંટવા માંડો. આ બૈરાં શું જોવા આયાં હશે? જાઓ સૌ સૌના ઘેરથી ભરેલાં માટલાં લઇને આવો. કયી છોડી ઊભી છે એ……સાંભળતી નથી કે? ઊજા ઊજા.’

‘ પેલો કયો છે?’ ગોપાળદાસનો સાદ સંભળાયો. ’ વીચો છે

1. ઘાસના પૂળાની મોટી ગંજી.

કે ? અલ્યા જાને પીઆવો જોડ. અને બધાંએ પાંણી લાવવા મંડો ન'ક મરી જયા સમજજો. બધાએ પાયમાલ થયામાં જોઉં છું. '

એ વાડામાં આગ લાગી હતી તેની પાસેનો એક વાડો મૂકી ત્રીજો વાડો તો ગોપાળદાસનો હતો. તેમના વાડામાં તો બે હાલા માંડેલા હતા. અને બાજુના વાડાઓમાં કોઇની પૂળાની કાલેર કરેલી હતી તો કોઇની આંબલી હતી. બધે જ ઘાસ હતું. પવન વાતો હતો એટલે બધાના જીવ ઊંચે આવી ગયા હતા. સળગતા હાલામાંથી તણખા ઉડતા ત્યારે તો ભલભલાના જીવ તાળવે ચોંટી જતા. હમણાં બીજા હાલા સળગ્યામાં જાય છે. હમણાં આ જ્વાળાઓ બીજાને પણ ભરખી ખાશે. એ ભય દરેકના મનમાં પેસી ગયો હતો. અને જો બીજો હાલો સળગ્યો તો પછી તો આગનું જોર વધી જાય અને તેને કાબૂમાં લેવીએ મુશ્કેલી બને. અને ઘાસ જેવી વસ્તુને સળગતાં શું વાર ?

તણખા જોઇને તો ગોપાળદાસનું દિલ પણ ડગમગી ગયું. હમણાં તેમના હાલા સળગ્યામાં જાય છે. હમણાં ઢોર ઘાસ વગરનાં થઈ જાય છે. હમણાં પાયમાલ થયામાં જાઉં છું. જોરથી બોલવાની હિંમત પણ રહી ન હતી. ડૂચો ભરાઈ જાય એમ થઇ ગયું હતું. છતાં સઘળી હિંમત ભેગી કરીને તે બૂમો પાડે જતા હતા.

'અલ્યા નીસરણી લાવો. અલ્યા પાવડાવાળા ખોદી ખોદીને માટી તો નાંખવા માંડો. અલ્યા માટી નાંખી નાંખીને ફૂટજો. નીસરણી લેવા કોઈ ગયું ? અલ્યા ટોચે નાં પહોંચે હોં, શું જોઇ રહ્યા છો. વળગી પડો મારા ભઈને કહું...'

'અલ્યા માટી ઉપાડો લ્યા. લ્યો આ ખોદીને ઢગલો કર્યો ' પાવડાવાળો કોઈ બોલ્યો.

થોડી વારમાં તો બૈરાં બેડં લઈને આવી પહોંચ્યાં. જોઇતો અને બીજા જુવાનિયા નીસરણી પર ચઢીને પાણી છાંટતા હતા.

'લ્યો. જરા સળગાવી દ્યોને. આ તમારી બાજુની તમાકુ છે હોં. નવાગામ ગયો હતો તે રૂપિયાની લેતો આવ્યો. બધા કે'છે કે સારી આવે છે. મારા મનને એમ કે લાયને જરા નાંણી જોઈએ.'

નેહને જરા આંબળી, હોકાનું પાણી જોઈને રણછોડ પીવા લાગ્યો. પહેલાં તો થોડો થોડો ધુમાડો નીકળવા લાગ્યો. પણ થોડી વાર પછી તો હોકો બરાબર જામ્યો.

'ખાં...ખાં...ખાં...' ઉધરસ ખાતાં ખાતાં રણછોડ બોલ્યો 'અરે તમાકુ તો નંબર એક લાગે છે.'

'તમને ગમી એટલે થયું.' હસીને ગોપાળદાસ બોલ્યા.

'ઠીક તાણ અમે ઊઠીશું.' રણછોડે કહ્યું ને તે ઊભો થયો.

'હા. આવજો હોં. મને પૂછ્યા વના ક્યાંય નક્કી નાં કરતા. આ ગામની તો વાત જ જુતરાંની છે. એટલે પૂછવું સારું હેં...હેં' કૃત્રિમ હાસ્ય કરતા હાથમાં હોકો લઈ બારણા વચ્ચે ઊભા રહી ગોપાળદાસે મહેમાનને વિદાય આપી.

ગોપાળદાસનો સ્વભાવ આમ તો ગંભીર હતો. તેમના મોં પર હાસ્યની રેખાઓ તો ભાગ્યે જ દેખાતી. પણ જ્યારે તે ચગતા ત્યારે તો ભારે કરી મૂકતા. નાના છોકરાનીએ જબરી મશ્કરી ઉડાવતા ને બધાને પેટ પકડીને હસાવતા. પણ તે તો ભાગ્યે જ. આજે સહેજ ચગ્યા લાગતા હતા. મોહન જે ખૂણામાં બેઠો બેઠો કપ રકાબી ધોતો હતો તેને બોલાવીને કહ્યું;

'અલ્યા મોહન તું તો ફાવ્યો લ્યા.'

'શું કાકા?' અજાણ્યો થઈ મોહન ત્યાં બેઠે બેઠે બોલ્યો.

'મારો બેટો બડો પેક છે. જાણે કાંઈ જાણતો જ નાં હોય. આ તારા લગનનું નક્કી થાય છે. અલ્યા જાનમાં આ કાકાને બોલાએ કે નહિ?'

મોહન તો મનમાં મલકાતો મલકાતો મૂક રહ્યો. ગોપાળદાસ પાછા બોલ્યા; 'કેમ લ્યા બોલ્યો નહિ? જોને કેવાં પટિયાં પાડે છે. અલ્યા આવું તે ધોતિયું પહેરતાં કોને શિખવાડ્યું? ચાલાકી તો તારા બાપની. ભલભલાને પાણી પાય એમાંનું ઘરાક છે. અરે મોહન, આંય તો આય બેટી. અલ્યા હવે તો તું વરરાજા થવાનો, કેમ? મારો બેટો શોભશે તો જબરો.' ગોપાળદાસ કોઈક વાર મોહનને લાડમાં બેટી પણ કહેતા. મોહન શરમાતાં શરમાતાં પાસે આવ્યો.

'આંય બેસ, આંય બેસ, ગાંડા.' પોતાની બાજુમાં જગા કરી ગોપાળદાસ બોલ્યા, 'જો હવે તો વહુ ભેગો થવાનો. અલ્યા તારી વહુના હાથની લાપશી તો ખવરાએ કે નહિ?'

'કાકા તમેએ......' એક બાજુ ખસીને શરમનો માર્યો નીચે મોં રાખી હૈયામાં હરખાતાં મોહન બોલ્યો. એના અવાજનો રણકો ગમી જાય તેવો હતો. શરમની રેખાઓથી ખરડાએલું મોં મોહક લાગતું હતું. તેથી વધારે તો મોહક પેલી બે ચમકતી આંખો લાગતી હતી.

'અરે આઘો ક્યાં બેઠો. આ મારી છોડી. તું તો બેટી ડાહી છે.' નાના છોકરાને કલાવતા હોય તેમ ગોપાળદાસ મોહનને ખભે હાથ ફેરવતા ફેરવતા કંઈક અંશે પંપાળતાં પંપાળતાં કહેતા હતા. 'જોને તારી મોકળાશ. તું તારે જોયા કરને. આ તારો કાકો જીવે છે ત્યાં સુધી તારે શો ભો છે? તને પૈણાવવો તે નક્કી. પણ તારે કાકાને રાજી કરવા પડશે. બોલ તારી વહુના હાથની લાપશી ખવરાવીશને?'

'કાકા. ક્યાંય ક્યાંયની તમે વાતો કરો છો. મૂળમાં તો કાંઈ છે નહિ.' મોહન સહેજ શરમ છોડીને બોલ્યો.

'તું શું કરવા ગભરાય છે. તું તારે બેઠો બેઠો જોયા કર ને. તારા ઘરમાં બૈરું નાં લાવું તો કે'જે. મારો મોહનીઓ વાંઢો રહી જાય તો મારું નાક જાય ને?'

ગેલ કરતા, તેના લગ્નનું નક્કી કરતા આ કાકા મોહનને આજે તો ખૂબ ગમી ગયા. ક્યાં રૌદ્ર સ્વરુપધારી ગોપાળદાસ ને ક્યાં આજના બાળક જેવા સૌમ્ય અને મધુર ગોપાળદાસ! મોહન તો ઘડીભર તેમની સામે તાકી રહ્યો. ગોપાળદાસ મિજાજ ગુમાવે અને ખિજાય તે પહેલાં તો મોહન બોલ્યો.

'ઠીક કાકા, તાણ હું બળદ પાઈ આવું.'

'મનમાં ચિંતા ન કરતો હોં. એ તો હું જવાનિયાંનું મન જાણું ને! મારા બેટા બૈરા વના પગ ઘસે એમાંના છે. જાણે મા વગર તો મરવા પડ્યા. જા, તું તારે વહુ ભેગો થઈ જયો સમજજે.'

મોહન ગયો. ગોપાળદાસ એકલા બેઠા બેઠા મલકાઈ ગયા. 'એ તો સૌનો જીવ સરખો. જવાનીમાં તો આપણે એ......'

તેમને રમણ યાદ આવ્યો. નજર આગળ ગોમતી વહુ આવી ગઈ. ચંચળે ઝબકારો કરી ગઈ. 'આપણે ગમે તેમ કહીએ પણ ભણેલા છોકરાનું મન કેમ માને? જુવાની છે ને? અને આ જમાનો પાછો જુદો. બિચારાને ખૂબ ધમકાવી દીધો. આ કન્યા સાથે તેનું મન ચોંટશે ત્યારે છોકરાના જીવને શાંતિ મળશે. ખૂબ હેરાન થઈ ગયો. અભ્યાસનું પણ ઠેકાણું ન રહ્યું. એ તો સારું થયું કે આ મેળ રૂપાળો બેસી ગયો. આપણે શોધવાએ જવું ન પડ્યું ને એને એ પાછું મન ગમતું.'

'આ વરસે રમણિયો પાસ થઈ જાય તો વાહ વાહ. એક તો ગોળમાં આ લગનથી ડંકો વાગી જાય અને પાસ થાય, એની માને રાખે અમદાવાદમાં જ દવાખાનું ખોલાવું. નહિ તો સરકારી નોકરી ક્યાં નાસી ગઈ છે? ઘણા દિવસો સુધી અમલદારોનું સાચવ્યું છે. સાળા એટલીએ શરમ નહિ રાખે. રમણિયો દાકતર થઈ જાય એટલે ગંગા ન્હાયા. પછી હુંએ બધાંને બતાવી આપીશ કે આ ભાથીની સામે કેમ થવાય છે? પછી પૈસાની રેલમ છેલ ને!

રમણિયો કમાશે એટલે પછી તો શું બાકી રહેશે. અને નાતમાં તો એકવાર મારા નામની વાહવાહ થઈ જશે ને! કોનો છોકરો દાકતર થયો છે તે? બધાના મોંમાં આંગળી ઘલાવું ત્યારે ખરો.'

'પછી તો મારેએ આ બધી જંજાળ ઓછી કરી નાખવી છે. એકવાર તો ચારે ધામની જાતરા કરી આવીએ. જેટલું પુન્ય કર્યું એટલું આપણું. ઘણાએ દિવસ આંટકાંટ કર્યા. હવે તો પરભુ નિરાંત આલે એટલે બસ. હવે વારે કયાં છે? રમણિયો પાસ થઈ જાય તો પછી એ એનું સંભાળી લે એટલે મારે તો પાછળ ઉચાટ નહિ ને? આ શાન્તુડી છે તે એનુંએ કયાંક કરી દઈએ એટલે એ બચારી એનું કરીને રહે. ભઈની ઓશીઆળ તો નહિ. પછી મારે દુઃખે શું?'

'છોકરાનો જીવ દુખાતો હતો એટલે બાપના જીવને બળતરાતો થાય ને? કાલ કે પરમ દિવસે નવાગામ જઈ આવું. સો ટકા વાત નક્કી કરી દઉં એટલે મનેએ નિરાંતને એનેએ નિરાંત. કન્યાએ ઘરને અજવાળે એવી છે. એટલે તો વળી આ બધાં બળીને ખાક થઈ જશે.'

પાણીની અંદર એક પછી એક તરંગો આવે જાય છે તેમ ગોપાળદાસના મનમાં પણ આવા તરંગો એક પછી એક આવે જ જતા હતા. છેવટે તો તેમણે રમણને મોટો ડાકટર થઈને ફરતો જોયો. ચંચળ વહુ લાલ સાડી પહેરી, પગમાં ચંપલ પહેરી, વાળમાં ફૂલ નાંખી શહેરમાં જેમ સ્ત્રીઓ ફરે છે તેમ ફરતી દેખાઇ. અને પોતે! રમણની મા સાથે બધાએ તિર્થધામમાં દર્શન કરી રહ્યા હતા.........

આ તરંગો તેમને સુખી સ્વપ્ન કરતાંએ વધુ આલ્હાદ્કારક લાગ્યા. જીવનનું કાર્ય પરિપૂર્ણ કરી, જિંદગીની નિરાંત અનુભવતો કોઇ સુખિયો નર પડ્યો હોય તેમ ગોપાળદાસ કયાંય સુધી પડ્યા રહ્યા. આ આવેલા સુમધુર સ્વપ્ન જેવું દૃશ્ય ભેડી ન જાય તે સારું આંખ બંધ કરીને એ અનુપમ દૃશ્યને વળગી રહ્યા હતા.

તેમના ધમાલિયા ને આંટકાંટીઆ જીવન માટે આવા ધન્ય દિવસો ઓછા હતા.

કોઇ તગારાં ભરી ભરીને ઉપર માટી પાથરતા હતા. અને આડાથી પછી કૂટતા હતા. કૂવો જોડી દીધો હતો એટલે પાણીની તો લંઘર થઇ હતી. ઢીલી પોચી, બૈરીના પગમાં પણ ભેજો આવ્યો હતો. બધાંએ દોડમ દોડ પાણી ભરી ભરીને લાવતાં હતાં.

જેનો હાલો સળગતો હતો તેનાં આધેડ વયનાં વહુ તો એક બાજુ બેસીને રડતાં હતાં. 'અરે...રે...હવે મારું શું થશે રે...આ બાળનારનાં છાજિયાં લઉં. એનો હોશલો કુટું. એનું નરકમાંએ ઠેકાણું નાં પડજો. મને મારી નાંખી રે...મારાં ઢોર શું ખાશે રે... ઓ ભગવાંન હું તો મરી જઇ રે......' એમનું આક્રંદ હોલાવનારના ઘાંઘાટમાં દબાઇ જતું હતું. બાકી એ કકળતા દિલમાંથી નીકળતું આક્રંદ કઠોર હૃદયને પીગળાવી દે તેવું હતું. પોતાનું સર્વસ્વ બળીને ખાક થઈ જતું હોય ને તે વખતે માલિકની જે મનોદશા થાય એવી મનોદશામાં હાલાનો માલિક આંખો ફાડીને આગના ભડકા જોઇ રહ્યો હતો. તેની આંખમાંથી દડ દડ કરતાં આંસુ ટપકે જતાં હતાં. તેના મોંમાંથી એક અવાજ પણ નીકળ્યો ન હતો. એની જીભ જ થીજી ગઈ હતી. તે પોતે જ સાવ થીજી ગયો હોય તેમ જડની માફક સ્થિર ઊભો રહ્યો હતો.

કેટલાંએ બેડાં પાણી છંટાયું છતાં આગ કબજામાં આવતી ન હતી. પવનનું એટલું બધું જોર હતું કે ઘટવાને બદલે ઉલટી આગ તો વધે જતી હતી. અને આગ પર આડાં પટતાં એટલે તેમાંથી ઘણા તણખા નીકળતા હતા. અને આકાશમાં ઉડતા હતા. આથી તો બાજુના વાડાવાળાઓ ગભરાઈ જતા હતા. ગોપાળદાસ જેવા તો પોતાના વાડામાં ગોઠવાઈ ગયા હતા. જે બાજુ થઇને તણખા ઉડતા હતા તે ભાગમાં પાણી છંટાવતા હતા. કેટલાંક બેડાં તો તે સીધાં પોતાના વાડામાં જ વાળી દેતા હતા. તેમના બંને હાલાઓ ઉપર માણસો ચઢાવીને ટોચ પર પણ પાણી છંટાવી દીધું

હતું અને ઘેરથી તાબડતોબ મોદ મંગાવીને પાણીથી પલાળી, નીતરતી કરીને હાલા ઉપર પાથરી દીધી. આટલું થયા પછી જીવને જરા ધરપત રહી હતી. આવતા તણખા મોદમાં પડી ઠરી જતા હતા.

થોડોક વખત પવન જરા મંદ થયો. કોઇએ કહ્યું.

'મારા ભઈલાઓને કહું જરા જોર કરો ને. એ વાયરો બંધ થયો છે. બૈરાંને પણ કહું છું ભા મુઠીઓ વાળજો જરા. કેવી રમઝટ વગાડો છો. હમણાં હોલવાઇ જશે. મંડો તો મારા બાપ.'

આગલા શબ્દોથી હોલવનારાઓને પાણી ચઢ્યું. જોઈતો તો જોખમ જ ખેડતો હતો. છેક ટોચ પર ચઢીને પાણી છાંટતો હતો. તેના પગથી એક જ હાથ દૂર આગ ફૂંફાડા મારતી હતી. ફણિધર નાગ 'ખાઉં ખાઉં' કરે તેમ એ જવાળાઓ પણ ખાવા ધસતી હતી. બીજા જુવાનિયા પણ નીસરણીના આધારે માટલાં લઇને પાણી છાંટતા હતા. કેટલાક રેતી જ નાંખે જતા હતા. બૈરાંઓમાં પણ ચેતન આવી ગયું. છાંટનારા થાકે એવી રીતે પાણીના માટલીઓ આવે જતી હતી. નાની વહુઓ લાજ કાઢી દોડમ દોડ કરતી હતી. છોડીઓ પણ ખોળાવાળીને જમીન પર પગ અડાડ્યા વગર ચાલતી હતી. જાણે વહુઓએ અને છોડીઓએ હરિફાઇ આદરી ન હોય! કામ કરતા હતા તે તો બધા જ મન દઈ ને કરતા હતા. પણ એ સિવાય કેટલાક તો ઊભા ઊભા માત્ર સૂચનાઓ જ આપે જતા હતા.

'અલ્યા આ બાજુ છાંટજે લ્યા.........'

'એ આમ આમ. માટી નાંખીને આડાં ઠાંકા.

'એ જોઈતા સાચવજે લ્યા. એ તો મારું બેટું કડકડ કરતું પડે હેઠું તો જીવ લે.'

'બૈરાંએ સારું જોર કર્યું છે હોં, શું રમઝટ પાણી લાવે છે.'

'હવે જરા મંદ પડ્યું હોં! હવે આગળ હળગતું નથી કેમ?'

'એરે જુઓને હમણાં બધુંએ હોલાઈ જશે. આટલા બધા મંડ્યાને શું વાર?'

'એ તો વાયરો નડ્યો ન'ક આટલી બધી વાર શાની લાગે.'

તો બીજા કેટલાક ઊભા ઊભા આનો બાળનાર કોણ હશે તે વિશે તરંગો કરતા હતા.

'મને લાગે છે દા'ડો આથમ્યો હશે ને સંતાયો હશે.'

'પણ સાળાએ લાગ શોધીને બાળ્યું છે ને! એના મનને એમ કે આ સળગશે એટલે ચારે બાજુએ પણ લાગશે.'

'અને પાછું વાળુ કરવાના વખતે...એટલે લોક ઝટ નીકળી શંકે નહિ ને? મારે બેટે બુદ્ધિએ જબરી પહોંચાડી છે ને?'

'તે લ્યા કાંઈ ચિઠ્ઠી બિઠ્ઠી મળી કે નહિ.'

'હજુ તો કાંઈ સંભળાણું છે નહિ.'

'સાળાંને બાળવામાં શું મોંઢામાં આવતું હશે! બચારાં ઢોરાંના મોંઢામાંથી આવતું ખેંચી લઈ શું કરવા ભગવાનના ગુનેગાર થતા હશે? અરે આવા દુકાળ જેવા વરસમાં તો બચારાં ઢોરાંના કેટલા નેહાકા લાગે?'

બીજી એક દૂર ટોળી ઊભી હતી. તે હતા ગામના ઢેડ ભંગી. તેમની ઇચ્છા હોય છતાં તેમનાથી આગ બૂઝવવામાં ભાગ લઈ શકાય તેમ ન હતું. એટલે મૂગી સહાનુભૂતિ બતાવતા તેઓ જોઈ રહ્યા હતા.

પવન મંદ થયો અને જરા વેગથી કામ થયું તેથી આગ કાબૂમાં તો આવી ગઈ. હવે તો માત્ર નીચે જ સળગતું હતું. ઉપરથી તો હોલવાઈ ગયું હતું. છતાં ફરીવાર ઉપર સળગે નહિ એટલા માટે જોઈતો ને બીજા હજુએ પાણી છાંટે જતા હતા.

'જૂનો હાલો એટલે હોલાતાં સાળું વાર થાય. પણ હવે કાંઈ ભાં જેવું નથી. કો'ને પરભુ પાંશરા તે બચી જ્યું.' પાછા ગોપાળદાસ સંભળાયા. પોતાના વાડામાં નિરાંત કર્યા પછી, અહીં પણ આગ ધીમી પડ્યા પછી તે પાછા આવ્યા. આવા પ્રસંગે પણ પોતાનું વ્યક્તિત્વ છૂપાઇ ન જાય તેની ખૂબ જ કાળજી રાખતા હતા.

'હોં મારા બાપા કરું. જેવું જોર બતાયું છે એવું થોડીવાર બતાવો. પછી તો મારા ભઈને કહું ગંગા નાયા છીએ.' એક ડોસા બોલ્યા. એટલે ગોપાળદાસ પણ તેમનાથી મોટે અવાજે બોલ્યા.

'પછી વાતો કરજો લ્યા. હવે તો હોલવઈ ગયું છે. થોડો વખત છે હોં. પેલો કયો ઊભો છે? તારીમાના વિવાહમાં આયો હોઈશ. મારાં બેટાં શરમવનાં ઊભાં રહ્યાં છે. છાંટવા માંડ પાણી. તું છે કે? આ કયો છે?' ચોમેર ઊભેલા લોકોમાં ફરતા ફરતા ગોપાળદાસ છોકરાંને પકડી પકડીને કામે લગાડતા હતા. ગોપાળદાસની નાના મોટા સૌમાં એવી ધાક હતી કે એમની આજ્ઞા ઉથાપવી એ બહુ મુશ્કેલ હતું.

બૈરાંને ઉદ્દેશીને પણ બોલ્યા.

'બસ ઢીલાં પડી જયાં કે ભા? જરા જોર કરો. ભેગા ભેગા જોર કરી લ્યોને એટલે રંગ રહી જાય. અરે છોડીઓ હારે છે કે વહુઓ? જો જો છોડીઓ ગામનું પાણી નાં કાઢતી હોં. જોવું તાણુ કોણ જીતે છે?'

આ સાંભળીને તો વહુઓમાં ને છોકરીઓમાં તીવ્ર હરિફાઈ ચાલી. બધાંએ દોડમ દોડ માટલી ઉપાડીને આવતાં હતાં. અને આ હરિફાઇને જોવામાં પેલા વાતોડિયા રોકાયા. તેમને આ રસિક વિષય મળી ગયો.

'અલ્યા વહુઓએ કાંય જાય એવી નથી હોં. જોઈ લે આનો ઝપાટો.'

કોઈ તબડકાં ભરી ભરીને ઉપર માટી પાથરતા હતા. અને આડાથી પછી કૂટતા હતા. કૂવો જોડી દીધો હતો એટલે પાણીની તો લંઘર થઈ હતી. ઢીલી પોચી, બૈરીના પગમાં પણ ભેજો આવ્યો હતો. બધાંએ દોડમ દોડ પાણી ભરી ભરીને લાવતાં હતાં.

જેનો હાલો સળગતો હતો તેનાં આધેડ વયનાં વહુ તો એક બાજુ બેસીને રડતાં હતાં. 'અરે...રે...હવે મારું શું થશે રે...આ બાળનારનાં છાજિયાં લઉં. એનો હોશલો કુટું. એનું નરકમાંએ ઠેકાણું નાં પડજો. મને મારી નાંખી રે...મારાં ઢોર શું ખાશે રે... ઓ ભગવાંન હું તો મરી જઈ રે......' એમનું આક્રંદ હોલાવનારના ઘાંઘાટમાં દબાઈ જતું હતું. બાકી એ કકળતા દિલમાંથી નીકળતું આક્રંદ કઠોર હૃદયને પીગળાવી દે તેવું હતું. પોતાનું સર્વસ્વ બળીને ખાક થઈ જતું હોય ને તે વખતે માલિકની જે મનોદશા થાય એવી મનોદશામાં હાલાનો માલિક આંખો ફાડીને આગના ભડકા જોઈ રહ્યો હતો. તેની આંખમાંથી દડ દડ કરતાં આંસુ ટપકે જતાં હતાં. તેના મોંમાંથી એક અવાજ પણ નીકળ્યો ન હતો. એની જીભ જ થીજી ગઈ હતી. તે પોતે જ સાવ થીજી ગયો હોય તેમ જડની માફક સ્થિર ઊભો રહ્યો હતો.

કેટલાંએ બેડાં પાણી છંટાયું છતાં આગ કબજામાં આવતી ન હતી. પવનનું એટલું બધું જોર હતું કે ઘટવાને બદલે ઉલટી આગ તો વધે જતી હતી. અને આગ પર આડાં પટતાં એટલે તેમાંથી ઘણા તણખા નીકળતા હતા. અને આકાશમાં ઉડતા હતા. આથી તો બાજુના વાડાવાળાઓ ગભરાઈ જતા હતા. ગોપાળદાસ જેવા તો પોતાના વાડામાં ગોઠવાઈ ગયા હતા. જે બાજુ થઈને તણખા ઉડતા હતા તે ભાગમાં પાણી છંટાવતા હતા. કેટલાંક બેડાં તો તે સીધાં પોતાના વાડામાં જ વાળી દેતા હતા. તેમના બંને હાલાઓ ઉપર માણસો ચઢાવીને ટોચ પર પણ પાણી છંટાવી દીધું

હતું અને ઘેરથી તાબડતોબ બોદ મંગાવીને પાણીથી પલાળી, નીતરતી કરીને હાલા ઉપર પાથરી દીધી. આટલું થયા પછી જીવને જરા ધરપત રહી હતી. આવતા તણખા બોદમાં પડી ઠરી જતા હતા.

થોડોક વખત પવન જરા મંદ થયો. કોઈએ કહ્યું.

'મારા ભઈલાઓને કહું જરા જોર કરો ને. એ વાયરો બંધ થયો છે. બૈરાંને પણ કહું છું ભા મુઠીઓ વાળજો જરા. કેવી રમઝટ વગાડો છો. હમણાં હોલવાઇ જશે. મંડો તો મારા બાપ.'

આગલા શબ્દોથી હોલવનારાઓને પાણી ચઢ્યું. જોઈતો તો જોખમ જ ખેડતો હતો. છેક ટોચ પર ચઢીને પાણી છાંટતો હતો. તેના પગથી એક જ હાથ દૂર આગ ફૂંફાડા મારતી હતી. ફણિધર નાગ 'ખાઉં ખાઉં' કરે તેમ એ જવાળાઓ પણ ખાવા ધસતી હતી. બીજા જુવાનિયા પણ નીસરણીના આધારે માટલાં લઈને પાણી છાંટતા હતા. કેટલાક રેતી જ નાંખે જરતા હતા. બૈરાંઓમાં પણ ચેતન આવી ગયું. છાંટનારા થાકે એવી રીતે પાણીની માટલીઓ આવે જતી હતી. નાની વહુઓ લાજ કાઢી દોડમ દોડ કરતી હતી. છોડીઓ પણ ખોળાવાળીને જમીન પર પગ અડાડયા વગર ચાલતી હતી. જાણે વહુઓએ અને છોડીઓએ હરિફાઇ આદરી ન હોય! કામ કરતા હતા તે તો બધા જ મન દઈને કરતા હતા. પણ એ સિવાય કેટલાક તો ઊભા ઊભા માત્ર સૂચનાઓ જ આપે જતા હતા.

'અલ્યા આ બાજુ છાંટજે લ્યા.........'

'એ આમ આમ. માટી નાંખીને આડાં ઠાંકા.'

'એ જોઈતા સાચવજે લ્યા. એ તો મારું બેટું કડકડ કરતું પડે હેઠું તો જીવ લે.'

'બૈરાંએ સારું જોર કર્યું છે હોં, શું રમઝટ પાણી લાવે છે.'

'હવે જરા મંદ પડ્યું હોં! હવે આગળ હળગતું નથી કેમ?'

'એરે જુઓને હમણાં બધુંએ હોલાઈ જશે. આટલા બધા મંડ્યાને શું વાર?'

'એ તો વાયરો નડ્યો ન'ક આટલી બધી વાર શાની લાગે.'

તો બીજા કેટલાક ઊભા ઊભા આનો બાળનાર કોણ હશે તે વિશે તરંગો કરતા હતા.

'મને લાગે છે દા'ડો આથમ્યો હશે ને સંતાયો હશે.'

'પણ સાળાએ લાગ શોધીને બાળ્યું છે ને! એના મનને એમ કે આ સળગશે એટલે ચારે બાજુએ પણ લાગશે.'

'અને પાછું વાળુ કરવાના વખતે...એટલે લોક ઝટ નીકળી શકે નહિ ને? મારે બેટે બુદ્ધિએ જબરી પહોંચાડી છે ને?'

'તે લ્યા કાંઈ ચિઠ્ઠી બિઠ્ઠી મળી કે નહિ.'

'હજુ તો કાંઈ સંભળાણું છે નહિ.'

'સાળાંને બાળવામાં શું મોંઢામાં આવતું હશે? બચારાં ઢોરાંના મોંઢામાંથી આવતું ખેંચી લઈ શું કરવા ભગવાનના ગુનેગાર થતા હશે? અરે આવા દુકાળ જેવા વરસમાં તો બચારાં ઢોરાંના કેટલા નેહાકા લાગે?'

બીજી એક દૂર ટોળી ઊભી હતી. તે હતા ગામના ઢેડ ભંગી. તેમની ઇચ્છા હોય છતાં તેમનાથી આગ બૂઝવવામાં ભાગ લઈ શકાય તેમ ન હતું. એટલે મૂગી સહાનુભૂતિ બતાવતા તેઓ જોઇ રહ્યા હતા.

પવન મંદ થયો અને જરા વેગથી કામ થયું તેથી આગ કાબૂમાં તો આવી ગઇ. હવે તો માત્ર નીચે જ સળગતું હતું. ઉપરથી તો હોલવાઈ ગયું હતું. છતાં ફરીવાર ઉપર સળગે નહિ એટલા માટે જોઇતો ને બીજા હજુએ પાણી છાંટે જતા હતા.

'જૂનો હાલો એટલે હોલાતાં સાજુ વાર થાય. પણ હવે કાંઈ ભાં જેવું નથી. કો'ને પરભુ પાંશરા તે બચી જ્યું.' પાછા ગોપાળદાસ સંભળાયા. પોતાના વાડામાં નિરાંત કર્યા પછી, અહીં પણ આગ ધીમી પડ્યા પછી તે પાછા આવ્યા. આવા પ્રસંગે પણ પોતાનું વ્યક્તિત્વ છૂપાઇ ન જાય તેની ખૂબ જ કાળજી રાખતા હતા.

'હોં મારા બાપા કરૂં. જેવું જોર બતાયું છે એવું થોડીવાર બતાવો. પછી તો મારા ભાઈને કહું ગંગા નાયા છીએ.' એક ડોસા બોલ્યા. એટલે ગોપાળદાસ પણ તેમનાથી મોટે અવાજે બોલ્યા.

'પછી વાતો કરજો લ્યા. હવે તો હોલવાઈ ગયું છે. થોડો વખત છે હોં. પેલો કયો ઊભો છે? તારીમાના વિવાહમાં આયો હોઈશ. મારાં બેટાં શરમવનાં ઊભાં રહ્યાં છે. છાંટવા માંડ પાણી. તું છે કે? આ કયો છે?' ચોમેર ઊભેલા લોકોમાં ફરતા ફરતા ગોપાળદાસ છોકરાંને પકડી પકડીને કામે લગાડતા હતા. ગોપાળદાસની નાના મોટા સૌમાં એવી ધાક હતી કે એમની આજ્ઞા ઉથામવી એ બહુ મુશ્કેલ હતું.

બૈરાંને ઉદ્દેશીને પણ બોલ્યા.

'બસ ઢીલાં પડી જયાં કે ભા? જરા જોર કરો. ભેગા ભેગા જોર કરી લ્યોને એટલે રંગ રહી જાય. અરે છોડીઓ હારે છે કે વહુઓ? જો જો છોડીઓ ગામનું પાણી નાં કાઢતી હોં. જોવું તાણ કોણ જીતે છે?'

આ સાંભળીને તો વહુઓમાં ને છોકરીઓમાં તીવ્ર હરિફાઈ ચાલી. બધાંએ દોડમ દોડ માટલી ઉપાડીને આવતાં હતાં. અને આ હરિફાઇને જોવામાં પેલા વાતોડિયા રોકાયા. તેમને આ રસિક વિષય મળી ગયો.

'અલ્યા વહુઓએ કાંય જાય એવી નથી હોં. જોઈ લે આનો ઝપાટો.'

'જો લાજ કાઢેલી છે છતાં એની ઝડપ કેટલી છે એ જોવાનું છે.'

'અરે ક્યાંક સામ સામે હીચકાવશે તો કોકનાં માટલાં ફૂટી જશે.'

'બધું તો ઠીક પણ ગોપાળકાકાએ તુક્કો જબરો શોધી કાઢયો હોં.' એક જણે ધીરે રહીને કહ્યું ને બધા હસી પડયા. એમનું હાસ્ય ગોપાળદાસને કાને અથડાયું ને તેમની જીભ સળવળી.

'કયા ખિખિયા કરે છે? આ તમારા ભા કામ કરે છે તે કાંઈ નજરમાં નથી આવતું? આંય કેમ નાટક જોવા આયા છો? વળગો બધા હોલવવા. પેલાનાં બાવડાં જાણે દુખતાંએ નહિ હોય?' કહી તેમણે એક એકનો હાથ પકડીને પાણી છાંટવા ઊભા રાખ્યા ને અત્યાર સુધી છાંટતા હતા તેમને આરામ માટે છૂટા કર્યા. પાણી છાંટતાં છાંટતાં કોઇ હાથે કે પગે દાઝ્યા પણ હતા.

આટલા બધા હાથના અથાગ પ્રયત્નો પછી આગ સાવ બુઝાઈ ગઈ. પ્રમાણમાં બહુ જ ઓછું નુકશાન થયું હતું. હાલાના માલિકને હવે જીવ આવ્યો હતો. તેનાં વહુ પણ આંખો લુછી ઊભાં થયાં હતાં.

'અલ્યા કોઈને ચિઠ્ઠી બિઠ્ઠી જડી કે નહિ?' ગોપાળદાસ બોલ્યા.

પણ ક્યાંથીએ ખાસા ચિઠ્ઠીનું નામ નિશાન પણ ન મળ્યું. બધાના મનમાં એકજ પ્રશ્ન ગોળાતો હતો, 'આનો બાળનાર કોણ હશે?'

કેટલાક તો અંદર અંદર ગુસપુસ ગુસપુસ કરતા હતા.

'અલ્યા! આની સાથે કોઈને અદ્યાતો નથી ને?'

'નારે ના, આ બિચારા સાધી લાઇનના માણસને તે વળી શું અદ્યા વેર હોય.'

'તો સળગ્યું કેમ? કોઈને નહિ ને આ બિચારો કેમ ઝડપાઈ ગયો?'

'મારું માનશો ક્યા?' ધીરે રહીને એકે કહ્યું અને બધાની નજર તેના તરફ વળી.

'શું?' એકી અવાજે બધા આતુરતાથી પૂછવા લાગ્યા.

'મને તો લાગે છે કે કોઈના બદલે કોઈ ટીપાઈ ગયો છે. ગામમાં નવા જૂની થવાની છે તેનો કાંઈ ખબર છે?'

'શું શું? કહે ને?' કેટલીએ જીભો અધીરાઈથી બોલી ઊઠી.

'એક ઉપર બીજી થવાની છે તે?' ધીરે રહીને તે બોલ્યો.

'પેલા દિવસે બે વેવાઈ વચ્ચે ચગી હતી ખબર છે? મને તો એ માણસ પર શક જાય છે.'

'હેં...'

'હા, હા. કાંઈક ગણત્રીમાં જ ભૂલ થઈ છે. પેલા વાડાને બદલે ભૂલથી આ વાડામાં પેસી ગયો લાગે છે.'

અને એ વખતે ગોપાળદાસ આ ટોળીની બાજુમાં થઈને પસાર થઈ ગયા. પેલાના કેટલાક અસ્પષ્ટ શબ્દો તેમના કાને પડયા. તેમની ટેવ પ્રમાણે તેમણે પાછળ તો જોયું પણ કંઈ પણ કહેવાની હિંમત ચાલી નહિ.

ગોપાળદાસ ભારે પગલે દુકાનમાં આવ્યા. કંઈક બેચેની જેવું લાગવા માંડયું. તેમની નજર આગળ આગની ભભૂકતી જ્વાળાઓ ખડી થતી હતી. જાણે તેમનો જ હાલો સળગતો હોય તેમ ફાડી આંખે તે જોઈ રહ્યા હતા. ઘાસ વગર ભૂખે બરાડતાં ઢોર નજર આગળ ખડાં થયાં. મનમાં વિચારો ઊભરાઈ રહ્યા હતા. કંઈક ન સમજાય એવી અકળામણ થતી હતી. ઘડી ઘડી તે ગાદી પરથી ઝબકીને બેઠા થઈ જતા હતા.

'ખોડીદાસ આવું કરાવે ખરા!' એ વિચાર આવતાં તેમને એક કંપારી પણ આવી ગઈ.

એ વેવાઈ વચ્ચે ચકમક ઝરી હતી તે દિવસ યાદ આવ્યો. ખોડીદાસના શબ્દો કાનમાં ગુંજવા લાગ્યા. તેમની આંખમાં ચમકી ગયેલી આગની જ્વાળા પણ દેખાઇ. અને પોતે પણ એ જ્વાળાથી દાઝાતા હોય તેમ શરીરને સંકોચી તકીઆ સરખા પડયા રહ્યા.

ગોપાળદાસને પણ સમજાતું ન હતું કે શા માટે તેમ આમ એકાએક લેવાઈ ગયા. એમના દિલના એક ખૂણામાં કયાંકથી ચોરી છૂપીથી નિર્બળતા આવીને ભરાતી હતી. તે રાત્રે ગોપાળદાસે વાળુ પણ ન કર્યું. તેમની નજર આગળથી હાલો જ ખસતો ન હતો. જાણે વાડામાં જઈને હાલો જોઇ આવું એમ મનમાં થઈ જતું હતું. સાથીને બોલાવી તેને વાડામાં વાસો મોકલ્યો.

એ રાત્રે ગામમાં એક પ્રકારનું ભયનું વાતાવરણ પ્રસરી ગયું હતું. ગમે તેવો પડછાયો પણ સજીવ વ્યકિત જેવો લાગતો હતો. કૂતરું પણ સંતાયેલા માણસ જેવું લાગતું હતું. અને ગોપાળદાસને એ પડછાયા ખોડીદાસના હોય એમ લાગતું હતું.



## ૨૯

# ઘેરાતાં વાદળ

ગોપાળદાસની દરમિયાનગીરીથી મોહનના બાપાને ફાયદો તો થયો જ. તેઓ ઘણી રકઝક પછી રણછોડને કબૂલ કરાવી શક્યા હતા કે તેણે પણ ત્રણસો જેટલાનાં ઘરેણાં કરાવવાં અને દંડ થાય તો અડધો અડધ ભાગ આપવો. દંડનું સાંભળીને તો રણછોડનું મન કચવાયેલું અને તેણે કહેલું પણ ખરું;

'તો અત્યારે રૂપિયો આપી રાખીએ. એક વરસ પછી લગન લઈએ તો?' ગોપાળદાસના મનમાં એમ કે આવા થએલા કેટલાએ ચાંલ્લા ભૂસાઇ ગયા હતા. અને આવેલા રૂપિયાએ ખોટા થયા હતા. એટલે એ તો જેમ બને તેમ જલ્દી થઈ જાય તો સારું અને વચ્ચે કોઈ ફાંગો પણ મારે નહિ તેથી તેમણે કહ્યું;

'હવે પોર ને ઉણ. જે કરવું તે કરી નાંખવું. એમ વિચાર કરવા બેસાતું હશે? પછી તમારેએ નિરાંતને? આતો સરકારનું નકામું લફરું છે. ન'ક બાર વરસની છોડી થઈ એટલે પૈણાવા લાયક ગણાવી જોઈએ. આ જમાનો કેવો છે જાણો છો? પેલા દા'ડે માસ્તર ન'તા કહેતા કે છાપામાં આયું છે કે નવ વરસની છોડીને છોકરું ધાવણું થયું. બોલો કળજગ ખરો કે નહિ?'

'મને એમ લાગે છે કે મારા માથે તમે વધારે ખરચ ઓઢાડો છો.' હૈયામાં હતું તે નીકળી ગયું.

'તમેએ ચોળીને ચીકણું કરો એમાંના છો. એ તો જે થયું છે તે લાખ રૂપિયાનું છે. છાંનામાંના ગાળની કાંકરી મોંઢામાં નાંખી શકન કરી લ્યો. એ તો છોડીનું નસીબ જોર કરતું હશે તોએ કોને ખબર ?'

રણછોડ કચવાતા મનથી કબૂલ થયો. ગોપાળદાસને વાત કરવા બદલ અને તેમને વચ્ચે નાંખવા બદલ તેને પસ્તાવો થવા લાગ્યો. આ સોદામાં તેને પાંચસોની ખાદ જતી હતી. તેનું મન પણ ડગમગી જતું હતું. હજુએ બીજે કયાંક મેળ થતો હોત તો જોઈ લેવાની તેની ઇચ્છા હતી. એમ પાંચસો જેવી રકમ કંઈ જતી કરાય ? અને તેએ વગર મહેનતે, વગર મુડીએ પાંચસો મળતા હોય તો ! આ આ પ્રકરણમાંથી તેને પાંચસો છસો જેટલા મળ્યા હતા. અને તેની છોકરીમાંથી તેને હજારેક મળે તો પછી પોબારાને ! પછી કોઇના બાપની સાડાબારી તો નહિ ને ? પાછું સારું કહેવાય તે જુદું. લોકોએ કહે કે નહિ એને ભત્રીજીનું ઠેકાણું તો પાડી દીધું. ને બધી રીતે વાહ વાહ થઈ જાય. સૌથી સારું તો કોથળી ભરાઇ જાય એ થાય.

પાંચસો જેટલી રકમથી કોથળી ખાલી રહેતી હતી. તેથી રણછોડનો જીવ કપાઇ જતો હતો. મોહનનું નક્કી કરવાની અણી ઉપર હતો છતાં હવે જીવ ના પાડતો હતો. એણે તો મોહનના બાપાને ચીંથરે વીંટયું કહ્યું.

'જુઓ, હજુ અમારા ભાઇઓને વાત કરી નથી એટલે કરવી તો જોવે ને ? થોડા દા'ડા પછી એક બે ઘૈડીઆ લઇ આઇશ ત્યારે ચાંલ્લો કરીશું. તમે તમારે નક્કી જેવું જ માનજો.'

મોહનના બાપા પ્રથમથી જ ભોળા દિલના હતા. આંટકાંટમાં તો તેઓ સમજતા એ નહિ. પોતાના કામ સિવાય બીજાના

કામમાં પણ તે માથું મારતા નહિ. રણછોડના શબ્દોમાં અવિશ્વાસ મૂકવાનું તેમને જરાયે કારણ ન હતું.

રણછોડ તો પાંચેક દિવસનું રાંધણું કરી, કોઠો બરાબર ચોપડો કરી ઘેર ગયો.

ગોપાળદાસ પણ એક સવારે કોઈ જાણે પણ નહિ તેમ નવા ગામની વાટે ઉપડી ગયા. તેમને કોર્ટના કામે ઘણી વાર જવાનું થતું એટલે બહાર ગામ જવું તે તેમને માટે નવું ન હતું. ગોપાળદાસ આ વાત જેમ બને તેમ છૂપી રાખવા માગતા હતા. એટલે કોઇને પણ સાથે લીધા વગર તે એકલા ગયા હતા.

ગોપાળદાસનું ઘર પૂછાતું અને ભર્યું હતું એટલે તેમને કન્યા દેનાર તો ઘણા મળતા. તેમને બીજાની માફક પૈસા આપવા પડે તેમ ન હતું. એમના ઘેર પોતાની કન્યા નાખવા ઘણા માબાપો ઉત્સુક રહેતાં. ગોળમાં તેમની ઘણી નામના નીકળી હતી તેના એ પ્રતાપ હતા.

છગનદાસના મનમાં ચિંતા રહ્યા કરતી હતી કે જો ગોપાળદાસ ના પાડશે તો પાછું આવું ઘર અને મુરતિયો મળવો દુર્લભ થઈ પડશે. 'આવો ભણેલો ગણેલો જમાઈ મળે છે. દાકતર થશે. મારી છોડીને માથેથી છાંણની હુલ્લી તો નીકળી જાય. બચારી સુખે રોટલો ખાશે તોએ આશીર્વાદ દેશે.' મનમાં એમ વિચારી પૈસાની બાબતમાં તેમણે કંઈ જ રકઝક કરી ન હતી. તેમણે હિંમત કરીને માત્ર એટલું કહ્યું હતું.

'ગોપાળદા, બીજાની પેઠે મારે છોડીનો પૈસો લેવો નથી. મારે તો એ ગાયની માટી બરોબર છે. પણ ભઈશાબ મારાથી આ અવસરનું ખરચ ઉપડે તેમ નથી. હું તો તમને હોય એવું કહું. એટલે માંડવો ધોવરામણ તો...'

'એ તો હવે સમજ્યા. હું એ જાતવાળો છું હોં. છગનદા! હું કાંઈ એવો ભોટ નથી તે નાં સમજું.'

'બાપો મારો...આ તો મારું પહોંચાય એવું નહિ એટલે તમને કહેવું પડ્યું. ન'ક મારી જીભે એમ શે કે'વાય.'

'કાંઈ નહિ કાંઈ. એ તો બધુંએ વાહ વાહ થઇ જશે. હવે તમારે જોવાનું કે માંય ફાંગા મારનાર ઘણા આવશે. જો જો હોં. ફરી નાં જતા.' માથાની તાલમાં હાથ ફેરવતા ફેરવતા ગોપાળદાસ બોલ્યા.

'એ શું બોલ્યા. આ જમાને બોલ્યો એટલે થઈ ચૂક્યું. આંય ક્યાં બીજાના જેવા હતા તે ! અને ભઇશાબ......' જીભ થોથરાવીને છગનદાસ બોલતા હતા. 'પારવતીનો શણગાર...હોં દાગીના બાગીનાએ......'

'એમાં તો તમારે કાંઇ કહેવું નહિ પડે. અમારા માણસને નહિ શણગારીએ એવું તે બને. તમે તમારે નરાસળીનો દોયડો બાંધીને મોકલજોને. લ્યો ધ્યું ? મારી શોભા પરમાણે હું શણગાર કરાઈશ.'

'બસ બસ. એ તો મને ખબર જ હતી કે તમને કાંઇ કહેવું નહિ પડે.' કહેતાં કહેતાં છગનદાસનું મોં મલકાઈ ગયું.

'જુઓ હું તો રોકડું કહેવાળો છું.' ધીરે રહીને ગોપાળદાસ બોલ્યા. 'અત્યારે તમને ચઢાવનારા ઘણા મળશે. સમજણ પડી ને ? કોઇ તો વળી ધમકીએ આલશે પણ ગભરાઇ જશો નહિ. તમે તમારે બધું મારા પર નાંખી દેજો ને. એ તો બધાને હું પહોંચી વળીશ.'

ગોપાળદાસે તેમની જિંદગીમાં રાજીખુશીથી નમતું તો આ પહેલી જ વાર આપ્યું હતું. તેનાંએ અનેક કારણો હતાં. એક તો એ

કે આવી સારી કન્યા શોધવા બીજે ક્યાં જવું? બીજું એ કે દંડ અને ગોળ બહાર મૂકવાની બીકે પણ બીજો આપનાર તૈયાર ન પણ થાય. આ ઉપરાંત બીજે પૂછપરછ કરતાં વાત ડોળાઇ જાય ને બધે હો હો થઈ જાય. એટલે વાતને કોટી ઉપાયે પણ તે છોડવા તૈયાર ન હતા. ખોડીદાસના શબ્દો પર બીજી કર્યા વિના તે ઝંપે તેમ ન હતા. એ તો રમણ ના પાડે તોએ બીજી કરાવે ત્યારે જ દિલને શાંતિ વળે તેમ હતું.

છગનદાસના મનમાં એક વાત ક્યારનીએ સળવળ સળવળ થયા કરતી હતી. હવે લાગ આવેલો જોઈ તેમણે પૂછ્યું;

'અરે ગોપાળદા! જુઓ ભઇશાબ આ તો એક ઉપર બીજી કરવાની એટલે પંચ ગોળ બહાર તો મૂકશે. ને મારે તો નાંનાં છોકરાં પૈણાવાનાં. પછી...'

છગનદાસ પૂરું કહે તે પહેલાં ગોપાળદાસ બોલ્યા.

'તમે શું કરવા ગભરાવ છો. એ તો પંચને પણ હું પહોંચી વળીશ. વધુ વધુ તો દંડ કરશે એટલું જ ને! તમે તમારે ફકર કરશો નહિ. જે દંડ થશે તે મારે માથે લ્યું. હવે તો વાંધો નથી ને?'

'આ તો ચંચાની બાના જીવને એમ કે લોકો ચૂંટી ખાય કે છોડીને શોક્ય પર આલી. અને ગોળ બહાર મૂકે તો ભઇશાબ મારા જેવો ગરીબ માણસ મરી જાય ને? એટલે અમારો જીવ જરા પાછો પડે છે. બાકી તો બધુંએ સોના જેવું છે.'

'મેં નાં કીધું. તમે તમારે એટલું જાણજો કે તમારી છોડી સુખમાં જાય છે. અને પંચવાળાએ કાંઈ મારા આછાંના છે. એતો બે પાંચ આલી મોં ભરી દીધું એટલે બધુંએ થાળે પડી જશે. તમારે કાંઈ ભો રાખવો નહિ. સમજ્યાને?'

અને આ ભાવિ વેવાઈની સામે છગનદાસ તાકી રહ્યા અને ચંચળનો રૂપિયો રમણલાલ વેરે આપી દીધો.

ગોપાળદાસ ઘેર આવ્યા ત્યારે બધુંએ કાર્ય સરળતાથી પાર પડ્યાનો તેમને આનંદ થયો ' હવે ઝખ મારે છે ઝાંપાવાળી ' મનમાં તે બોલીએ ગયા.

પણ ધારતા હતા તેટલી સરળતાથી તે કામ ઉકલી ગયું ન હતું. વાત તો વાયરે જાય. ખોડીદાસને પણ ખબર પડી ગઈ કે નવાગામવાળો છગનદાસ એની છોડી આપવા તૈયાર થયો છે. ગોમતીને હવે છેલ્લા દિવસો જતા હતા. તેણે આ સાંભળ્યું ત્યારે તો તેને ખૂબ જ આઘાત લાગ્યો. તેના મનમાં એમ થઈ ગયું કે હવે તો એ બીજી કરશે એમાં શંકા નહિ. તેને પોતાનું સૌભાગ્ય, જીવન દુઃખ સાગરમાં ડૂબતું લાગ્યું. એક દિવસ તો ધરાઈને ખાધું પણ નહિ અને રડ્યા જ કર્યું. તેના મનમાં એક વસ્તુ સાલ્યા કરતી હતી;

' હું એકજવાર......બસ એકજવાર જો એમને મળી શકી હોત તોએ બસ હતું. અરે તેમના પગે પડત. એમને કહી દેત કે ભઈશાબ તમારી ગાય છું. મારાં આંસુથી એમના પગ ધોઈ નાંખત. એ હાથ જોડીને કરગરી પડત કે શું કરવા મારા જીવતર પર પાટું મારો છો. કાંઈ વાંક ગના વના શું કરવા નાહકના આ અસ્ત્રીના નેહાકા લ્યો છો. અરેરે......એમને માટે હું કેટલું કેટલું કરું છું. અરે એ કે'તો મારા ચામડાંના એમને જોડા શીવડાઈ આલું. કાંઈ કરતાં એ નહિ માને !......હું આટલું આટલું રાખું છું તોએ એમને છાંટો દયાએ નહિ આવે......' ગોમતીનું શેર શેર લોહી બળી જતું હતું. તેનું દિલ વલોવાઈ જતું હતું. કોઈની આગળ તેનું દુઃખ રડતી પણ ન હતી. મનની વાત મનમાં જ રાખતી હતી. તેની બાને પણ તેણે કંઈ જ કહ્યું ન હતું. છતાં કયી મા પોતાની

પુત્રીનું દુઃખ નથી સમજી શકતી ? ગોમતીની બાએ પણ તેને ઘણું-એ શાંતવન આપ્યું.

'બુન. એતો નસીબમાં લખ્યું હોય એમ થાય. કપાળમાં લખાઈને લાયાં હોઈએ તે કાંઈ ખોટું થવાનું હતું ?' આવાં આવાં વચનો પણ ઘણાં કહ્યાં છતાં ગોમતીના દિલને શાંતિ ન વળી. તેની આંખો ન સૂકાઈ. એનો કંઈ જ ઉપાય ન હતો. દીકરીનું દુઃખ જોઈ મા પણ તેની સામે બેસી આંસુ સારતી હતી.

'છોડી તું નકાંમી રો રો કરે છે. તારે અત્યારે તો આમ રોવાતું હશે ? બેજીવી ને તે આમ આખો દા'ડો ખાધા વિના ચાલે. ગાંડી છે કે શું ? લે ઊઠ હેંડ, જે ભાવે તે ખાઈ લઇએ. તું નહિ ખાય તો હુંએ નહિ ખાઉં.' મા ઘણું ઘણું સમજાવીને ખાવા બેસાડતી હતી. પણ ગોમતી કેટલું ને કેવી રીતે ખાતી હતી તે તો તેનું મન એક જ જાણતું હતું.

ખોડીદાસ ગોમતીનાં આંસુ જોઇને પલળી ગયા. એક બેને લઇ તે પણ નવાગામ ગયા. છગનદાસને ઘણુંએ સમજાવ્યું પણ તે એકના બે ન થયા તે ન જ થયા. છગનદાસે તો કહી દીધું કે;

'હું એવો કાંઈ ગાંડો નથી કે કોઇની છોડીનો ભવ બગાડું. પણ તમેએ મને ક્યાંક ભણેલો મુરતિયો શોધી આલો. મારેએ મારી છોડીનું ભવિષ્ય જોવું જોઇએ ને ?'

ગોળમાં ભણેલો ને કુંવારો બીજું કોણ હતું ?

ખોડીદાસે તો જતાં જતાં કહ્યું.

'પટેલ. કોઈની આંતરડી બાળવામાં નહિ સુખ ભાળો હોં. ઉપરવાળો રાજી નહિ રહે.'

પણ છગનદાસ તો ગોપાળદાસનો ભણાવેલો કક્કો બોલે જતા હતા. અને છેવટે ખોડીદાસને પણ હાથ ઘસીને પાછા જવું પડ્યું.

હવે તો ગોપાળદાસના ગામમાંએ વાત ફેલાઈ ગઈ હતી કે રમણને બીજી કરે છે. ખોડીદાસના ગામમાંએ વાતો થવા લાગી. કોઈ ગોપાળદાસને ધિક્કારતા હતા. કોઈ રમણના ભણતરને વગોવતા હતા. કોઈ ગોમતી માટે સહાનુભૂતિના શબ્દો વેરતા હતા. આમ થોડા દિવસ તો બસ એ જ વાત થયા કરી.

ખોડીદાસ પાસે કોઈ ઉપાય ન હતો. ગોળ બહાર મૂકાવ્યા સિવાય તે બીજું કંઈ કરી શકે તેમ ન હતું. ઉશ્કેરાટમાં ક્યારેક ભયંકર વિચારો આવી જતા હતા પણ તે દાબી રાખતા હતા. એમાં કંઈ સાર નહિ નીકળે. એ ભૂડાપો છોડશે નહિ ને આમાં બીજું સારું પરિણામ આવશે નહિ. છતાં તેમના જીવને ધરપત ન હતી. કંઈનું કંઈ કહી નાંખવાનું મન થઈ જતું હતું. ક્યારેક તો ગોપાળદાસ પર ખુન્નસ વરસાવતા હતા. કંઈ જ થઈ શકે તેમ નથી એમ જાણ્યા પછી તો તેમની અકળામણ વધી પડી હતી. 'કંઈક તો કરવું જ, તેનેએ ખબર તો પાડી દેવી; એનુંએ અભિમાન ઉતારી દેવું, મારું તો પછી થવાનું હશે તે થશે.'

ગામ લોકોની ટીકા ગોપાળદાસના કાને પડતી પણ તેથી તેમને ખાસ અસર થતી નહિ. એતો પહેલેથી જ જાણતા હતા કે બોલનારા તો બોલે જશે. જોઈતો તો છડેચોક કહેતો હતો.

'જો રમણભઈએ ભણીને સુધારો કર્યો. કે'વત છે કે ભણ્યો કણબી કટંબ બોળે એના જેવું કર્યું. પેલી બાયડીના બચારીના નેહાકા લીધા. એમાં સારું શું કર્યું?'

કોઈ ગોપળદાસનો વાંક કાઢતાં કહેતું;

'ભઈ બધો વાંક જ એના ડોહાનો છે. એને અભેમાંન થઈ ગયો છે કે મારા છોકરાને બે બૈરાં કેમ નહિ? આપણા બધામાં છાંણ નથી. ન'ક હાલ વાંકું રે'. એનો અભેમાંન ભઈઓ આગળ પાણી ભરે. ભઈઓ વિનાતો મોટા ઝાટલીમલના છૈયાનેએ ચાલ્યું નથી. મોટો

લાટ શાખ હોય તોએ ભાઈઓના રિવાજમાં તો જોડામાંએ બેસવું પડે.'

'ખરી વાત છે. બધા ભાઈઓ ધારે તો એ રૂપાળી શું કરવા-વાળી હતી. બધાએ કહી દો કે બસ અમારે જાનમાં આવવું નથી. એ વિના એનું અભેમાંન નહિ ઉતરે.'

'અલ્યા બરાબર લાગ આવ્યો છે. બેટમજી કોને લઈને જશે? બધાએ સંપ કરીને ઘરમાં જ બેસી રહો. જોઈએ તો ખરા કે એ શું કરે છે? છો બાપ દીકરો પૈણી આવતા.'

બોલ્યા વિના પોતાનો હક્ક જતો રહેશે એમ માની એક જુવાનભાઈ પણ બોલ્યા.

'ખરું પૂછાવો તો રમણિયામાં પાણી નથી. ન'ક આટલું ભણ્યો તોએ એને ખબર નાં પડે. ભણેલાએ તો સુધારો કરવો જોઈએ કે આવો કુધારો. આનો કે'શે અમે ભણ્યા. શું ભણ્યા બાપનું કપાળ!' અભિનય સહિત તે બોલ્યા અને સાંભળનારા બધા હસી પડ્યા.

આ વિરોધી સૂરો ગોપાળદાસને કાને પણ અથડાતા હતા. કોઈક વાર તો મનમાં ઉશ્કેરાટ થઈ જતો હતો. બોલનારાના મોં પર ચાર લગાવી દેવાનું પણ મન થતું હતું. પણ કેટલાને મોંએ તાળાં મારવા જાય? અને એમ ઝગડો કરવાથી કંઈ લોક વાત કરતું બંધ જવાનું હતું? એટલે બાજી બગડી ન જાય તે સારું તેમણે મૌન જ રાખવું ઉચિત ધાર્યું હતું.

પણ હમણાં હમણાં તેમના કાને વાત આવી કે તેમના કુટુંબીઓ જાનમાં નહિ આવવાનો નિશ્ચય કરીને બેઠા છે. એ વાતથી તો તેમનો પિત્તો ખસી ગયો. અને ત્યાં ને ત્યાં બરાડી ઊઠ્યા.

'હું એ જાઉં છું બેટમજી, કયો નથી આવતો ? કોઈ રાંડી-રાંડના છોકરાને ધમકી આલતા હશે ?'

આ બાબતમાં પણ સર્વ સંજોગો જોઈને મૌન રાખવું ઉચિત ધાર્યું હતું. જો કે ચારે દિશાઓમાં થતી મસલતો તેમના કાને આવ્યા વગર રહેતી ન હતી. સૌથી વધારે માહિતી તો રમણની મા મેળવી લાવતાં. અને ગોપાળદાસ ન પૂછે તો પણ તે કહી દેતાં.

ગોપાળદાસ હવે તો રમણની રજાઓની રાહ જોતા હતા. તેમનો તેજ સ્વભાવ બધાને 'દેખાડી' આપવા માટે અધીરો બની રહ્યો હતો.



૩૦

# સુખની શોધમાં ?

રમણ શકરીને ત્યાં આવતો જતો એટલે ગામડે શું શું બની રહ્યું છે તેની માહિતી પણ મળતી રહેતી હતી. ચંચળ સાથે જ તેનું નક્કી થયું છે એ સમાચાર જાણ્યા પછી તો તેના આનંદનો પાર રહ્યો ન હતો. ઘડીભર તો તેને એમ પણ થઈ ગએલું કે તેના જેવું કોઈ સુખિયું નથી. હૃદયમાં આનંદ સમાતો ન હતો એટલે મનહર આગળ તે દોડચો જતો હતો. રમણ જેમ શોકને હૃદયમાં સમાવી શકતો ન હતો તેમ આનંદને પણ શમાવી શકતો ન હતો. મનહર પણ હમણાં લખવાની ધૂનમાં પડચો હતો એટલે રમણની વાતમાં પહેલાં જેટલો રસ લેતો ન હતો. છતાં રમણને માઠું ન લાગે તે સારું વચ્ચે વચ્ચે હાએ હા કરે જતો હતો.

રમણે વાંચવાના ઘણા નિશ્ચયો કર્યા ને ઘણા તોડયા. પરીક્ષા બારણું ઠોકવા માંડી ત્યાં સુધી તો તે તેનું સ્વાગત કરવા તૈયાર થયો નહતો. તેની ઇચ્છા ન હોય તો પણ પરીક્ષા કંઈ આવ્યા વગર રહેવાની હતી ? રમણને પરીક્ષા આપવા મુંબઇ જવાનું હતું. મુંબઇ લઇ જવાનાં કપડાં ને પુસ્તકો બેગમાં ગોઠવતો હતો. તેનો વિચાર આજ રાત્રે ઉપડી જવાનો હતો. બીજા વિદ્યાર્થીઓ પણ રાત્રે ફાસ્ટમાં ઉપડી જવાના હતા.

તે કપડાં ગોઠવતો હતો ત્યાં બે યુવાનોએ તેની ઓરડી આગળ આવીને તેને જ પૂછ્યું.

'રમણલાલ પટેલ અહીં રહે છે?'

'હા. કેમ શું કામ હતું?' રમણે જવાબ વાળ્યો. રમણ આ બેમાંથી કોઈને ઓળખતો ન હતો. એકે ખાદીનો ઝભ્ભો, કાળી બંડી અને ખાદીનું ધોતિયું પહેરેલું હતું. બીજાએ પણ ખાદીનાં જ લેંઘો, ટેનીસ અને કોટ પહેર્યો હતો. બંનેનાં માથાં ઉઘાડાં હતાં. એકના વાંકડીઆ વાળ અને બીજાના પાછળ ઓળેલા લાંબા વાળ તેમના વ્યક્તિત્વમાં વધારો કરતા હતા.

'તમારું જ નામ રમણલાલ કે?'

'હા.'

'અમારે તમારી સાથે થોડીક વાત કરવી છે.'

'હા. આવોને અંદર.' રમણે બે ખુરશીઓ આગળ કરી. મી. દેસાઈ વધારાનો સામાન તેમના સગાને ત્યાં મૂકવા ગયા હતા. એટલે ઓરડીમાં રહી વાતો કરવામાં ખાસ વાંધો આવે તેમ ન હતો.

'બોલો. શું કહેવાનું છે આપને?' રમણ પણ ખાટલામાં બેસીને બોલ્યો.

'જુઓ રમણલાલ!' પેલા ઝભ્ભાવાળા ભાઈ બોલતા હતા. 'હું યુવક સંઘનો મંત્રી છું. આ મારા મિત્ર છે. તે પણ તેના સભ્ય છે. અમને ખબર મળી છે કે તમે એક ઉપર બીજી કરવાના છો. તે ખરી વાત છે?'

રમણ આ સાંભળી જરા મનમાં મૂંઝાયો તો ખરો પણ પોતે કોઈનાથી ડરતો નથી એમ દેખાડવા પણ ગભરાટ વગર બોલ્યો;

'હા.'

'તમારા જેવા સુશિક્ષિત અને કેળવાયેલા યુવક માટે એ શોભાસ્પદ છે?'

'મારે શું કરવું?'

'કેમ શું કરવું? બધા લોકો શું કરે છે?' પેલો વાંકડિયા વાળવાળો યુવાન બોલ્યો.

'મેં એ બધાનો ખૂબ વિચાર કર્યો છે. જ્યારે બીજો કોઈ માર્ગ હતો જ નહિ ત્યારે મારે આ પગલું ભરવું પડ્યું છે.'

'પણ તમારા આ પગલાથી એક નિર્દોષ સ્રીની જિંદગી બરબાદ થાય છે તેનો વિચાર કર્યો?' સહેજ ઉશ્કેરાઈને મંત્રી બોલ્યા.

'બરબાદ શાને થાય છે? હું એને ક્યાં પોષવાની ના પાડું છું. અમારી નાતમાં તો ઘણાએ બે કરે છે.'

'તમે એવી જૂનવાણીને માનનારા છો? નવલોહીઆ થઈને આવા વિચારો ધરાવો છો?' ચમકતી આંખો રાખી પેલો ભાઈ બોલી ઉઠ્યો.

'પણ...પણ એમાં બીજું કંઈ જ થઈ શકે તેમ નથી.'

'બધુંએ થઈ શકે તેમ છે. અત્યારની સામાજિક પ્રણાલિકા પ્રમાણે સ્રી બીજો ધણી કરી શકે છે? તમે શું એમ માનતા નથી કે આપણા સમાજમાં એવી ઘણીએ સ્રીઓ છે કે જેમને પતિ તરફનો સળગતો અસંતોષ છે. તેમનું શું?'

'એમાં મારે શું? એમનામાં શક્તિ ન હોય એટલે મારેએ હાથ જોડી બેસી રહેવું?'

'આમાં બેસી રહેવાનો સવાલ નથી. સમજો કે તમારી પત્ની જ એમ કહે કે મને મારો પતિ પસંદ નથી. મારે બીજો કરવો છે, તો તમને કેવું લાગશે? આ વસ્તુનો કોઈ વાર વિચાર કર્યો છે?'

રમણ થોડીવાર ચૂપ રહ્યો. તેની નજર આગળ શકરી ખડી થઈ. શકરી માટે શું તેણે વિચાર ન હોતો કર્યો ? આ બધું શું તે ન હોતો સમજી શકતો ? પણ એ એ શું કરે ?

'એવી હિંમત કોઈ સ્ત્રી બતાવે જ નહિ ને ?'

'એટલે આતો તમે હિંમત બતાવતા હશો કેમ ?' પાછો પેલો જુવાન બોલ્યો. એના કટાક્ષો રમણને વસમા લાગતા હતા. મંત્રીની માફક તેની વાણીમાં આર્દ્રતા ન હતી.

'મને એમ લાગતું હોય કે આ પત્નીથી સુખ મળે તેમ નથી, તો પછી મારે શા માટે તેને વળગી રહેવું ? હું એવા ખોટા આદર્શોમાં માનનારો નથી.' સહેજ ચિડાઈને રમણ બોલ્યો.

'તો તમે કેવા આદર્શોમાં માનનારા છો ?' વાંકિડયાં ઝૂલ્ફાં બોલ્યાં.

'હું......હુંતો એમ માનું છું કે સુખ મળે એ રસ્તો લઈ લેવો.'

'બીજાને આગમાં ધકેલીને પણ સુખ મળતું હોય તો લઈ લેવું ! રસ્તામાં કાંટા આવતા હોય ને કોઈને તે પર ધક્કો મારી તેના પર થઈ સહીસલામત ચાલ્યા જવું તેનું નામ સુખ કેમ ? વાહ રમણલાલ ! તમેએ આદર્શો પણ ઘણા ઉચ્ચ સેવો છો. આજના યુવક ખરા ને !'

રમણ સહેજ મૂક રહ્યો એટલે મંત્રી ધીરે રહીને બોલ્યા.

'જુઓ રમણલાલ, લગ્ન એ માત્ર વ્યક્તિનો સવાલ રહેતો નથી. આજે તો તમે જે લગ્ન કરશો તેનાથી સામાજિક જીવન પર અસર તો થશે ને. એટલે તમારા પગલાથી બીજાને નુકશાન થાય તેટલા પૂરતા તો તમે જવાબદાર ખરા જ ને ?'

રમણ જોઈ જ રહ્યો હતો, મંત્રી બોલે જતા હતા;

'તમે તો સુસંસ્કૃત છો. સારાસારનો વિવેક કરી શકો તેવા છો. તમને નથી લાગતું કે તમે જે પગલું ભરો છો તેથી તમે એક નિર્દોષ સ્ત્રીના જીવનને ઝેર કરો છો ? તમને નથી લાગતું કે તમે સમસ્ત યુવક આલમને નિંદાને પાત્ર બનાવો છો ? તમને નથી લાગતું કે તમારા એ પગલાથી તમે બીજા પર ખોટો દાખલો બેસાડો છો ?' મંત્રી તો ભાષણ કરતા હોય તેમ બોલતા હતા.

'તો પછી મારે શું કરવું ? હું તો તમને સ્પષ્ટ વાત કહું છું કે જે છે તે પત્ની સાથે મારાથી તો નહિ જ જીવી શકાય. હું તેને છૂટાછેડા આપવા તૈયાર છું.'

'છૂટાછેડા લઈને પણ એ શું કરે ? સાંભળ્યું છે તેમ તેને થોડા વખતમાં છોકરું પણ થવાનું છે. એટલે એ પરિસ્થિતિમાં તેનો હાથ પકડનાર કોણ મળે ? એ ઠીક સારો રસ્તો શોધી કાઢ્યો ?'

'તો પછી મારી પાસે તો એકે રસ્તો નથી. તમને લાગે તે તમારી દૃષ્ટિએ સાચું અને મને લાગે તે મારી દૃષ્ટિએ સાચું.'

'તો એનો અર્થ એ જ કે તમે બીજી કરવા માગો જ છો કેમ ?' ચૂપ રહેલો યુવાન બોલ્યો.

'હા એમ જ. એ સિવાય બીજો છૂટકો જ નથી.'

'અને આ બીજીએ પસંદ નહિ પડે તો ત્રીજી કરશો કેમ !' તેજદાર આંખો કરીને તે બોલતો હતો.

'મને ખાત્રી છે કે આની સાથે મને સુખ મળશે.'

'ત્યારે તો તમે પ્રેમલગ્ન કરવાના હશો ?'

'હા એવું જ.'

'હા હા. એવાં લગ્ન ન કરો ત્યાં સુધી તમે યુવાન શાના કહેવાઓ. અને એક ઉપર બીજી કરો ત્યારે જ ક્રાન્તિકારી બન્યા કહેવાઓને ? માર્ક્સ કહી ગયો હશે. વાહ બિરાદર વાહ !'

'મારે તો કંઈ ક્રાન્તિકારી બનવું નથી.' ધીરે રહીને રમણ બોલ્યો 'હું તો એમ માનનારો છું કે પડયું પાનું નભાવી લેવું એમાં નરી નિર્બળતા છે. મારા માબાપની ભૂલનું પરિણામ હું જિંદગીભર ભોગવવા તૈયાર નથી. મારે તો મારો રસ્તો કરી લેવો જ રહ્યો.'

'અમે તો કહીએ છીએ ને કે પડયું પાનું સુધારી લ્યો.' હસતાં હસતાં મંત્રી બોલ્યા. 'અને એમાં જ તમારી શોભા છે. અને માનવ જાતના સુખ માટે, સમાજના આરોગ્ય માટે એજ સાચો માર્ગ છે. નહિ તો તમે કયાં જઈ ને અટકશો ? એક કરશો, બીજી કરશો, ત્રીજી કરશો, અને તેમાંએ સુખ નહિ દેખો તો પાછા ચોથી કરશો. આ રીતે બધી સંસ્કૃતિનું ઘડતર કરવું છે ! સમાધાનવૃત્તિ ધારણ કરો. એ વગર કયાંય સુખ નથી. રમણલાલ જરા વિચાર કરો. તમે જો અભણ હોત, અશિક્ષિત હોત તો કદાચ અમે તમારી પાસે આવ્યા ન હોત. પણ તમારા જેવા કેળવાયેલા યુવકો આમ કરે છે ત્યારે તો કહ્યા વગર નથી રહેવાતું. કાલે તો તમે ડૉકટર થશો. પછી શું ! આ રીતે વગર વિચાર્યું પગલું ભરી દેશો !'

'મેં તમને કહ્યું નહિ. મેં પૂરતો વિચાર કર્યો છે. તમે ગમે તેટલું કરશો પણ આમાં કંઈ ફેર પડે તેમ નથી.'

'તમે એમ બીજાના વિચારો સ્વીકારો તો પાછી તમારી મૌલિકતા હણાઈ જાય ને !' પેલો યુવાન બોલ્યો. રમણ થોડી વાર મૂકક્રોધથી તેની સામે તાકી રહ્યો.

'અમારી ફરજ તો તમને સમજાવવાની છે.' ધીરે રહીને મંત્રી બોલ્યા. 'પછી તમે ન માનો તો અમારી પાસે કોઈ સત્તા નથી. પણ એટલું યાદ રાખજો કે જે માર્ગ તમે લેવા માગો છો તે માર્ગ સાચો નથી. તેમ સારો પણ નથી. હજુએ વિચાર કરો તો સારું. અનેક સ્ત્રીઓનો વિચાર કરશો તો તમને લાગશે કે તમે

તેમને ખૂબ અન્યાય કરી રહ્યા છો. જરા તટસ્થ મનથી વિચાર કરો. તમારી જાતને અલિપ્ત રાખીને આ પ્રશ્નને ચર્ચો. હું માનું છું કે પછી તમને જરૂર સાચો ઉકેલ મળી જશે.'

'તમે કહો છો એ બધું હું સમજી શકું છું. પણ મારા મનની સ્થિતિ એવી છે કે હું એ કર્યા વિના રહી શકીશ જ નહિ. આ છેલ્લા બે માસ તો મેં માત્ર મંથનમાં જ ગાળ્યા છે. જો કે આજે પરીક્ષા આપવાને મુંબઈ જાઉં છું. પણ મારી કંઈ જ તૈયારી નથી. મારો તમને એક પ્રશ્ન છે. આ બધું છે એમને એમ નભાવી લેવામાં આવે તો પછી આ સામાજિક રૂઢિઓનો અંત ક્યારે આવે? એનો અર્થ તો એ જ કે કોઇએ સુધારણા માટે કંઇ જ કરવું નહિ ને છે તેમને તેમ રહેવા દેવું.'

'એટલે તમે આ સુધારો કરવા મેદાને ચઢતા હશો?' પેલાથી બોલ્યા વિના ન રહેવાયું.

'રમણલાલ! તમે મારા કહેવાનો અર્થ સમજ્યા નહિ.' મંત્રી બોલ્યા. 'સુધારણા કરવી, સમાજમાં તેને માટે પ્રયત્નો કરવા, નવી સમાજ રચના કરવી, તેની આવશ્યકતા છે એની હું ક્યાં ના પાડું છું. મારું તો એમ કહેવું છે કે તમે જે આ માર્ગ લીધો છે તે ખોટો છે. એક વર્ગ એમ માને છે કે આ રીતે સમાજને આઘાતો લગાડી લગાડીને પરિવર્તન કરી શકાશે. પણ તેમાં હું માનતો નથી. માનવ-જીવના ઉત્કર્ષ માટે જેમ અહિંસા એ જ સાચો માર્ગ છે તેમ સામાજિક સુધારણા માટે પણ સુધારણાનો આંદોલનો જગાવવા, સાચી સમજ પેદા કરવી અને એ રીતે સમાજની કાયા પલટ કરવી એ જ સાચો રસ્તો છે. આ બધું એક બે દિવસમાં નહિ થઇ જાય. તેને માટે સમય જોઇશે. પણ જ્યારે એ ભૂમિકા આવશે ત્યારે સમાજમાં આજના જેવા કે પેલા ઉદ્દામો લાવવા માગે છે તેવા બખેડા નહિ હોય. એ સમાજ સંરક્ષિત અને પ્રાણવાન હશે.'

'એને માટે શું કરવું જોઈએ ?' જિજ્ઞાસાથી રમણે પૂછ્યું.

'મેં કહ્યું નહિ. લોકોમાં જાગૃતિ લાવવી જોઈએ. તમારા જેવા કેળવાયેલા જુવાન હોય તેમણે પોતાની ફરજ સમજીને એ કાર્ય ઉપાડી લેવું જોઈએ. જ્યાં સુધી લોકોને સાચી વસ્તુ સ્થિતિનું ભાન નહિ થાય ત્યાં સુધી રોગ નાબુદ થવાનો નથી. તેને માટે કેળવણીનો પ્રચાર પણ વધવો જોઇએ. એ રીતે સમગ્ર સમાજની કાયાપલટ કરવી જોઇએ. ભણનારાઓએ ભૂલવું ન જોઇએ કે તેમના પર આખા સમાજનું ઋણ છે. એ ભણે છે તે કૉલેજમાં દૂર દૂર પડેલા, ઉગ્રતાપમાં કાળી મજૂરી કરતા ખેડૂતનો પણ હિસ્સો છે. એટલે એ ગરીબોના પૈસે ભણતા તમે અને મારે સુદ્ધાં એ ઋણ અદા કરે જ છૂટકો. બધા શિક્ષિતો આટલી ફરજ સ્વીકારે તો ઘણું કરી શકાય.' સમાજવાદી અને સામ્યવાદી સાહિત્ય વાંચવામાંથી નવરા પડે ત્યારે ને.

'બિરાદરો પફ પાઉડર અને સગારેટમાંથી ઊંચા આવે ત્યારે ને ? તેઓ એટલા બધા કાર્યમાં ગૂંથાયેલા રહે છે કે તેમને આવા પ્રશ્નો વિચારવાની ફુરસદ પણ નથી હોતી. કેમ મીસ્ટર ખરું ને ?' આ ચબરાક યુવાન રમણને અપ્રિય થઇ પડ્યો.

'તમારી યોજના તો માત્ર આદર્શ જ છે. વ્યવહારુ લાગતી નથી. કારણ કે કોઈ એ રીતે કામ કરે તેમ લાગતું નથી.' રમણે કહ્યું.

'છતાંએ તમે જુઓ છો કે સમાજ પલટાતો જ જાય છે. હજુએ જેમ જેમ કેળવણી, હું સાચા અર્થમાં તે શબ્દ વાપરું છું હોં, વધતી જશે તેમ તેમ સુધારણા પણ વધુ ને વધુ શક્ય બનતી જશે. એ તો તમે અમારા સંઘની ઓફીસે આવતા રહેતા હો તો તમને આંકડા સહિત બતાવી શકું કે સમાજ કેટલી પ્રગતિ કરી રહ્યો છે ને કેટલું કરવાનું બાકી છે.'

'તમારો સંઘ શું કાર્ય કરે છે?'

'સંઘનો ઉદ્દેશ તો યુવકોની ભિન્ન શકિતઓને કેન્દ્રિત કરવાનો છે. અને એ શકિત દ્વારા રાજકીય કે સામાજિક કાર્યો કરવાં. તેની તાલીમ રૂપે હાલમાં તો ચર્ચા સભાઓ ગોઠવીએ છીએ. તેમાં વિદ્યાર્થીઓ ઘણો રસ લે છે. તેથી અનેક વિષયોની છણાવટ થાય છે. રજાઓમાં પ્રવાસો ગોઠવીએ છીએ. અને તેમાંએ ખાસ કરીને ગામડાનાં પર્યટનો. ગ્રામ જનતાના સંપર્કમાં લાવી યુવકોને ગામડાની સાચી વસ્તુ સ્થિતિથી વાકેફ કરીએ છીએ. એ લોકો ગ્રામજીવનમાં રસ લે તે સારુ સંઘ એક ડીરેકટરી તૈયાર કરાવે છે. તેમાં ગામડાની સામાજિક અને આર્થિક, આંકડા સહિત માહિતી આપવામાં આવશે. કામ કરવાનું તો ઘણું છે પણ કરનારા ઘણા ઓછા છે.'

'મને નથી લાગતું કે કોઈ એ રીતે કાર્ય કરવા તૈયાર થાય.'

'દરેક કાર્યમાં એમ જ થાય. પહેલાં મહાસભામાં કેટલા કામ કરતા હતા. અને હવે? એ તો જેમ જેમ યુવકો પોતાની જવાબદારી સમજશે તેમ તેમ તેમાં ભળતા જશે ને જરૂર કંઈનું કંઈ કાર્ય કરશે જ. કેટલાક ઉત્સાહી યુવકો પણ છે. પણ તેમની આર્થિક પરિસ્થિતિ પ્રતિકૂળ હોઈ વખત આપી શકે તેમ નથી. તમારા જેવા સુખી છે તેઓને કંઈ પડી દેખાતી નથી. અને કેટલાક મિત્રોને તો તે ધતિંગ લાગે છે. તેમનો રસ તો સીનેમાની નટીઓની વાતો કરવામાં હોય છે. બોલો હવે અમેએ શું કરીએ?'

'તમે એ એમની માફક બાપાના પૈસે વટ મારતા ફર્યા કરો. બાપા ભલે ને ઘેર રોટલાનું બટકું ને ડુંગળીનું ડચકું ખાઈને હળ ખેડયા કરે. એમાં તમારે શું? તમે તમારે રીસ્ટો ખાઓ, દસ વખત ચા પીઓ, રોજ નવા નવા સૂટ બદલો...બસ બસ બિરાદરો મઝા કરો. તમે તો યુવકને......' હસતાં હસતાં પેલો

ભાઈ બોલ્યો. રમણને એમ જ લાગ્યું કે એણે તેના પર જ કટાક્ષ કર્યો છે. તેને ગણકાર્યા વિના તે તો મંત્રી સાથે વાતો કરવા લાગ્યો;

'તમારા સંઘનો કોણ સભ્ય થઈ શકે છે.'

'જેને થવું હોય તે. જે પોતાની જાતને યુવક માનતો હોય તે થઈ શકે. એક વાર તમે ત્યાં આવો. જુઓ, વિચારો, ચર્ચા કરો. પછી તમને સંઘની યોજના ગમે તો સભ્ય થજો. દર વર્ષે મંત્રી અને પ્રમુખની ચૂંટણી થાય છે. બંધારણમાં પણ તમે બહુમતિથી ફેરફારો કરી શકો છો. ખરી વાત તો એ છે કે તમારે એમાં રસ લેવો જોઈએ.'

રમણ ચૂપ બેસી રહ્યો.

'ઠીક, અમારે હજુ બીજી જગાએ જવાનું છે. એક બાઈનો ખાધા ખોરાકીનો કેસ ચાલે છે તેને માટે કોર્ટમાં જવાનું છે. તમે આના ઉપર વિચાર કરજો. યુવાનીને શોભે તે પ્રમાણે પગલું ભરજો.' ઊભા થઈ મંત્રીએ કહ્યું.

'મીસ્ટર, જરા આંખો ખોલીને ચાલજો. જોજો સુખની શોધમાંને શોધમાં દુઃખના દરિયામાં ગબડી ન પડો. પહેલાં થોડી વાર થોભીને વિચારી જો જો કે સુખ ક્યાં છે?' જતાં જતાં વાંકડિયાં ઝુલ્ફાં બોલી ગયાં.

રમણે મૂગા રહીને જ તેમને વિદાય આપી. એ લોકો ગયા પણ રમણને વિચાર કરતો મૂકી ગયા.

ખૂબ મંથન પછી પણ રમણને તો એમજ લાગ્યું કે તેનું પગલું સાચું અને અનિવાર્ય છે. એ વગર છૂટકો જ નથી. ગોમતી સાથે કોઈ રીતે મેળ ખાય તેમ નથી. અને એટલા સારુ જિંદગી વેડફી ન મરાય. અને મારે ચંચળ સાથે પ્રેમ થયો છે. અને ચંચળ વગર ક્યાં જીવી શકાય એમ છે? આખી દુનિયા ના પાડે તો પણ

ચંચળ વગર કંઈ ચાલે તેમ હતું? ચંચળ વગર મારા જીવનમાં શાંતિ નથી, સુખ નથી આરામ નથી. ચંચળ છે તો બધું છે. ને નથી તો કંઈ નથી. તો પણ બીજી કેમ ન કરું? ચંચળ સાથે લગ્ન કરું તો જ કાંઈ કરી શકું. પછી સમાજ સુધારો કરવો હોય તો ક્યાં નથી થતો. અને...અને ગોમતીને મારે ક્યાં દુ:ખી કરવી છે? એને પણ જે જોઈશે તે આપીશ. એની જરૂરિયાતો પૂરી પાડવા માટે હું બંધાયેલો છું. પછી એને શું જોઈએ? નકામા બધા ધાંધલ કરી મૂકે છે. હું બીજી ન કરું તો એ ગોમતીને ક્યાં સુખ છે? મને એ ક્યાં સુખ છે? અને ચંચળને પણ મારા વગર ક્યાં સુખ છે? તો આમ ત્રણે જણાએ શા માટે દુ:ખી થવું. જો લગ્ન કરી લેવાથી એ જણાએ સુખી થતા હોય તો શા માટે લગ્ન ન કરવાં? આ લોકો સાવ વેદિયા છે. પકડયું તે મૂકે જ નહિ ને. જાણે પોતાનો જ કક્કો ખરો. એમને આવું રાંચુ મળ્યું હોય ત્યારે ખબર પડે. આ તો બધાને પારકે ઘેર પંચાત કરવી છે. ઠીક છે બધું.

'બસ બસ. બીજી કરીશ જ. ચંચળ સાથે લગ્ન કરીશ. જેને વિરોધ કરવો હોય તે કરજો. એવા તો ઘણાએ સમજાવા આવે તો એ કંઈ વળવાનું નથી. બસ એક વાર નક્કી કર્યું તે ખરું. હા... હા...ચંચળ સાથે લગ્ન કરીશ જ.' છેવટનું વાક્ય રમણ જોરથી બોલ્યો. અને બહારથી આવતા દેસાઈએ પણ સાંભળ્યું.

'કેમ પટેલ કોની સાથે વાત કરો છો? કંઈ લગ્ન લગ્ન કરો છો. છે શું?'

'એ તો એ જ...પેલું નક્કી થઈ ગયું. તમે લગ્નમાં આવશો ને?'

'બોલાવશો તો આવીશું.' સહેજ હસતાં હસતાં દેસાઈ બોલ્યો.

'બસ ત્યારે કંકોત્રીઓમાં લખીશ. જરૂરથી આવજો. નક્કી થઈ

ગયું છે. ચંચળ સાથે જ લગ્ન થવાનું છે.'

'એમ !'

'હા.' સહેજ શરમાઇને તે બોલ્યો. રમણને પેલા યુવક સંઘના મંત્રીની વાત કહેવાનું મન થયું પણ માંડી વાળ્યું. દેસાઇએ પેલા દિવસે કહ્યું હતું તે પછી રમણ ભાગ્યે જ દિલ ખોલીને કોઈને વાત કહેતો હતો. માત્ર તેનાથી મનહરને કહ્યા વગર રહી શકાતું ન હતું. એમ જ કહોને તેનાથી કહી દેવાતું હતું. બીજા આગળ તો તેણે એક શબ્દ સરખો પણ કાઢ્યો ન હતો.

લગ્ન પછીની સુખો જીવનની કલ્પના કરતો કરતો રમણ બિસ્તરો બાંધવા લાગ્યો. તેની નજર આગળ ચંચળ તરી રહી હતી.

જે રાત્રે રમણ મુંબઈ ઉપડ્યો તે જ રાત્રે ખોડીદાસ અને ગોમતીની મા વાતો કરી રહ્યાં હતાં. તેમના મનમાં એમ હતું કે ગોમતી તો ઊંઘી ગઈ છે. પણ અર્ધ ઊંઘતી ગોમતી આ મસલત સાંભળીને તો જાગતી પડી રહી હતી.

'સાંભળ્યું ?' ખોડીદાસ બોલતા હતા. 'મારો જીવ તો ઝાલ્યો રે'તો નથી.'

'તો શું કરશો ?'

'મને તો એમ થઇ જાય છે કે થવાનું હશે એમ થશે. પણ એકવાર તો એને એ ખબર તો પાડી દેવી જોઇએ.'

'આપણે કોણ ખબર પાડી દેવાવાળા. એ તો ઉપરવાળો બધોએ હિસાબ લેશે.'

'પણ મારાથી તો આ છોડીનું દખ નહિ જોયું જાય. અને એ દા'ડે એ બોલી જ્યો છે એ મને તો ખટકે છે. તું માંને તો હું તો કાંઇ નવાજૂની કરી દઉં.'

'હવે છાંનામાંના રાંમ રાંમ કરી પડયા રહો.'

'મને તો ઊંઘ નથી આવવાની. હું બોલી જ્યો છું એ જાણે કરી દઉં એમ થાય છે.'

'શું બોલી જ્યા છો તે?'

'એમ કે જે દા'ડે મારી છોડી પર શોક્ય લાવશો એ દા'ડે તમારા છોકરાના ધડ પર માથું......'

'હાય હાય એ શું બોલ્યા. અરે જો જો ફરીવાર બોલતા. કોઈ સાંભળી જશે તો...'

'બેટો નહિ તો બાપ. મરવાનું તો એકવાર છે ને? કોણ અમર દોરી લઈને આયું છે. લાયને તાણ એનીએ કાશળ કાઢું. એ જાણશે કે ના વેવાઈ બોલ્યો તે કરી બતાવ્યું.'

'આજ તમને શું થયું છે? પરભુનું નામ દઈ છાનમાંના પડ્યા રહોને? જાઓ તમે તમારે બકયા કરો. મને તો ઊંઘ આવે છે.'

'તું નથી માનતી પણ એને કાંઇ ખબર પાડીશ તાણ મને નિરાંત થશે. તું શું કરવા આડી આવે છે.'

'કેમ તે તમે આંમ ગાંડાની જેમ વાતો કરો છો તેમાં.'

'તાણ આમ કર્યું હોય તો.........'

'કશું એ કરવું નથી. ભઇશાબ કહું છું તમે ઊંઘી જશો?'

'તું માને તો કો'કને પાંચ દશ આલીને એનો હાસો જ લગાડી મૂકાવું.'

'અરર......આવાં નીચ વિચારો કેમ આવે છે. પટલિયાનો છૈયો આવા ધંધા કરશે? જો હવે અક્ષરે બોલો તો મારા સમ છે. આવું બોલતાં એ તમને કાંઇ ના થયું! પરભુ......પરભુ......'

'તાણ એને મારી છોડીના પેટ પર પાટુ મારતાં કેમ કાંઈ ના થયું ?'

'એ જાણે ને એનું કરમ જાણે. કરશે એ ભોગવશે. આ ભવે તો આટલાં દખ ભોગવીએ છીએ. પાછા કેટલા પાપના પોટલા બાંધવા છે ?'

'તાણ તું નહિ માંને ?'

'હવે તો હું જવાબ પણ નહિ આલું. પાપમાં પડીએ એવા તો તમે શબ્દ કાઢો છો. શું કરવા નાહકના ખોટા વિચાર કરો છો.'

'તું ગમે એમ કહે પણ એનું કાંઈનું કાંઇ નુકશાન કર્યોય તાણ ઝંપીશ.'

મા ચૂપ રહી એટલે ગોમતી પથારીમાંથી બેઠી થઇ બોલી. અંધકારમાં માત્ર અવાજ જ સંભળાતો હતો. બોલનાર કોઈ દેખાતું નહતું.

'બાપા, એમનું કાંઇ નુકશાન કરો તો તમને ગૌ હત્યાનું પાપ છે.'

'છોડી તું......'

'હા... હા. તમારી બધીએ વાત સાંભળી છે. તમારે શું કરવા આવા નીચ વિચાર કરવા પડે છે ?'

'તારે લીધે. તારું દુઃખ.........'

'મને તો કંઇ જ દુઃખ નથી. ભલેને એ બીજી કરે. મને શું દુઃખ છે. હું તો મારે ખાઈપીશને મઝા કરીશ. તમે નાહકની ચિંતા કરો છો.'

'દીકરી ! તોએ માબાપનો જીવ છે ને !'

'પણ મેં ન કહ્યું તમે નકામા ચિંતા કરો છો. મને તો છોંટોએ દુખ પડવાનું નથી. કાંઈ પરભુ તો વેચી ખાધો નથી ને ? એણે ધાર્યું હશે એ કોઇ ખોટું કરનાર નથી. નસીબમાં જો સુખ લખ્યું હશે તોએ ખોટું થવાનું નથી ને દુખ લખ્યું હશે તો કોટિ ઉપાયે સુખ ભાળવાના નથી. તમે તમારે પરભુનું નામ દઈને સૂઈ જાઓ.'

દીકરીના આ શબ્દો સાંભળી માને છૂપો આનંદ થયો. તેમને થયું તેમની શિખામણ ગોમતીને ગળે ઉતરી ખરી.

તે રાત્રે પણ ગોમતી રમણને યાદ કરીને રડેલી પણ ખરી. પણ કોઇ ન જાણે તેમ. અવાજ વગર, ધ્રૂસકાં વગર, ચૂં કે ચાં કર્યા વગર. રોજ કેટલાં આંસુ વહી જતાં હતાં તેની સાક્ષી રૂપ તો માત્ર ગોમતીની ગોદડી જ હતી.

ગોમતી રડતી હતી તે વખતે રમણ ચંપાના વિચાર કરતો કરતો, લાંબા પગ કરી, આંખ દાબી જાગતો મુંબઈની ગાડીમાં પડ્યો હતો.

# ૩૧

## ગામડિયા

રમણ કંઈક પરણવાની હોંશમાં, પરીક્ષા સારી નહિ જવાથી કંઈક નિરાશાના સૂરમાં તે પહેલાંની જેમ મુંબઈમાં રોકાયો નહિ. પહેલાં તો પરીક્ષા આપ્યા પછી ચોપાટીની મઝા માણવા અને શહેરની રોનક જોવા તે ઓછામાં ઓછું અઠવાડિયું તો રોકાતો જ. ચોપાટી પર ફરવા આવનારને ધારીધારી ને જોતો ને તેમની પાસેથી ઘણીએ નવી ફેશનો શીખી લાવતો. બ્લાઉઝની છેલ્લામાં છેલ્લી ફેશન કયા છે તેનીએ તે નોંધ રાખતો. કોટનાં કેવી જાતનાં કોલર સારાં લાગે છે. ટેનીસના કટ કેટલા પ્રકારના છે. કેવી રીતે હાથમાં સ્ટીક પકડવી, સીગરેટ કેવી સીફતથી પીવી વગેરે નાની વસ્તુઓને પણ તે ખૂબ જ કાળજીપૂર્વક નિહાળતો. મુંબઈના રંગબેરંગી લોકો જોયા પછી રમણને અમદાવાદ સાવ શુષ્ક લાગતું. મુંબઈનું સ્વૈરવિહારી વાતાવરણ જોયા પછી તેને અમદાવાદ જૂનવાણી અને સનાતની લાગતું.

રમણ પરીક્ષા પછી ત્રીજે જ દિવસે સીધો અમદાવાદ આવ્યો. રજાઓને લીધે મનહર ઘેર ગયો હતો. તે શકરીને મળવા ગયો. પણ ઘરધણીએ તો કહ્યું કે ઘર બદલીને શાહપુર રહેવા ગયાં છે. હવે તેમને કયાં શોધવાં ? પોતાનું આત્મજન કોઈ મળ્યું નહિ તેથી રમણ જરા અકળાયો. તેને અમદાવાદમાં પણ ચેન ન પડયું. હવે તો ઘેર જ જવાનો નિર્ણય કર્યો.

ઘેર જતા પહેલાં તેણે અન્તરમાં ફરીને ઘણી વસ્તુઓ ખરીદી. દાંતે ઘસવાની પેસ્ટ ખલાસ થઈ હતી તે નવી લીધી. ન્હાવાનો ને ધોવાનો સાબુ પણ લીધો. હજામતનાં પાનાં લીધાં, બૂટની એક નવી જોડ લીધી. બૂટપૉલીસ પણ લીધી. કોટનાં ને ખમીસનાં નવાં બટન લીધાં. ઘેર પહેરવા એક કાળી ટોપી લીધી. આવું આવું તો તેણે ઘણું લીધું. છેવટે પાનકોર નાકાથી કોડિલા વરે ચંચળ માટે બંગડિયો લીધી. ચાંપો અને પીનો પણ લીધી. મઝેની કાંસકી લીધી. કંકુની શીશી લીધી. ઘણું લેવાનું મન થયા કરતું હતું પણ પાકીટ ખાલી લાગતું હતું. અને ગોપાળદાસ ક્યાંક જાણી જાય તો ? એ ભયથી તો તે વસ્તુઓ ખરીદતાં પણ મનમાં ધ્રૂજતો હતો.

રમણ ઘેર ગયો ત્યારે તેની બાએ તો તેને વાત્સલ્યના પૂરમાં ભીંજવી દીધો. તેને માથે હાથ ફેરવતાં ફેરવતાં તે કહેતાં હતાં.

'શરીર તો સારું છે ને ભઈ? પરક્ષામાં પાસ થઈ ગયો ને ? આ ફેરે તો જાણે રમણ શરીર તો સાવ સૂકવીને આવ્યો લાગે છે. રાંડના પાપમાંને પાપમાં છોકરો અડધો થઈ ગયો. મૂઈ રાંડ–ચુડેલ' ગોમતીને ગાળો દઈ પાછાં તેમણે રમણને કહ્યું; 'આ પાંચમનું જ મુરત છે. ન'ક પછી ઠેઠ બારસના દા'ડે વાત જાય. તું આઈ જ્યો છે એટલે એ પાંચમ જ વધાઈ લઈશું.'

રમણને તિથિનું તો ભાન જ હતું નહિ. તેણે ડાયરીમાં જોયું ત્યારે ખબર પડી કે આજે ચૌદશ થઈ હતી. એટલે હવે માત્ર અઠવાડિયું જ બાકી હતું. પાંચમ આટલી નજદિક આવતી હતી છતં રમણને તો એ મોટો ગાળો લાગ્યો.

રમણ રજાઓમાં ઘેર આવતો ત્યારે આગલો મેડો તેની 'ઑફીસ' બની જતી. અને ઘરનાં બીજાંને ત્યાં આવવાની મનાઈ થતી. રમણ તેનાં કપડાં અને તેનો બધો જ સામાન ત્યાં જ રાખતો એક આરામ ખુરશી વસાવી હતી તે પર બેસી લાંબા પગ કરી તે વાંચતો કે પછી જૂનાં સ્મરણો વાગોળતો.

'ચંચળની સાથે અઠવાડિયા પછી લગ્ન થશે. અરે દશ દિવસ પછી ચંચળ આજ મેડા પર આવશે. ચંચળ મારી સાથે...હા...હા હું તેની સાથે હસીશ, ખૂબ ખૂબ વાતો કરીશ, અરે મસ્તીએ કરીશ. એક એવી ચૂંટી ખણીશને તે રોજ યાદ કરશે. અને બૂમ મારશે તો...અરે બૂમ શું મારે. તેના મોં પર હાથ રાખીશને ? અને ચંચળ મને મારવા આવશે તો...તેનો ધબ્બો કેવો મીઠો લાગશે. એ કોમળ હાથ મારી મારીને શું મારશે ? હું એને ચંચળ જ કહીશ. ભલેને ખીજાય. મને તો એ નામ ગમી ગયું છે. અરે હૈયે વસી ગયું છે. ચંચળ...મારી ચંચળ...ચંચળ...' રમણનું મગજ બસ ચંચળથી જ ભરાઈ ગયું. ખુરશીમાં પડે પડે તેણે ચંચળ સાથે કલ્પનામાં મસ્તીએ કરી લીધી. વાતોએ કરી લીધી. અને ચંચળ સાથે શું શું કરવું તેની યોજના મનમાં પણ નક્કી કરી દીધી. કેવો કોડિલો વર !

રમણ ગામમાં ઓછું નીકળતો. વધુ વધુ તો તે સાંજના કુવા પર જતો એટલું જ. આ વખતે બહાર નીકળતો ત્યારે લોકો આંગળીઓ કરતા હોય એમ તેને લાગવા માંડયું. પાછળ તેની જ વાતો થાય છે. તેમ તેને ભણકારા વાગતા હતા. ગામમાં ટીકા કરનારા, પાછળ નિંદા કરનારા ઘણા હતા. પણ મોંએ ચઢીને કહેનારા તો આંગળીના વેઢે ગણાવી શકાય તેટલા જ હતા. રમણ કુવા પર ફરવા જતો હતો. સામેથી જોઈ તો બળદ પાઈને આવતો હતો. તે રમણ પાસે ઊભો રહ્યો ને પૂછ્યું;

'કેમ રમણભાઈ પૈણવા આયા કે ! ભઈ તો હવે ભણ્યા એટલે આ ગામડાનાં ડોબાં શાનાં ગમે ! રમણભાઈ તમારે તો મડમ લાવવી જોઈએ. બસ બે જણાં ગાંડેમ ગાંડેમ કરતાં એક એકનો હાથ પકડીને ફરવા નીકળો...'

રમણને એકે એક શબ્દ દઝાડતો હતો. કંઈ પણ બોલ્યા વિના છોભીલો પડેલો રમણ ચાલવા માંડયો. પણ જોઈતો એમ કંઈ છોડે તેવો હતો ?

'અરે રમણભાઇ રિસાઇ જયા કે શું? અરે વાત તો કરો. આ પૈણવા જવાના છો એ ભણેલી છે કે પછી આવું જ. જોજે 'ભઇ પાછા કુવામાં નાં પડતા ?'

'એમાં તમારે ડહાપણ કરવાની શું જરૂર છે?' ઉશ્કેરાટમાં રમણથી બોલાઈ જવાયું. બાકી કૉલેજમાં ખીજવી ખીજવીને તેને એવો ઢીલો બનાવી દીધો હતો કે નાનું છોકરું મશ્કરી કરી જાય તોએ સામા થવાની તેની હિંમત ચાલતી નહિ.

'અરે એવું શું બોલો છો રમણભાઇ. અમે તો તમારા વાલેશરી કહેવાઇએ. ભઇશા'બ પાછું આએ ડોણું નીકળશે તો ઉલમાંથી ચૂલમાં જયા જેવું થાય ને ?'

આ બે વચ્ચે સંવાદ ચાલતો હતો ત્યાં ત્રીજો જુવાન તેમાં ભળ્યો.

'ઓ. રમણભાઈ આઇ જયા છે કે ? સા'બ થાઓ તો કો'ક દા'ડો ભઇશાબ ઓળખાણ રાખજો.'

'તને તો પટાવાળા તરીકે લઇ જવાના છે.' હસતાં હસતાં જોઇતો બોલ્યો.

'મુઉં પટાવાળા તરીકે લઇ જવાના હશે તાણ લઈ જશે પણ જાનમાં લઇ જવાના છો કે નહિ ?'

'અરે રમણભાઈ બોલો તો ખરા. યાર અમદાવાદની બીડી તો ચખાડો.' જોઇતો રમણનો ખભો ઢંઢોળીને કહેતો હતો. 'આ બલાથી છૂટું' એમ વિચારીને તેણે બે સીગારેટો આગળ ધરી.

'હાં. હવે રંગ રાખ્યો ખરો. નિરાંતે બેસીને જરા ટેશ તે કરવા દે.' પેલો જુવાન બોલ્યો.

જોઇતાએ અને પેલાએ સીગારેટ સળગાવી. એમાં એકે તે ઊંધી જ સળગાવી. રમણને મનમાં હસવું આવી ગયું પણ કં બોલ્યો નહિ.

'અલ્યા આતો માંળુ છાંણુ જેવું આવે છે. કેટલી પીએ તાણ તલપ વળે!' પેલો જુવાન મોંમાંથી ને નાકમાંથી ધુમાડો કાઢતાં કાઢતાં બોલ્યો.

'ઠીક લ્યો રમણભઈ મળતા રે'જો. યાર મારે તો તમારી સાથે વાતો કરવી છે પણ તમે કયાં સામે નજર કરો છો. યાદ આવે છે એકડીથી આપણે હારે ભણેલા. હવે તો રમણભઈ શાની ઓળખાણ રાખે? મારે તો બળદ કયાંક કોકના વાડામાં પેસી જશે તો પાછું શું એ થશે.' કહી જોઇતો ચાલતો થયો.

પેલો તો સીગારેટની જ વાતે ચઢી ગયો હતો. અને રમણ જાઉં જાઉં કરતો હતો.

'હવે બેસને. રમણ સાંભરે છે કે આપણે એંપળીપેંપળી રમવા જતા'તા. તું પીંપળ પરથી પડી ગ્યોતો? અલ્યા એટલીવારમાં ભૂલી ગ્યો. મને તો એવુંને એવું સાંભરે છે.'

ખરી વાત તો એ હતી કે રમણ એવા ભૂતકાળમાં ડોકિયું કરવા નવરો ન હતો. ચંચળના વિચારોમાં મસ્ત થયો હતો ત્યાં આવી વાહિયત વાતો તેને શાની ગમે? રમણ તો મોં પર કંટાળો લાવી ઊઠયો.

'બસ હવે તો હું જઈશ. મારે કુવા પર જવાનું છે.'

'હવે બેસને છાંનોમાંનો...' પેલાએ રમણનું ધોતિયું પકડીને ખેંચ્યું ને ના ઈલાજે રમણને બેસવું પડયું. 'કયાં તારે કોસ હાકવા છે તે? તારે તો એ ટાઢા છાંયે લીલા લહેર છે. જો કોસ ખેંચી ખેંચીને હાથે કેવાં ડામાં બાઝી ગ્યાં છે? જો સાંભળ રમણ. મારું બેટું મને મારું બૈરું મારે છે. યાર શે'રમાંથી એક મારા બોલે પકડી લાય ને!'

એક તો રમણને 'તુંકારા'થી આ બોલાવતો હતો તે તેને નહોતું ગમતું ત્યાં પાછી આ સાવ અણગમતી વાત કાઢી તે કયાંથી

ગમે ! રમણને આ માણસ સાવ જડ, અરે જંગલી લાગ્યો. તેની એક એક આંગળ વધી ગયેલી દાઢી, ફાટ્યાંતૂટ્યાં ને ગંદાં કપડાં, બરછટ હાથ પગ, બધું જ જંગલી જેવું હતું ને ! અને એ બોલતો હતો એ જંગલી જેવું જ ને ? એનો આવાજે કેવો કર્કશ અને સાવ ગ્રામ્ય હતો ? પાછો રમણ જેવાને, સુસંસ્કૃત, શિક્ષિત, અને સંસ્કારી યુવકને બનાવવાની વાતો કરે છે. રમણ આવાની જોડે એક મિનિટે શાનો બેસી શકે ?

'બસ કે રમણભાઇ' પેલો કહેતો ને કહેતો રહ્યો ને રમણ ઊઠીને ચાલતો થયો. પેલો તો પાછળથી બૂમો પાડે જતો હતો 'અરે રમણ, ભઇલા આ તારા જૂના ભાઈબંધ માટે એક સારું બૈરું લેતો આવજે. હુંએ બે બૈરાંનો લ્હાવો લઇ લઉં...'

પણ રમણ તો આ 'બલા'માંથી છૂટકારાનો શ્વાસ લઇને ઉતાવળે પગલે નિળીઆમાં અદૃશ્ય થઈ ગયો.

પવનમાં તેનું ધોતિયું ફરફરતું હતું તે રમણને ગમતું ન હતું. રોજ પાટલુન પહેરેલું અને અહીં ધોતિયું પહેરવું પડતું તેથી તો તેને અતડું અતડું લાગતું હતું. તેને ગામડુંએ અતડું અતડું લાગતું હતું. ગામમાં કોઈની સાથે નિરાંતે હસીને વાતો કરીએ તેવોએ કોઇ ન હતો. અને હતા આ બધા બાળમિત્રો! એ તે કંઈ મિત્રો કહેવાય? પછી રમણને ગામડામાં કેમ ફાવે ? રમણ મહામહેનતે ગામડામાં ફવરાવતો હતો.

કુવા પર ગયો ત્યાં પેલા સાથીએ પણ કહ્યું;

'ભઇ ઘણા દા'ડે આયા. હવે ભણવાનું કેટલું બાકી છે?'

'થોડું જ બાકી છે.' હસવાનો પ્રયત્ન કરી રમણે જવાબ વાળ્યો.

પેલો તેની ટેવ પ્રમાણે 'ભરોલા' ગાતો ગાતો કોશ ખેંચે જતો હતો. વચ્ચે વચ્ચે રમણ સાથે વાતો કરે જતો હતો.

'હેંડો હેંડો મારા બાપા. જોતાએ નથી કે મોટાભાઇ આયા છે.' બળદને તે કહેતો હતો. પછી પાછો રમણ સાથે વાતે વળગ્યો;

'બેસોને ભઇ પેલા માંચામાં, ભઈને ખુચે એવું છે ને? હ્યો ઊભા રહો જરા ગોદડી પાથરી આલું.'

સાથીએ ગોદડી પાથરી. પણ એ તે કંઇ રમણ જેવાને માટેનું આસન હતું? બે ત્રણ જગ્યાએથી ગોદડી ફાટેલી હતી. અંદરથી ગાભા અને તેએ પાછા બૈરાંના કપડાંના, ડોકિયાં કરતા હતા. ગોદડીમાં રોટલાની કરચો પડેલી હતી. અંદર નાનાં છોકરાં મૂતરી જવાથી મૂતરનાં કૂડાળાં ને આંધરાળાં વળ્યાં હતાં. પાછી અંદરથી એક પ્રકારની બદબો નીકળતી હતી તે જુદી. રમણ તે આમાં કેમ કરીને બેસી શકે?

'રે'વા દો. એતો મને એમનેમ જ ઠીક પડશે.' ગોદડી પાછી હતી તેમ વાળી રમણ ખાટલામાં બેઠો. પેલો સાથીએ જરા વિસામો ખાવા બેઠો હોય તેમ, દરબેલું છાણું બહાર કાઢી ફૂંકીને જરા તેજ કર્યું. પીંપળાના થડમાં મૂકેલી વાંકલી ચલમ લીધી અને ચામડાની પાકીટ જેવી કોથળીમાંથી થોડીક તમાકુ કાઢી. ચલમ ભરી, ઊભા પગે બેસી પીતો પીતો તે વાતો કરવા લાગ્યો.

'રમણભાઈ વખતસર આઈ જયા હોં, અર ભાઈ આ ફેરે તો તમારી જાનમાં આવવુ છે. બાપાને કહીને એટલી રજા અલાવજો હોં.' આધેડવયનો ઠાકરડો ભોળે ભાવે બોલતો હતો. પણ રમણને તો ચીઢ જ ચઢી.

'બધાએ લગ્નની જ વાતો આગળ કરે છે. હું લગ્ન કરવાનો છું તેમાં આપને બધાને કેમ ચટપટ પેઠી છે!' મનમાં તે બબડીએ ગયો.

'સાચું કહું છું હોં ભઇ. એક વાર તો તમારી જાનમાં લઇ જાવ.'

'સારું સારું અત્યારે તો નથી.' કંટાળીને રમણે જવાબ વાળ્યો.

'હવે ચ્યાં વાર છે. વચ્ચે દા'ડા તો ચાર આડા છે. પાંચમ તો આ આઈ.'

વાત બદલવા રમણ બોલ્યો.

'સવારે કેટલા વાગે કોશ જોડો છો?'

'અરે પરોઢિયે વહેલા. આંય નાવા આવતા હોય તો ભઈ. કે'તા હોય તો આ આખું થાળું ભરી રાખું. તમે તમારે નિરાંતે નાવ હેં.'

'જોઈશું. પપૈયા ઉતરે છે કે નહિ?'

'હવે ઉનાળાના દા'ડે ઓછા ઉતરે. પણ તમે તમારે સવારમાં આવજોને? તમારે માટે હાખ રાખી મૂકીશ.'

'વાડી કરવાના હતા તે શું થયું?'

'હમણાં તો એકલી લીંબુડીઓ છે. શિયાળામાં ભઇ આવતા હોય તો મૂળાની અને મોગરિયોની હરા કરાવું. આ વખત તો ગાજરે બહુ થ્યાં. ગમે ઇમ ખાવ.'

'કંઈ ફળ ફળાદી નથી કરતા?'

'અરે બાપા એને માટે ઘણુંએ મથ્યા પણ મારું બેટું શું થાય છે તે કાંઈ ખબર પડતી નથી. કાંતો ઉધેઈ ખાઈ જાય છે કે પછી પાણી નથી માફક આવતું? પણ છોડ ઉછરતા નથી.'

'વાડી કરી હોય તો જરા ફરવાનીએ મઝા રહે.'

'તે ભઈ આપણા પપૈયામાં તો ફરી આવો. અને લીંબુડીઓ કેવી મઝાની થઈ છે. અત્યારે તો આ કમલપરું પાઉં છું.'

રમણને ખેતીમાં ખાસ રસ ન હતો. તેને રસ હોય તો પણ ફરવા પૂરતો જ. બાકી તેને જમીન કેટલી છે, આવક કેટલી છે,

પાક કેવો થાય છે, ખેતી કેમ થાય છે, તેનું તેને ભાન ન હતું. અને તેણે કોઈ વાર જાણવા માથુંએ માર્યું ન હતું. રજાઓમાં તે કોઈક વાર આમ કુવા ઉપર આવતો ત્યારે તેને ન સાંભળવું હોય તો એ આ સાથી બધુંએ કહી દેતો કે બાજરી આટલા મણ થઈ. મરચાં આટલાં થયાં, શાકભાજીમાં આટલું મળ્યું વગેરે.

ખેતરોમાં વસેલું નૈસર્ગિક સૌન્દર્ય નિરખવાની દૃષ્ટિ રમણને ન હતી. હસી રહેલું કમલપરું, આંખને આનંદ આપે તેવો તેનો લીલોછમ રંગ, પાણી જવાની નીક પરની ધરો, તે પર ઉડતાં રંગ બેરંગી પતંગિયાં, દોડમ દોડ કરતી ખિસકોલીઓ, છાને છૂપે પાણી પીવા આવતાં મોર અને દિશાઓને ગજવી નાખતી સારસ બેલડીનો મીઠો અવાજ...એ બધું અણપ્રીછ્યું અણનિરખ્યું વિલાઈ જતું સૌન્દર્ય જોવાની રમણને ટેવ ન હતી. રમણને ગામડા કરતાં શહેરના કૃત્રિમ બાગોમાં જ આનંદ આવતો. વિકટોરીઆ બાગમાં તે લાંબા પગ કરીને બેસતો પણ અહીં લીલી ધરોના ગલીચા પર કે અડતાં જ ભાગી જાય તેવાં મઝેનાં ઢેફાંવાળા ખેતરમાં તે ભાગ્યે જ બેસતો. તે બધું તેને ગ્રામ્ય, અસંસ્કૃત લાગતું. પોતે ગામડિયો ન બની જાય તે સારુ જેટલી હૉસ્ટેલમાં કાળજી રાખતો તેટલી જ અહીં ગામમાં પણ રાખતો. તેનો આ પૂર્વગ્રહ જ તેને ગ્રામજનતા સાથેનો સંપર્ક અટકાવતો હતો. તેનો એ જ પૂર્વગ્રહ આ નૈસર્ગિક વિલસી રહેલા સૌન્દર્યનાં દર્શન કરાવતાં અટકાવતો હતો. તેને આજ સુધી ખ્યાલ જ આવ્યો ન હતો કે ગામડામાં સાચું સૌંદર્ય હોય છે. શહેરના કૃત્રિમ ભભકાઓનાં નિરક્ષણ પછી તેની દૃષ્ટિએ કૃત્રિમ ભાવો અને કૃત્રિમ દૃશ્યો જોવા ટેવાઈ ગઈ હતી.

છતાં આજે પેલા સાથીએ કહ્યું એટલે અને તેનું મન જરા વ્યગ્ર હતું એટલે ઊભો થઈ પપૈયાવાળા ખેતર તરફ વળ્યો. બે એક દિવસ પહેલાં પાણી પાયેલું હતું એટલે ક્યારા તો હજુ એ ભીના હતા. પપૈયા માથોડુંક ઊંચા થયા હતા. તેનાં પાંદડાં એકમેકમાં

ગુંથાઈને છાપરું બનાવી દેતાં હતાં. નીચે ફરનારને તો એમ જ લાગે કે પાંદડાંથી છાયેલા માંડવા નીચે તે ચાલે છે. પપૈયાનાં થડ માંડવાના થાંભલા જેવાં લાગતાં હતાં. ક્યાંક ટાલાં પડી ગયાં હતાં ત્યાં સૂર્યનાં કિરણો સંતાકૂકડી રમતાં હતાં. બાકી બધે જ છાંયડો છવાઈ ગયો હતો. અને જમીનમાંથી ભીંજાયેલી હવા નીકળતી હોય તેમ શીતળતા પ્રસરતી હતી. રમણ થોડાક ક્યારા વટાવીને આગળ ચાલ્યો. તેને આ શિતળતા ગમી ગઈ. ઉનાળાના લાય જેવા દિવસોમાં પણ અહીં તો ઠંડક જ રહે છે. શહેરના કૃત્રિમ ' સમર હાઉસો ' કરતાં આ ખેતરની ઠંડક આલ્હાદકારક અને તાઝગી અર્પે તેવી હતી. રમણને પણ આ મીઠી, ઠંડી હવા અને શીતળ વાતાવરણ ગમી ગયું. જાણે બરફના ઘરમાં બેઠા હોય તેવું લાગતું હતું. અને રમણ બેત્રણ પાંદડાં તોડી તેનું આસન બનાવી તે નીચે બેઠો એ ખરો.

નાળિયેરથીએ મોટા પપૈયા વળગેલા હતા. એક છોડ પર સરેરાશ નાના મોટા પંદરેક પપૈયા વળગેલા હતા. જાણે વછૂટવું જ ન હોય તેમ તે પપૈયા પેલા હતેંડાઓની માફક વળગી રહ્યા હતા.

આ ઠંડી હવાથી જેમ તેના શરીરને શીતળતા મળી તેમ તેના મ્લાન હૃદયને અને વ્યગ્ર ચિત્તને પણ ઠંડક મળી. ત્યાં બેઠે બેઠે તેણે ગોમતીને, શકરીને, મનહરને ચિમનલાલને વગેરેને યાદ કર્યા. નાટકમાં ધીમે ધીમે બધા પાત્રો અદૃશ્ય થઇ જાય ને માત્ર નાયક કે નાયિકા રહે તેમ બીજા સ્નેહી સંબંધીઓ તેના માનસપટ પરથી અદૃશ્ય થઈ ગયાં. માત્ર ચંચળ જ તેને હસાવતી, તેને દોડાવતી તેને રંજાડતી, પાછો તેને મનાવતી રહી ગઈ. પપૈયાં વાળા ખેતરમાં ચંચળ આગળ ને રમણ પાછળ એમ દોડે જતાં હતાં. દોડતાં દોડતાં ચંચળ પડી ગઈ. રમણે તેને બેઠી કરી. ઢોંગ કરી ચંચળ વાગ્યાનો ડોળ કરી રડવા લાગી. રમણ તેને પંપાળવા લાગ્યો. ખોળામાં તેનું માથું લઇ તેને દબાવવા લાગ્યો. અને લુચ્ચી ચંચળ, ખભા નચાવતી નચાવતી, હસતી હસતી એકદમ ઊભી થઈ દોડવા લાગી. અને દૂરના પપૈયા પાસે જઈ અંગુઠો બતાવતી રમણને ચીઢવવા લાગી. અને...

અને રમણે હાથમાં બીજું કંઇ ન આવવાથી નાળિયેરથીએ મોટું પપૈયું તોડી તેને છૂટું માર્યું. પણ ચંચળ ક્યાં હતી !

# ૩૨

# પિતા પુત્ર

ચંચળ મય થઇ ગયેલો રમણ ક્યાંય સુધી એ ઠંડકમાં બેસી રહેત પણ પેલા સાથીએ બૂમ મારી ત્યારે બહાર નીકળ્યો. બહાર આવીને જોયું તો ગોપાળદાસ ખાટલામાં બેઠા હતા. રમણને આવ્યે ત્રણેક દિવસ થયા હતા પણ પિતા પુત્ર વચ્ચે ખાસ વાતચીત થઈ ન હતી. માત્ર સામાન્ય સમાચાર પૂછી ગોપાળદાસે મૌન જ સેવ્યું હતું. અને રમણ તો પિતાને આજ સુધી કંઈ પૂછી શકયો નહતો તેમ પૂછવાની હિંમત પણ કરી શકે તેમ નહતો. ગોપાળદાસ રમણ સાથે વાત કરવા જ અહીં આવ્યા હોય એમ લાગતું હતું. રમણને જોઈને તે જ બોલ્યા.

'ફરવા આયો હોઈશ.'

'હા.' કુવા પાસે ઊભો રહી રમણ બોલ્યો.

'તે ઊભો કેમ રહ્યો છે? આયને આંય. લે બેસ.' તેને ખાટલામાં જગા કરી આપતાં ગોપાળદાસ બોલ્યા. રમણ ખાટલામાં જઈને બેઠો.

'બધે ફરીને જોયું? અહીં રોજ આવતો રે'તો હોય તો. જરા પગે છૂટો થાયને આંય દેખરેખ પણ રહે.'

રમણ ચૂપ જ બેસી રહ્યો હતો. 'કીચુડ કીચુડ' કરતી આરીનો

કવિતાની વાણી જેવો મીઠો અવાજ તે સાંભળી રહ્યો હતો. ગોપાળદાસ પાછા બોલ્યા.

‘ આ વખતે તો પાસ થઇશ ને ? ’

‘ એક પેપર ખરાબ ગયું છે. એતો બધાને ભારે લાગેલું. પાછું પ્રેક્ટીકલ પણ સારું ગયું નથી. ’ રમણ પાણી પહેલાં પાળ બાંધતો હતો.

‘ એટલે તું પાસ નહિ થાય ! ’

‘ એ તો જે થાય તે ખરું. અત્યારે તો હું કેમ કહી શકું ? ’

‘ શું કેમ કહી શકું ? બીજી વખતે એ ઉકાળીને આયો ? તાણ તે કર્યું શું ? એના કરતાં તો આંય બેઠે બેઠે માખીઓ મારી હોત તોએ સારું હતું. ’ ઉશ્કેરાઇને ગોપાળદાસ બોલતા હતા. રમણ આવા વખતે મૌન રાખવાનું જ ઉચિત માનતો.

‘ એકલું પૈસાનું પાણી કરતાં આવડે છે. હવે નાપાસ થાય તો હું તો ભણાવાનો નથી. હું તે તને કેટલા આલું ? તું તારે તારું ફોડી લેજે. ’ ખીજાએલા હોય તેમ ગોપાળદાસ આંખો કાતરીને બોલતા હતા.

હમણાં હમણાં તેમનું માથુંએ ગરમ રહેતું ને તેમનો મિજાજ પણ ઉશ્કેરાએલો રહેતો. જાનમાં નથી જવું એવો નિર્ણય કરીને કુટુંબીઓ બેઠા હતા. પાંચમ નજીક આવતી હતી તેમ તેમ તેમની અંદરનીએ મૂંઝવણ વધતી હતી. જો કે તે જીવને કાઠો કરી જે તે વસ્તુઓ જરૂર પડે તેમ મંગાવે જતા હતા. તૈયારી તો તે બધી કર્યે જ જતા હતા. માત્ર મન ઊંચું રહેતું હતું એટલું જ. એમાં રમણનો આ ધબડકો સાંભળીને તેમનો પિત્તો પાછો ખસી ગયો. અને રમણ પર તૂટી પડ્યા. જેમ ફાવે તેમ તેને ધમકાવવા લાગ્યા. છેવટે લગ્ન માટે પણ તેનો વાંક કાઢ્યો.

'તું તો બધી રીતે મારી પાસે કઢાવા આયો લાગે છે. બાપને તો કુણ જાણે શુંએ બંધવાના હશે? આ પાછા ખર્ચામાં ઉતાર્યા. શું નાસી જતું હતું તે નવી ઉપાધી હોરાઈ.' કહીને તેમણે લગ્ન બાબતનો બધો જ વાંક રમણ પર ઢોળી દીધો. તેને લીધે તેમને કુટુંબીઓનો કલેશ પણ વ્હોરી લેવો પડે છે તે પણ કહ્યું. અને રમણને ખૂબ જ દબડાવી દીધો. રમણ ચૂં કે ચાં કર્યા વગર બધું સાંભળી રહ્યો હતો. તેનું ચાલત તો તે તો ઊઠીને ચાલતો થાત પણ આ સિંહના પંજામાંથી એમ શાને છટકાય?

થોડી વાર ગોપાળદાસ શાંત રહ્યા. પિતાજી બોલતા બંધ થયા અને પુત્રને જરા નિરાંત થઇ. ટોપી ઉતારી, માથાના વાળમાં આંગળાં પરોવતો તે બેસી રહ્યો હતો. તેના મગજમાં ઘણા વિચારો ભર્યા હતા છતાં કંઇ જ વિચારતો ન હતો. ના છૂટકે ત્યાં બેસી રહેવું પડતું હોય તેમ તે બેસી રહ્યો હતો. પાછા ગોપાળદાસ બોલ્યા.;

'કપડાં બપડાં તો છે ને? જોજે પાછો છેલ્લા દા'ડે ભવાડા નાં કરાવતો.'

'કપડાં તો છે.'

'પાંચમનું મુરત છે.'

'હા.'

'તારે કોઇ ભાઈબંધને બોલાવવો હોય તો બોલાવજે. પછી કે'શે કીધું ન'તું.'

'સારું.'

'બને છે તો મોટરનું કરવું છે. છત્રીવાળાનુંએ પૂછાવરાયું છે.' સહેજ સહેજ મલકતાં મલકાતાં કહેતા હતા. તેમનો ક્રોધ અદૃશ્ય થઈ જતો હોય એમ લાગતું હતું.

ગોપાળદાસ પણ અજબ હતા. ઘડી ઘડીમાં ભાવ બદલતા હતા. જેમ વાદળાં રંગ પરિવર્તન કરે છે તેમ.

રમણ તો માત્ર હુંકારો જ ધરે જતો હતો. તેને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય આપવાનો હતો જ નહિ.

'આંમે થવાનું હશે એમ થશે પણ ડંકો કરી દેવો છે. જોજે ત્યાં કાંઇ ભવાડો નાં કરે. કેવો રૂપાળો વિવેક બતાવે છે.'

'હા' પોપટની માફક રમણ બોલ્યો.

'સગો તો સારો મળ્યો છે. પાછળથી તું ટિટિયારો કરીશ એ મારાથી નહિ સહન થાય. હવે ઘડી ઘડીના તું વિચાર બદલીશ નહિ. પાછળથી જો મારો વાંક ગનો કાઢ્યો છે તો તારી વાત તું જાણે.'

'હાં.'

'બેસવું છે કે આવવું છે? હેંડ ઘેર આવતો હોય તો.'

'તમે તમારે જાઓ. થોડીવાર રહીને આવું છું.' છૂટકારાનો દમ ખેંચતો હોય તેમ રમણ બોલ્યો. તેને મનમાં ભય હતો કે જો તે સાથે જશે તો પાછા તે રસ્તામાં ધમકાવશે.

ગોપાળદાસ સાથીને કેટલીક સૂચનાઓ આપી લીંબુડીઓમાં આંટો મારી ઘેર જવાના નીળિયા તરફ વળ્યા. તે દેખાતા બંધ થયા ત્યાં સુધી રમણ ખાટલામાં જ બેસી રહ્યો.

ગોપાળદાસની ધમકીથી રમણનું સ્વમાન ઘવાયું હોય તેમ તે ખાટલામાંથી ઊઠીને મૂગો મૂગો ખેતરમાં આંટા મારવા લાગ્યો. વાંચવાના તેણે કેટલા બધા નિર્ણય કર્યા હતા. પછી ન વંચાય તેમાં તે શું કરે? અને વાંચ્યા વિના નાપાસ થવાય તેમાંએ તેનો શું વાંક? બાપાને તો ધમકાવવાની ટેવ જ પડી છે. નજીવી બાબતમાં પણ ઘાંટા પાડીને બોલશે. તેમને કહેવુંએ શું? આપણે ક્યાં અહીં

જિંદગી ગાળવી છે તે ચિંતા? હશે, બોલે એ તો...તેમની એ ટેવ છે અને સાંભળવાની આપણી ટેવ છે.

નાપાસ થવાય તો મનેએ ઘણું નુકશાન છે. પાછાં એનાં એ પુસ્તકો, એની એ કોલેજ. એની એ ધમાલ. પાછા પેલા છોકરાએ જીવ ખાશે. સાલા કોણ જાણે શુંએ તુક્કા ઊભા કરશે? બધાંએ મારો જીવ ખાવા બેઠાં છે. કોઈ મારી હકીકત સમજતું નથી.

પાસ થઈ જઉં તો ફેરી મઝા! ચંચળ સાથે રહેવાનું. અમદાવાદમાં સોસાયટીમાં બંગલો ભાડે રાખું. હું અને મારી ચંચળ. પછી? બસ બધુંએ આવી ગયું. પછી બાપાની ધમકીએ સાંભળવી ન પડે. પેલા છોકરાઓ ચિડવે નહિ પછી દુઃખ જ નહિ ને? આહા...

કેટલું બધું સુખ. પણ...પણ એ બધું પાસ થાઉં ત્યારે? ઓ પ્રભુ આટલી લાજ રાખજે. ઓ શક્તિશાળી ભદ્રકાળીમા! મારું આટલું કામ કરજે. તારા વગર મારું કોણ? બસ આટલી વખત મારી લાજ રાખો. ગિરધારી તમે છો એ જ સત્ય છો. તમે નિરાધારના આધાર છો. ઓ ભગવાન. ઓ કૃપાનિધિ તને હું બીજું શું કહું? બસ મારા ઉપર આટલી કૃપા કર.' રમણ પાછો રોતલ બની ગયો. પહેલાંની માફક પાછું તેને ઘડીભર થઈ ગયું કે તે ઘણો દુઃખી છે. રમણનો સ્વભાવ ઉનાના ક્ષણે ક્ષણે બદલતા રંગો જેવો હતો. તેનું હૃદય પારિજાતકના પુષ્પ જેવું હતું. ખૂબ જ નાજુક અને ખૂબ જ મૃદુ.

ઈશ્વરને પ્રાર્થતો અને મનમાં ને મનમાં રડતો તે ઘર તરફ ચાલ્યો જતો હતો. તે ધૂનમાં ને ધૂનમાં ચાલ્યો જતો હતો ત્યાં તેના કાને શબ્દો પડયા.

'રમણભાઈ, ઓ રમણભાઈ' એક બે વાર સાંભળ્યા પછી રમણે પાછળ જોયું અને ઊભો રહ્યો.

રેવા ગમેડાંની લાદ ઉપાડીને આવતી હતી.

'તમે બોલાવ્યો?'

'તાણુ તમે શું સાંભળો છો ?' રમણુની સાથે ચાલતાં ચાલતાં તે બોલી. રમણને મળવાની તેની ઇચ્છા તો હતી પણ મળવાનો પ્રસંગ જ આવતો ન હતો. અત્યારે અકસ્માતથી ભેટો થઈ ગયો.

'કેમ શું કામ હતું ?'

'કામ તો બીજું શું હોય ? પણ તમને જરા બે શબ્દ કે'વા છે.'

'શું કહેવાનું છે ?'

'આ કોઈના નેહાકા લ્યો છો તે સુખી નહિ થાઓ હોં. બચારી ગોમતી શું રોતી'તી. કાંઈ વાંક ગના વના આંમ કરો છો તે પરભુ નહિ રાજી રહે હોં.' પરભુનું નામ સાંભળીને રમણ જરા ડરી ગયો.

'હું કંઈ એને દુઃખ દેવાનો નથી.'

'તોએ એના જીવતર પર તો પાટુ દીધું કે'વાય ને ! એ બચારી તમને સંભારી સંભારીને તો અડધી થઈ જતી'તી. તમારે માટે એને કેટલી બધી માયા છે. એને તમારું શું બગાડયું' તું તે તમે બીજી કરો છો. તમારા જેવા ભણેલા થઈને આંમ કરો તે સારું કહેવાય ?' આ કુંભારની વહુ પેલા મંત્રીની માફક બોલતી હતી તેથી રમણને તેનું બોલવું ન ગમ્યું. 'પણ આને શું કરે ! ભલેને બોલતી. આપણું શું જાય છે ?' રમણુ સાંભળી રહ્યો હતો એટલે રેવા બોલે જતી હતી.

'રમણુભાઇ, બીજી કરો છો તો ભલે પણ ગોમતીને દુઃખ પડે એવું નાં કરતા હોં. ગરીબની આંતરડી કકળાવામાં કોઈનું સારું નાં થાય. એ તો બચારી ગમે તેટલું દખ પડશે પણ તમને નહિ કે' કે મારે આંમ છે. પણ પરભુ માંથે રાખીને એને પાળજો. નવીના બોલ્યા સામું જોશો નહિ. નવું તો નવ દા'ડા. દુખ દખમાં ભાગ કરશે તોએ એ કરશે. સમજાણ પડી ને ?'

'હું દુઃખ દેવાનો છું એમ કેમ માની લ્યો છો? હું કંઈ એવો ક્રૂર નથી.'

'તાણુ ઈમિ કરશો તો પ્રભુ રાજી રે'શે. મારું તો દિલ દાઝે એટલે કહું છું. એ તો નાંનપણની મારી ગોઠણ છે. મારી સગી બુન કરતાંએ એ મને વધારે વહાલી છે. તમને શું કીધું, ઉપર વાળાનો ડર રાખીને હેંડજો.'

રેવાએ વારંવાર એની એ વસ્તુ આખા માર્ગમાં કહી. રમણને ખૂબ જ ઠસાવ્યું કે ગોમતીને દુઃખ દેશો તો તમે જ દુઃખી થશો. અને રમણે પણ એકનો એક જવાબ વાળ્યો. ગામ આવતાં બંને છૂટાં પડયાં. છૂટા પડતાં પડતાં રેવા બોલી;

'સુખિયા થજો ને ગોમતીને સુખી કરજો.'

આખા દિવસ દરમ્યાન તેની ટીકા કરનારા ઘણા મળ્યા હતા. ફરી વાર રમણને થઈ ગયું; 'હું બીજી કરું છું તેમાં આમને શું?'



# ૩૩

## ડંકો

ગોપાળદાસે ગામમાં એવી વાત ફેલાવી હતી કે તેમને તો કંકુને કન્યા મળી હતી. એટલું જ નહિ પણ કન્યા તો ઉપરથી પાંચસોના ઘરેણાં લઈને આવવાની છે. કંકુને કન્યા લાવ્યાનો દાખલો એ ગામમાં તો આ પહેલો જ ગણાવો જોઈએ. પહેલાં ગમે તેમ ચાલતું હશે, પણ છેલ્લા બે દાયકાથી તો તેમના ગોળમાં કન્યા-વિક્રય અને સાટાં ત્રેખડાં ખૂબ જ વધી ગયાં હતાં. આવા કપરા સંજોગોમાં શોકય ઉપર પણ તેમના રમણને કંકુને કન્યા મળે તે ઓછી મગરૂબીની વાત હતી? તેમની તો માન્યતા હતી કે આ શુભ વધામણી ઉપર આખા ગામે મગરૂબ થવું જોઇએ. આથી તો કુટુંબીઓની અને ગામની પણ શોભા વધે છે. તેમના કુટુંબીઓ મગરૂબ થયા કે નહિ તેની તો ખબર નથી પણ રમણની માનો પગ તો ધરતી પર અડકતો ન હતો. ખરું જોતાં તો તેમણે જ આખા ગામમાં વાત ફેલાવી દીધી હતી કે 'મારા રમણને તો કંકુને કન્યા આવે છે.'

મોટો ભાગ તો ગોપાળદાસની આ વાતને તુત માનતો હતો. અંદર અંદર વાતો થતી કે;

'એમ કંકુને કન્યા રસ્તામાં પડી છે તે? પાછો શોકચ ઉપર દેવા કયો નવરો હશે? આતો ધોલ મારીને ગાલ રાતા રાખવા વાળી વાત છે.'

ગોપાળદાસ તો લોકોની વાત પર ધ્યાન આપ્યા વગર 'ડંકો' કેમ થાય તેની જ યોજના ઘડતા હતા. તેમને ઘેર કંકુને કન્યા આવે પછી કંઈ બાકી રાખે ? પતાસાં, ખારેકો, સોપારી વગેરે મંગાવી રાખી હતી. વરિયાળી તો દુકાનમાં હતી જ. ધાણાની દાળ, તજ અને એલાયચી પણ તેમણે પાછળથી મંગાવ્યાં. 'હવે શું જોઈએ ?' એકલા એકલા પ્રશ્ન કરતા અને તેનો જવાબ પણ એકલા જ મેળવી દેતા. તેમના કુટુંબીઓમાંથી તો કોઈ પૂછવા પણ આવતું ન હતું. ગોપાળદાસને તેની તમા નહતી. તે તો ઘણીવાર એકલા એકલા બબડતા.

'હુંએ જોઉં છું કયો જાનમાં નથી આવતો ?'

પણ ખરી ચિંતા તો રમણની બાને હતી. પોતાને ઘેર લગ્ન લેવાય ને આંગણે કોઇ ગાનાર નહિ તે કેવું બોડું લાગે ? બપોરે તો તે ગોપાળદાસ આગળ રડીએ પડ્યાં.

'તું નકામી ગભરાય છે. તું તારે જોયા કરને. કયો નથી આવતો એ ?' ગોપાળદાસ વાતને ઉડાવતા બોલ્યા.

'પણ ઘરમાં તો લગન જેવુંએ કયાં લાગે છે ? હવે દા'ડા તો બે આડા છે. તોએ કોઇ ફરકતુંએ નથી.'

'તારે બધાનું શું કામ છે ? એ તો હું બધું ઠીક કરી દઇશ.'

'શું ઠીક કરી દેશો રાખ, કોઈ ગાવા તો આવતું નથી. શકનમાં રોજ સાંજે ગાવા તો આવે ને ? કાલ મા'માટલી લેવાની આવશે. પછી પાછી ઉકઇડી વાલવાની આવશે. એ શાસતર કર્યા વના કાંઈ ચાલવાનું છે ?'

'તે એ શું કે'છે.'

'કોઇ કંઈ બોલતું એ નથી ને ? કો પૂછવા આવે તાણ ને ? આતો બધાંએ મોંઢાં ચઢાવીને ફરે છે.'

'શા બદલ ?'

'એ તો મારી ભૂતરાજ જાણે. તમે કોઇને કાંઈ બોલ્યા હોય તો ભલે.'

'હું તો કોઈનેએ બોલ્યો નથી. એમાં રાંડ શકનમાં રોવા શું બેઠી..........'

'તમારે દુકાનમાંને દુકાનમાં પડ્યું રે'વું છે ને આંય તો એવું થાય છે ને તે...' કહી રમણની બા આંસુ સારવા લાગ્યાં.

'હવે છાંની રે, કોઇ જાણશે. જો તું તારે આપણાં ભાઈ-ઓનાં બધાં ઘેર કહી આવજે કે સાંજે ગાવા આવે. હું એ જોવું છું કે કોના ઘેરથી નથી આવતાં.'

'હું તો મારે કહી આઈશ.'

'હા. હા......તું તારે એટલું કરને. ન'ક શાન્તુડીને મોકલજે. મનેએ પછી રસ્તો લેતાં ફાવે. આતો બધા આમ કાનબુટ્ટી પકડે એવા નથી. અવળા હાથે પકડવાવાળા. સાળી ઊંધી જાત અમથી કહી હશે, ઠીક હું જાઉં છું. જો આ શકનના પાંચ દા'ડામાં રોઈ છે તો ખબરદાર છે. તું તારે જોયા કરને. 'ડંકો' નાં થાય તો મારા માથામાં ખાસડું મારજે.' કહી હોકો પીતા પીતા ગોપાળદાસ વિજયી ચાલમાં દુકાનમાં ગયા.

ગોપાળદાસને થયું કે હવે વખત આવી પહોંચ્યો છે. હવે જોઈ જોવું જોઇએ કે કોણ કોણ વિરોધમાં છે ને શા કારણે વિરોધ કરે છે. મોહન મારફત તેમણે એક બે જણને બોલાવરાવ્યા. તેઓ કુટુંબી હતા તેમ તેમના દેવાદાર પણ હતા. ગોપાળદાસને ખાત્રી હતી કે કામ કર્યા વિના એમનો છૂટકો જ થવાનો નથી. અને તેમના ધાર્યા પ્રમાણે તેઓ આવ્યા પણ ખરા.

'અરે મૂળા! અલ્યા કેમ દેખાતા નથી? કામ કરતાં જોર પડતું હશે. મારા બેટા ગરજે ગધેડાને બાપ કે' એવા છે.'

'ના ના, એવું કાંઈ નથી. આતો જરા ખેતરમાં કપાસની સાંઠીઓ ખોદવા જાઉં છુંને એટલે નવરાશ નહિ.'

'અત્યારે તો નવરો છે ને? લે આ ચિઠ્ઠી અને આ બાનાના પૈસા. પેલા મોટરવાળાને આપવાના છે.'

ગામથી અઢી ગાઉ દૂર મોટું ગામ હતું. આજુબાજુના ગામડાઓને લીધે ત્યાં સારું એવું બજાર થયું હતું. ઉપરાંત સ્ટેશન હોઇને ત્યાં ચોમેરના ગામલોકો આવતા. કંઇ ખરીદ કરવી હોય કે ઘી અનાજ વેચવું હોય તો પણ અહીં જ આવવું પડતું. આ સ્ટેશનથી મોટર સરવીસો પણ ચાલતી હતી. એટલે એ ગામડું મટી મોટો કસ્બો થયો હતો. અને વેપાર ઉદ્યોગને લઇને નાનકડું શહેર થવાની આગાહી આપતું હતું.

નવાગામ લઇ જવા માટે તેમણે મોટરનું નક્કી કર્યું હતું. અને માત્ર બાનું જ આપવાનું બાકી હતું. લાગ શોધીને મૂળચંદને તે કામ સોંપ્યું.

'મોટર શાની!' આશ્ચર્યથી મૂળચંદે પૂછ્યું.

'અરે તારે બેસવા. જાન તો મોટરમાં જશે.'

'એમ?'

'ત્યારે. આતો કંકુને કન્યા. કંઈ ખબર પડે છે?'

'કાકા તાણ તો ડંકો થયેલો ભાળું. ગામમાં આજ સુધી તો કોઇએ મોટર જોડાઇ નથી.'

'અરે છત્રી વાજાંએ લાવવાનાં છે.'

'સાચું કો'છો?'

'તો?'

'અરે તો તો જબરો ડંકો વાગી જશે હોં કાકા. તમેએ ભારે કરી.'

'તાણ તું શું સમજે છે. બધાંને મોંમાં આંગળી ઘલાવું તા
ખરો રાજા !'

'વગર બોલે બોલેલી જ છે ને !' અત્યાર સુધી ઊભા પ
મૂક બેઠેલા ડોસા બોલ્યા. આ ડોસા ગોપાળદાસના ભાઈઓનાં ત્રી
ઘરોમાં વૃદ્ધ હતા. અને ગોપાળદાસના પણ કાકા થતા હત
ગોપાળદાસના પહેલાં તેમની ધાક જબરી વાગતી. પણ હમણાં પૈ
ટકે ઘસાઈ ગયેલા અને ઉંમરના કારણે હરીફરી શકાતું નહિ એટ
ઝગડામાં ઝાઝું માથું મારતા નહિ. બાકી તેમનો મિજાજ તો એવો
એવો જ હતો. ઘરમાં પડયા પડયા વહુઓ અને ઘરમાં પેસી જ
કૂતરાં પર દાઝ કાઢતા અને તાડૂકતા. પ્રભુ કૃપાએ તેમનો ઘાંટો
પહેલા જેવો સાબૂત હતો. પહેલાં તો તે ગોપાળદાસની દુકાનમાં પ
આવતા. પણ ધીમે ધીમે ઓછું કરી નાંખ્યું હતું. કામ સિવાય
ભાગ્યે જ દુકાનના ઓટલે ચઢતા. તેમને પૂછ્યા વિના અને તેમ
સલાહ વગર બધા વર્તે છે એ તેમને ખબર પડી ત્યારથી મન
આઘાત લાગી ગયો હતો. અને ગોપાળ તો મનનું ધાર્યું કરે
એ જાણ્યા પછી તો તેમને છેક ચોટી સુધી ક્રોધ ચઢેલો. પણ તે
શું થાય ? અત્યારે તો ના ઇલાજ હતા. તેમની જીભ દેવાએ ખેંચી લી
હતી અને વૃદ્ધતાએ તેમને અપંગ બનાવી દીધા હતા. લાકડીના
તે કેટલું ફરી શકાય ?

'કાલે હમણાં જ હું પંડે પરણાવી આવેલો તે ગોપાળિયું ડ
ડકો શું જોઈને કરતું હશે ?' તેમનાથી સહન ન થયું ને બોલ
જવાયું.

ગોપાળદાસને પણ આ વેણ છાતીમાં વાગ્યું. ડોસાની બોલ
વાની ઢબ જ એવી હતી કે ગમે તેવાને ચૂપ કરી દે. થોડીવ
તો ગોપાળદાસ વૃદ્ધત્વને લીધે કંપતા, કરચલીવાળા અને ઊ
ઉતરી ગયેલી આંખોવાળા મોં સામે તાકી જ રહ્યા

'ડોહા એમ કેમ બોલ્યા ?' થોડીવાર રહીને ગોપાળદાસે પૂછ્યું.

'તાણુ બીજુ શું ? એકલો એકલો જઈને મેળ કરી આયો છે તેમાં ડંકો ડંકો કરતો હોઈશ.' લમણે હાથ ટેકવી બેઠેલા ડોસા બોલ્યા.

'તે એમાં શું ખોટું કર્યું છે. આતો ડોહા કંકુને કન્યા.'

'હા ભા હા. કંકુને કન્યા તારે ત્યાં પાણી નહિ ભરે તાણુ કોના ઘેર ભરશે ?' ડોસાના અવાજનો રણકો સાંસરો ઉતારી જતો હતો. ડોસાના માથા પરના સાવ સફેદ વાળ અને તેવી જ દાઢી તેમના ઘડપણનું પ્રદર્શન કરતાં હતાં. ઉપરાંત તેમનો અનુભવ પણ દર્શાવતાં હતાં. ઘરડી, ઊંડી ઉતરી ગયેલી આંખો અને બહાર ધસી આવતાં ડાચાંવાળુ મોં જાણે મોટેથી કહેતાં કે 'જમાનાનો ખાધેલો છે.'

આ ડોસો પોતાની હજૂરમાં જેમ તેમ બકે તે ગોપાળદાસને ગમતું નહતું. છતાં તેમણે તો ધીમે અવાજે જ પૂછ્યું;

'કાકા, તમને આમાં શું ખોટું લાગ્યું ?'

'ખોટું શું કરવા લાગે ભા. તેં શું ખોટું કર્યું છે તે ખોટું લાગે ? તેં તો ડંકો કર્યો ને !'

ડોસાનો એકે એક શબ્દ ગોપાળદાસના મિજાજને જગાડતો હતો. ઘડીભર તો થઈ ગયું 'આ ડોહલું શું બકબક કરતું હશે ?' એક તો પોતાનો દેવાદાર અને સાવ આખર આવી ગયેલો ડોસો ગોપાળદાસ જેવા શ્રીમંત આગળ ગમે તેમ બોલે તે કેમ સહન થાય' તોએ ગોપાળદાસ શાંત રહ્યા. ડોસાને બોલાવવામાં તેમની મુત્સદ્દીએ ડહાપણ વાપર્યું હતું. જો ડોસાને નમાવી શકાય તો બીજાં ત્રીસે ઘર એની મેળે નમતાં આવે તેમ હતાં. કારણ કે આવા પ્રસંગે બધાએ એમ કહેતા;

'અમે તો ભા કહે તેમ કરીએ.' અને 'ભા'ને નમાવવા એમાં

તે શું ચાર ? 'ભા' તો ખરા પણ ગમે તેવા તોએ ગોપાળદાસના દેવાદારને ? કયાં સુધી લેણદાર સામે ટક્કર ઝીલી શકે ?

'કાકા ગોળ ગોળ બોલ્યા વિના ચોકખું કહી દોને એટલે ખબર પડે.' ગોપાળદાસ સહેજ ઉતાવળે અવાજે બોલ્યા.

'તને તો બધું ગોળ ગોળ લાગેને ભા. એકલે હાથે બધું કરે એટલે તો તારા નામનો બધે ડંકો વાગે જ ને ?'

'એ તમને ખૂચતું હશે કેમ ?'

'મને શું કરવા ખૂચે. એતો મારા જીવને એમ કે આ તરીસે ઘરનાં વરઘડીઆં પૈણ્યાં પણ બધાંએ પૂછી ગાછીને ?'

'તમને ન પૂછ્યું એમાં શું બગડી ગયું ? આવોને આવો જીવ કયાં સુધી રાખશો ?'

'ભા એ તો જીવ છે. મરી જઈશ તોએ એ મારા હારી આવશે.'

'મરી જઈશ' શબ્દ ડોસા કંપતે સ્વરે બોલ્યા. ઘરમાં બૈરાં કંટાળીને કહે કે 'હવે તો આ પલીત મરી જાય તો પાર આવે. ડોહો મરતોએ નથી ને માંચો મૂકતોએ નથી.' ત્યારે ડોસા થૂંક ઉડાડતા ઉડાડતા કહેતા,

'કઈ છે એ ? તને કાંગળીયું આવે. હજુ તો એવોને એવો છું ને રાંડ મારવા બેઠી છે.'

જો કોઈ છોકરું એમ કહે કે, 'ભા હવે તો મરી જાઓ. હમણાં શીરો ભાળ્યો નથી તે ભાળીએ.' તો તેને પરખાવી દેતા.

'તારી માના ધણી. તારુંએ બારમું ખાઈને મરવાનો છું.'

ડોસાને કેટલાક અપ્રિય શબ્દો હતા તેમાં 'મરવું' એ મોખરે બિરાજતો હતો. તેમના કાને એ શબ્દ પડતો ત્યારે તેમનું માથું

હાથમાં ન રહેતું અને પોતે તો ના છૂટકે જ એ શબ્દનો ઉપયોગ કરતા. આજે ઘણા દિવસે તેમણે એ શબ્દ ઉચ્ચાર્યો.

'હવે નાં પૂછ્યું એમાં શું બગડી જ્યું? ઘૈડપણમાં છાંનામાંન માળા ફેરવો. મારા મનને એમ કે ડોહાને કોણ નકામી તસતી આલે.' ડોસાને માખણ ચોપડતા હોય તેમ ગોપાળદાસ બોલ્યા.

'એમને એમ તમે બધાએ મને ઘૈડો બનાઈ દીધો છે ને! પણ લગનના કાંમમાં બે મોટા માણસને પૂછવું સારું.'

'તમને પૂછવા જ બોલાયા છે ને? જુઓ તમારા જેવા નાં હેંડી શકે એટલે તો મોટર મંગાવું છું.' મૂળચંદ સામે આંખ મચકારીને તે બોલ્યા.

'હા ભા હા. આટલી ઉંમરે હુંએ મોટરનો હવાદ કરી લઉં.'

'જો તાણ મૂળા આ પૈસા મોટરવાળાને આપવાના છે અને લે આ પાંચનું નોટ. જો બે શીશા શરબતના લેતો આવજે. મોટર વાળાને કહેજે કે પાંચમના દા'ડે બપોરે બે વાગે મોટર આંય જોઈએ. અને મોટરમાં પેલા હોરાને ઈથી બે મણ બરફ નાંખતો આવે.'

'બરફે મંગાયો છે!'

'તો? એતો આંય સાધન નહિ ન'ક જબરો વટ કરી દઉં.'

'બીજુ કંઈ લાવવાનું છે કે!'

'ના. અત્યારે તો એટલું કહી આવ. પછાની વાત પછી. પાન તો છેલ્લા દા'ડે મંગાઈ દઈશું. નકાંમાં અત્યારથી તો સૂકાઈ જાય.'

મૂળચંદે હમણાં જ સો રૂપિયા ઉપાડયા હતા એટલે તેનાથી આ કામની ના પડાય તેમ ન હતું. એટલે ના ઇચ્છાએ તેને જવું પડ્યું. મૂળચંદના ગયા પછી ગોપાળદાસ તેમના 'કાકા' તરફ વળ્યા. જાણે કાકાને પૂછ્યા વગર પગલું ભરતા નથી તેવો દેખાવ કરી પૂછવા લાગ્યા.

'કાકા, ઘર દીઠ એક એક હુંડાડીશું ને ?'

'એમ નહિ. જો આપણાં દશ ઘરોમાંથી બબ્બે ને પેલાંમાંથી બે ઘરો વચ્ચે એક. સમજણ પડી ને ? આતો ટોડા મોટા રહ્યો પછી કેટલાં માણસ લેવાં ?'

'બરાબર છે. પાછું મોટરનોએ મેળ ખાવો જોઇએ ને ? કાકા તમે એ ઠીક કર્યું.'

ડોસાના મનને હવે જરા શાંતિ વળવા લાગી. તેમને એમ થવા લાગ્યું કે છેવટે ગોપાળે તેમનો 'ભાવ' પૂછ્યો ખરો. પોતાનો અનુભવ ઠાલવતા હોય તેમ તે બોલ્યા;

'ગોપાળ, સોપારી ને પતાસાં તો લાયો હોઈશ.'

'એમાં તો કંઈ કહેવું ન પડે. એ બધુંએ તૈયાર કરાવી રાખ્યું છે. દસશેર દસશેર વધારે લીધાં છે. કેમ ઠીક કર્યું છે ને ?'

'હા એ ઠીક કર્યું. પેલા કુબેરના છોકરાની વહુ તેડવા જ્યા'તા તે સાળું લાજ જાય એવું થે'લું. સમુળગી અધમણ સોપારી લઇને આયેલો. મોટા ગામમાં એટલાનો શો હિસાબ!'

'આંય તો પોણો મણુ સોપારી લીધી છે. પાછી ધાણાની દાળ ને વરીયાળી જુદી. કેમ ચાલશે ને ?'

'હોવ. ઘણું થઈ જ્યું. માંમેરિયાંને કંકોતરી મોકલી કે ?'

'હોવ કાકા.'

'બધીએ છોડીઓને તેડાવજે. બચારી રાજી થાય હેં.'

'જે અંતનાં છે તે બધાંને તેડાયાં છે.'

ડોસા જૂના અનુભવો યાદ કરતા ઊભા પગે, લમણે હાથ દઈ, નીચી આંખો ઢાળીને બેસી રહ્યા. થોડીવાર રહી પાછા ગોપાળદાસ બોલ્યા;

'કાકા આવતા રે'જો ક્યાંક પૂછવું કરવું......'

'હોવ ઘૈડિયાનો તો ભઈ ફેર જ પડે ને? આ તો મારી આંખે ભળાય ઓછું ને પાછું આટલું હેંડું એટલામાં તો હાંફ ચઢી જાય છે.'

'ઉંમરે થઈ તો. આપણા ઘરોમાં તો તમે જ ઘૈડાને?'

'હોવ જ સ્તો. મેંએ ઘણાએ દા'ડા પટલઇ કરી ભા. પણ આંમ કેવું! કોઇનોએ અધરમનો પૈસો ખાવાનો નહિ. સારી કરણી કરશો તો પરભુ રાજી રે'શે.'

ડોસા તો નાના છોકરાને ઉપદેશ આપતા હોય તેમ ગોપાળદાસને ઉપદેશ આપવા બેઠા. ગોપાળદાસને હવે ડોસાની જરૂર જણાતી ન હતી. ડોસા જે કહેતા હતા તે પોતે ક્યાં જાણતા ન હતા? પોતે ક્યાં બીજાને ઉપદેશ આપતા ન હતા? ડોસાને બોલતા બંધ કરતા હોય તેમ ઊભા થઇને ગોપાળદાસ બોલ્યા;

'ઠીક કાકા. તાણ હું જરા તમાકુ ખંડાઇ દઉં. મોહનીયાને વળગાડી દઉં તે ખાંડી દે. જોઇતું હોય તે જોઇએને?'

'હા ભા હા. જોજે પેલાના જેવી માંળી છાંણ જેવી તમાકુ નાં બને. આતો જાંનમાં લઈ જવાની. સામાવાળો કેંમત કરી જાય.'

'એમાં તો તમારે કાંઇ કહેવું ન પડે. બધુંએ નંબર વન લેવાવાળો છું. કચરામાં હાથ ઘાલે એ બીજા.'

'ઠીક તાણ ગોપાળ. કામ પડે તો પૂછવા આવજે. લે જરા ઊભો કર ને' ગોપાળદાસે ડોસાનું બાવડું પકડીને ઊભા કર્યા અને કંપતા હાથે, લાકડીના ટેકે બેવડા વળી ગયેલા ડોસા બહાર નીકળ્યા. આજે ઘણા દિવસે તેમના જીવને ટાઢક વળી હતી. પોતે 'કંઈક' છે એ ભાન પાછું સતેજ થયું હતું.

પાછું સામે પગલે ગોપાળદાસે તેમની સલાહ લીધી તેથી તો ડોસા પોતાનું જીવ્યું સાર્થક ગણતા હતા. ઘડપણનું દુઃખ, આજ સુધીની વહુઓની જોહુકમી વગેરે વીસરી ગયા. આ જગતમાં પોતાના જીવતરનું કંઈક પણ મહત્ત્વ છે એમ માની, વાગોળતા વાગોળતા ડોસા એમની એ જૂનીપુરાણી, માકણવાળી ગોદડી પર આડા થયા.

તેમની આંખો વહુઓને જોઈને કહેતી હતી. ' આ બે બદાંમની બૈરીઓ મારી કિંમત શું કરી શકે ? રાંડોને માણસની શું કદર ! '



૩૫

# વરરાજા

પાંચમનું પ્રભાત હતું. ગોપાળદાસના ઘરમાં રંગબેરંગી કપડાં પહેરેલાં બૈરાંની અવર જવર થઈ રહી હતી. મોસાળિયાં અને બીજાં આવવા જેવાં સગાં પણ આવી ગયાં હતાં. આજે જાન જવાની હતી એટલે બધાં તૈયારીમાં પડી ગયાં હતાં. બીજીવારનું લગ્ન હતું પણ પહેલીવારના લગ્ન કરતાંએ વધારે ઠાઠ કર્યો હતો. ટોડલે તોરણ લટકાવ્યાં હતાં. ઘરની આગળ માંડવો બંધાવ્યો હતો. માંડવાની ચારે બાજૂ કાગળની ધજાઓ બાંધી હતી. વચ્ચે વચ્ચે કાગળના ફૂલનાં તોરણ પણ લટકાવ્યાં હતાં. ગામડામાં શકય હોય તેટલો બધો ઠાઠ તેમણે કર્યો હતો. માંડવો જોઈને પણ ઘણા તાજુબ થતા હતા.

ગોપાળદાસની મુત્સદ્દીએ કમાલ કરી હતી. ડોસાને રીઝવ્યા પછી તો ત્રીસે ઘર આપોઆપ મનાઇ ગયાં હતાં. એક પૂછતાં અનેક હાજર થતા હતા. રાત્રે તો કેટલાક ગોપાળદાસને કામ પૂછતા આવ્યા હતા. બધાના મનમાં એમ હતું, 'આપણે શા માટે અળખા થવું ?'

ગોપાળદાસ પણ સવારથી બધો સામાન દુકાનમાં મૂકાવતા હતા. લઇ જવાની વસ્તુઓની યાદી મોહન પાસે કરાવતા હતા. કોઈ વસ્તુ રહી ન જાય તેની ખૂબ કાળજી રાખતા હતા. 'ડંકો'

વગાડવાની ધૂનમાં ને ધૂનમાં સવારનો ચા પણ ભૂલી ગયા હતા. અત્યારે તો રમણ કરતાંએ તેના પિતાને અને માતાને ઘણો આનંદ થતો હતો. ખરું કહીએ તો તેમના પગ જ જમીન પર અડકતા ન હતા.

મનહર આવી ગયો હતો. દેસાઈને પણ આગ્રહભર્યું આમંત્રણ આપ્યું હતું. પણ તેનો જવાબ હતો 'મારી પત્નીની તબિયત ઠીક રહેતી નથી તેથી હું એને લઈને હવા ફેર કરવા આબુ જાઉં છું.'

મનહરનો ઉછેર શહેરમાં જ થયેલો હતો. ગામડા વિશે તેણે કેટલુંક વાંચ્યું હતું. ગામડાં ક્યારેક જોયાં પણ હતાં. પણ ગ્રામ-જીવનનો તેને પ્રત્યક્ષ અનુભવ તો ન જ હતો. ગ્રામજનતા માટેના ખ્યાલો તો માત્ર વાંચેલા જ હતા. રમણની 'ઓફીસ' માં બેઠે બેઠે તે બધું જોતો હતો. ગામડાનો પહેરવેશ, ઘુમટા તાણીને ચાલતી, ઝાંઝર ઝમકાવતી વહુઓ, એ સર્વ જોઈને તો સહેજ આશ્ચર્ય મુગ્ધ થયો. તેને કેટલુંક તો નવું નવું લાગતું હતું. ઉઘાડા શરીરે ફરતાં છોકરાં, ચીપડાવાળી તેમની આંખો, લીંટથી ખરાડાયેલાં તેમનાં નાક, ન્હાયા વગર શરીર પર ચઢી ગયેલાં આંધરાળાં મનહરને મજૂર ચાલીઓમાં જોયેલાં છોકરાં કરતાં જુદી તરેહનાં લાગ્યાં. મજૂરોનાં છોકરાં કંગાલ, કંઈક રોતડાં અને લોહી વગરનાં હાડકાના માળા જેવાં લાગેલાં. આ છોકરાં તંદુરસ્ત હતાં પણ અસ્વચ્છતાને લીધે ચોખલિયાને સૂગ ચઢે તેવાં હતાં. જો કે મનહરને તે બધાને માટે અનુકંપાની લાગણી થઈ.

બપોરે ગોપાળદાસે આગ્રહ કરીને તેમનાં દસે ઘરને જમવા નોંતર્યાં. ડંકો કર્યામાં કંઇ બાકી રહી ન જાય તેની જ તેમને ચિંતા હતી. ગાંયજાને મોકલી જાનમાં આવવાનું આમંત્રણ ફેરવ્યું. મોટરમાં જવાનું હતું એટલે ઘણાંએ જવા ઉત્સુક હતાં. કેટલાક ઘરોમાં તો તકરારો પણ થતી હતી. કોઇ કહે હું જાઉં ને કોઈ કહે હું

જાઉં. વળી ક્યાંક તો પતિ કહે હું જાઉં ને પત્ની કહે હું જાઉં. બધાંને મોટરમાં મ્હાલવાનું મન થઈ ગયું હતું. અને આ તે કંઈ જેવી તેવી જાન કહેવાય! ગોપાળદાસ ત્યાં 'ડંકા' કરે તે પાછો જોયા વિના રહી જવાય તો? પેલા ડોસા પણ બૂમો પાડતાને પાડતા રહ્યા ને તેમનો મોટો છોકરો સજવા માંડયો. ડોસાને ઊંડે ઊંડે ખાત્રી હતી કે હમણાં ગોપાળ બોલાવા આવશે. તે ઘડીભર તો ભૂલી ગયા કે તે સાવ અપંગ થઇ ગયા છે ને મરણની અણી પર છે.

બે વાગ્યાના સુમારે ગામને પાદરે મોટરનું હોર્ન વાગ્યું અને ગામનાં નાનાં મોટાં છોકરાં ભાગોળે જઇ પહોંચ્યાં. હાંફતી હાંફતી મોટર લીંબડા નીચે ઊભી રહી. છોકરાં તેને વીંટળાઇ વળ્યાં. કેટલાંક છોકરાં તો મોટર જ પહેલી વાર જોતાં હતાં. ગભરાતાં ગભરાતાં કેટલાંક છોકરાં મોટરને અડકતાં હતાં. ડ્રાઈવર ન જોઈ જાય તેમ છાનેછૂપે કેટલાંક ચકચકતા પંખા પર હાથ પણ ફેરવી દેતાં હતાં. અને અડકીને મોટરમાં બેઠાનો આનંદ લેતાં હતાં. મોટરની વાતો કરતાં, મોટરને ધારી ધારીને જોતાં તે ત્યાંથી ખસતાંએ ન હતાં.

મોટર આવી એમ જાણ્યું એટલે જાનૈયા સજી સજીને ઘર બહાર નીકળવા લાગ્યા. ગોપાળદાસ પણ બધો સામાન મોટરમાં રવાના કરવા લાગ્યા. રમણ પણ કપડાં પહેરીને તૈયાર થયો. તેના પિતાના આગ્રહને લઈને ગળામાં તેણે એક દોરો નાખ્યો હતો. હાથે વીંટી પહેરી હતી. કાંડે ઘડિયાળ તો આમ પણ તે કાયમ રાખતો જ. અત્તરનાં પુમડાં બનાવીને કાનમાં નાખ્યાં હતાં. રૂમાલમાં પણ તેણે અત્તર છાંટી દીધું હતું. તેની જોડે ઊભા રહેનાર ખુશબોમાં તરબોળ થઈ જતા હતા. ડબલ ઘોડાની બોસ્કીનો કોટ, બોસ્કીનું ખમીશ, તે એ પાછાં ઈસ્ત્રીબંધ, તેને શોભી રહ્યાં હતાં. સોનાનાં બટન ઓરડામાં પણ ચળકતાં હતાં. નવાં ધોતિયાં ને નવા બૂટ પણ ધ્યાન ખેંચતા હતા. વરરાજાને સજાવા તેના જેવડા

ઘણા જુવાનિયા આવી પહોંચ્યા હતા. પણ જ્યારે તેમણે જોયું કે આ વરરાજા તો કોઇનીએ મદદ વગર તૈયાર થઇ ગયા છે ત્યારે તેમને નિરાશા થયેલી. વરરાજાનું મોં લાલ કરવા મોહન એક પાન આપી ગયો. એક જણાએ વરરાજાની કાશ્મીરી ટોપી પર પડેલો દોરો લઈ લીધો. બીજા એકે વરરાજાના ખભા પર ખેસ નાખ્યો. વરરાજાએ નાખુશ થઈ બાજુમાં મૂકી દીધો. વરરાજાની આજ્ઞા માથે ચઢાવવા આ સાગરીતો ઊભા હતા પણ વરરાજા કંઈજ આજ્ઞા કરતા ન હતા. તેમનેએ કંઈ ઓછું દુ:ખ હતું !

વરરાજાની નજદિકનાં કાકીએ કપાળમાં ચાંલ્લો કરી ચોખા ચોડયા. પાણિયારા ઉપરના ગોખલામાં બળતા ગણપતિના દીવાને તેણે નમસ્કાર કર્યા. ઘરમાંએ ન સમાય તેટલાં બૈરાં, કાનમાંએ ન સમાય તેવડો મોટો અવાજ કરીને ગાતાં હતાં. આખું ગામ ઉમટયું હતું તેમ કહીએ તો ચાલે. આ તે કંઇ જેવી તેવી જાન હતી !

વરરાજા ઉંબર બહાર નીકળ્યા. માળણે ખાસ બનાવેલો હાર ગળે શોભી રહ્યો હતો. હાથમાં નાળિયેર હતું. વરરાજાની ઇચ્છા ન હતી છતાં તેમના એક સાગરીતે મોંમાં એક પાન ખોસી દીધું. બે હાથ ઝકડાઇ ગયા હતા પછી વરરાજાએ શું કરે ? વરરાજા ચાલવા માંડયા. ઢોલ, શરણાઇ વાગવા માંડયાં. મેરઈ ગાલ ફુલાવી ફુલાવીને ભુંગળ વગાડતો હતો. હજામ પવન ઢોળતો ઢોળતો પાછા પગે ચાલતો હતો. શાન્તા લૂણ ઉતારતી હતી. અને પાછળ બૈરાં ગાતાં હતાં;

'શકુન જોઈને ચાંચર જો રે,
સાંમો મળિયો છે ડોશીડો રે.'

ગામનું બધુંએ લોક બહાર નીકળ્યું હતું. બધાં વરરાજાને ધારી ધારીને જોતાં હતાં. રમણ આમે દેખાવડો તો હતો જ પણ આજનું

રૂપ તો કંઇ જુદું જ હતું. નજર ન લાગે તે સારુ તો તેની માએ જમણા ગાલ પર મેંશનો એક નાનો લીસોટો કર્યો હતો.

બધાંએ ધીમે ધીમે આગળ વધતાં હતાં. મનહર તો આ બધી ધમાલથી દૂર ગોપાળદાસની દુકાનના ઓટલા પર ઊભો ઊભો મનમાં હસતો હસતો આ જોઇ રહ્યો હતો. 'વાહ પટેલ વાહ! રાજાના કુંવર જેવા દેખાઓ છો હોં.' મનમાં તે બબડી ગયો.

ઘણાં બૈરાં, ગાવાનો લ્હાવો લેવા ઉમટયાં હતાં. કેટલાંક તો કેડે છોકરાં લઇને ગાતાં હતાં. ગાણાના બહુ જ ઓછા શબ્દો મનહર ઝીલી શકતો હતો. ફેશનબંધ કપડાં પહેરીને ફેશનબંધ રીતે ચોપી ચોપીને મંદ સ્વરે ગાતાં બૈરાંતો તેણે ઘણાં જોયાં હતાં. પણ આ? આ તો સુંદર દશ્ય હતું. 'બધાં કેવા ભાવથી ગાય છે! છોકરીઓ કેવી મલકાતી મલકાતી ગાય છે!' મનહરને આ દશ્ય જોયા પછી મનમાં થઈ ગયું. દુકાન પાસે બૈરાં ગાવા લાગ્યાં;

'લાડણો પાન ચાવીને રસ ઢોળે,

લાડણો વળી વળી પાછું જુએ...' અને 'લાડણા'એ એક વાર પાછુંએ જોઇ લીધું. તેનુંએ મોં કેવું મલકાઇ જતું હતું!

રમણ પહેલી જ વાર પરણવા જતો હોય તેમ, તેના હૃદયમાં ઉભરાતો આનંદ તેના મોં પર પણ રેલાઈ ગયો.

વરરાજાના સાગરીતો તેમની કૃપા મેળવવા વારંવાર તેમની ખુશામત કરતા હતા. તેમને શું જોઈએ છે તે બાબતમાં ઘડી ઘડી પૂછતા હતા. વગર જોઇતી તેમને સલાહ પણ આપતા હતા. કેટલાક વરરાજાની બાજુમાં ચાલવાનો લ્હાવો લઈ લેતા હતા. આવા ભણેલા, કંકુને કન્યા લાવનારા વરરાજા જોડે ઊભા રહેવામાં પણ કેટલાક તો પોતાની જાતને ધન્ય માનતા હતા.

જ્યારે વરરાજા મોટર પાસે આવ્યા ત્યારે તો ત્યાં માણસ પણ માતું ન હતું. બધાંએ મોટરને ધારી ધારીને જોતાં હતાં.

કોઈ કહેતું આ ફેરવે એટલે ચાલે, કોઈ કહેતું આ કળ મરડે એટલે દોડે તો કોઈ કહેતું આમ કરે એટલે ઊભી રહે. એમ સૌ પોત પોતાની હોંશિયારી બતાવતાં હતાં. 'ક્લીન્ડર' છોકરાંને ધમકાવી ધમકાવીને હઠાવતો હતો.

'જાનમાં નથી જવું' એમ કહેનારા જ મોટરમાં બેસવા માટે તલપાપડ થઈ રહ્યા હતા. પણ ગોપાળદાસની રજા વગર એમ કેમ બેસી જવાય. એક વાર તો બધો સામાન અંદર મૂકાવી દીધો. મોહને સંભાળીને વરરાજાની બેગ પણ મૂકી દીધી. મનહરની લેધરબેગ પણ ગોઠવી દીધી. ગોપાળદાસ મોટરનું બારણું પકડીને ઊભા રહ્યા. તેમણે કહ્યું, 'બૈરાં બૈરાં પહેલાં બેસી જાઓ.'

અને એકી સાથે બધાં ચડવા લાગ્યાં. અરે એક ચડે તે પહેલાં તો બીજું માથું મારે. ચડતાં ચડતાં એકનાં તો પગનાં પાવલાંએ પડી ગયાં. કોઈનો માથેથી સાલ્લોઐ ખસી ગયો. એક વહુની સાડીએ હેન્ડલ સાથે ભરાઈ ગઈ. આ ધમાલને માત્ર બે જ આંખો દૂર દૂરથી નીરખી રહી હતી. બીજા તો માત્ર મોટર જોવામાં પડ્યા હતા. ડોસીઓનો મોટર પર તેમની ભેંશ પર ફેરવે છે તેમ હાથ ફેરવતી હતી. 'કેટલી સુંવાળી! કેવી ઝગઝગે છે! દોડે ત્યારે કેવું લાગતું હશે! કેવો મઝાનો હમહમ પવન આવતો હશે!' આ બધા પ્રશ્નો તેમની આંખો-માંથી વંચાતા હતા.

બૈરાં અંદર બેસી ગયાં એટલે ભાભડાઓને ઉપર ચડી જવાનો વરના બાપનો 'ઓર્ડર' મળી ગયો. અને 'હું વહેલો ચડું. અરે એમાં તે શું ચડવું હતું? આ ગદ્દીનો તે શો હિસાબ' કહેતા કેટલાએ ઉપર ચડી ગયા. ઉપર તો ખદબદ ખદબદ થતું હતું. થોડી જગા અને બેસનાર ઘણા હતા. કુબેરદાસ જેવા બીજા ચારેક વૃદ્ધ પુરુષો વધ્યા હતા. કુબેરદાસ તો આવવાની નાનુંની કરતા હતા. પણ ગોપાળદાસ આવા અવસરે તેમને લીધા વિના કંઈ છોડે? પેલી બાબ-

તમાં પોતાનો હાથ નથી તેમ દેખાડવા પણ તેમણે ખૂબ આગ્રહ કરીને કુબેરદાસને તૈયાર કર્યા હતા. તે બધાને મોટરમાં બૈરાંની સામેની લાઇનમાં બેસાડ્યા. મનહર અને વરરાજા ડ્રાઇવરની જોડે આગળ ગોઠવાયા. તોએ ચાર પાંચ વધતા હતા. બે જણા ને તો પંખા પર બેસાડવા પડયા. છોકરાંને વચ્ચે સામાન પર બેસાડયાં. પુરુષો પણ સંકડાયા. અને કચરાતાં પીલાતાં બધાં અંદર ગોઠવાઇ ગયાં. મોહન અને વીરચંદ 'ફીલીન્ડરની' સાથે બહાર પગથિયાં પર હેન્ડલ પકડી ઊભા રહ્યા. જોનારાં બધાં છક થઈ ગયાં. ગોપાળદાસની ગામમાં તો વાહ વાહ બોલાઇ ગઇ. મોટરથી જ તેમનો તો વટ પડી ગયો.

મોટરે ભ ર્ ર્ ર્ ......અવાજ કર્યો. લોકો આંખો ફાડીને જોઈ રહ્યા. બરાબર નાના મોટા થઈ મોટરમાં ચાલીસ જીવો બેઠેલા હતા. અને કેટલાએ લોકોને એમને એમ આંખો ફાડેલા ઊભા રાખી ધૂળના ગોટે ગોટા ઉડાડતી મોટર ઊપડી ગઇ. થોડી વારમાં તો તે અદ્રશ્ય થઇ ગઈ. પાછળ માત્ર પેટ્રોલની મ્હેંક અને ધૂળના ગોટા મૂકતી ગઈ.

ગાનારાં બધાં ગાતાં ગાતાં પાછાં વળ્યાં. વરની મા હાથમાં પાણીનો લોટો લઇને આવ્યાં હતાં તે પણ પાછાં વળ્યાં. પાછાં વળતાં વળતાં તેમણે મનમાં ખોડિયાર માનું એક નાળિયેર માની દીધું. જાન ક્ષેમ કુશળ પાછી આવે તે માટે મનમાં માની મૂક પ્રાર્થનાએ કરી લીધી. અને ઘેર જઈ ગાનારાં બધાંને ખોબે ખોબે બોરસ વહેંચી. બોરસ ચાટતાં ચાટતાં છોકરાં ઘેર ગયાં.

'ગામમાં કોઇએ આટલી બોરસ તો વહેંચી નથી. આતો ડંકો કર્યો કહેવાય. ગોપાળકાકાએ વટ કર્યો. અરે નામ રાખ્યું. મોભા પરમાણે જશ લીધો.' પ્રમાણે કહેતાં કહેતાં બૈરાં વિખરાયાં

મોટર ઉપડયા પછી બે મિત્રો વાતે વળ્યા. રમણે પૂછ્યું,

'કેમ કેવું લાગ્યું ?'

'ઘણું જ સુંદર.'

'આ રિવાજો તને શાના ગમે ? બધું ગામડિયા ખાતું છે નહિ ?'

'મને તો બધુંએ ગમ્યું. કેટલું સાદું ! કેટલું સ્વાભાવિક ! કેટલું નિખાલસ !'

'તું મશ્કરી કરે છે...'

'સાચું કહું છું. રમણ મને આ બધુંએ ગમે છે.'

મનહરને આ ગમ્યું તેથી રમણને છૂપો આનંદ થયો. આ બંને વાતો કરતા હતા ત્યારે પણ મોટરમાં બેઠેલી સ્ત્રીઓ ગાયે જતી હતી. એમના ગાણા નીચે દબાઈ જતો શાન્તાની લૂણનો અવાજ પણ મનહર સાંભળતો હતો. રમણની પાછળ જ શાન્તા લૂણ ઉતારતી બેઠી હતી. મનહરને એ અવાજ કર્કશ લાગતો હતો. તેણે પાછળ વળીને શાન્તાને કહ્યું.

'રહેવા દો બેન હાથ દુખવા આવશે !'

આ સાંભળી શાન્તા તો શરમાઈ ગઈ. તેણે તો ખખડાવવું ચાલુ રાખ્યું. પણ રમણના કહેવાથી પછી બંધ કર્યું.

મોટર દોડે જતી હતી. બધાંએ સંકડાઈ સંકડાઈને બેઠાં હતાં. સાવ અકળાઈ જવાય તેવું હતું. ખસી શકાય તેટલીએ જગ્યા ન હતી. અરે ડોક ફેરવવા જેટલી એ ક્યાં જગ્યા હતી ? છતાં બધાના મોં પર મોટરમાં બેઠાનો આનંદ હતો. કચવાટ કંટાળો, કે અમૂંઝણ ન હતી. માત્ર આનંદ હતો. કેટલાંક તો પહેલી-વાર મોટરમાં બેસતાં હતાં. મનહર છૂપી રીતે બધાના મોં પરના ભાવો વાંચતો હતો. તેને તેમાં જ આનંદ આવતો હતો. તે પણ પહેલી જ વાર આટલા બધા માણસો એક જ મોટરમાં દેખતો હતો.

મોટરનું છાપરું ઉપરના માણસના ભારથી કડડ કડડ કરતું ડોલતું હતું. અને ક્યારેક તો હમણાં પડી ભાગશે એમ પણ થઇ જતું હતું.

રસ્તો તો બાંધેલો હતો જ નહિ. રેતીવાળો રસ્તો, પાછું ગાડાના ચીલામાં મોટરને દોડવાનું. એક જગાએ તો વધુ રેતી આવતાં મોટર ખોટવાઈ ગઈ. ડ્રાઇવરે ઘણોએ પ્રયત્ન કર્યો પણ મોટર રેતમાંથી બહાર ન નીકળી શકી. ઉપરવાળા નીચે ઉતર્યા. અંદરના પુરુષો પણ બહાર નીકળ્યા. વરરાજા અને તેના મિત્રને પણ બહાર નીકળવું પડ્યું.

બૈરાંએ ગાવા માંડ્યું.

'હાંજી ઢોલા દાદા વિના હેલો રોકી......'

નરસિંહ મહેતાની વ્હેલને જેમ સાધુઓ ધક્કા મારી મારીને ચલાવતા હતા તેમ આ જાનયાઓ પણ મોટરને ધક્કા મારવા લાગ્યા. 'ઐઈ હાં......ઐઈ હાં. જોર કરો લ્યા. એ...હ......' બૂમો મારતા મારતા બધાએ ઠેલતા હતા. અને રાશવા જેટલી મોટર ઠેલાણા પછી ચાલુ થઈ. પાછાં હતાં તેમ બધાં ગોઠવાઇ ગયાં. મોટર પહેલાની જેમ દોડવા લાગી. બૈરાંએ પાછાં ગાવા માંડયાં. સામે પુરુષો, તેમાંએ પાછા વૃદ્ધો બેઠેલા હતા. તો એ લાજ કાઢીને વહુઓ તો ગાએ જતી હતી.

સાંઢ મારી આબુ ગઢથી ઉપડી રે રઇકા
ભલી રે શણગારો સાંઢણી રે'
સાંઢ મારી કંકુડીની ભરેલી રે રઇકા
ભલી રે શણગારો સાંઢણી રે.'

કોણ જાણે ગાનારાં તો ક્યાં સુધી ગાત પણ ગોપાળદાસે કંટાળીને કહ્યું.

'હવે રહેવા દો ભા. પછી કાંટો બેસી જશે તો વેવાણોને કેવી રીતે ગાળો દેશો.' વરના બાપની આજ્ઞા-ઉથાપનાર આખીએ જાનમાં કોણ હતું ? બધાં બૈરાં ચૂપ થઇ ગયાં. મનહર હરખાયો. તેને ક્યારનોએ કંટાળો આવી ગયો હતો પણ તેનાથી કહી શકાય તેમ ન હતું. જો કે આટલી નજદિકથી લગ્નગીતો સાંભળવાનો અવસર પણ તેને માટે તો પહેલો જ હતો.

એકાદ કલાક પછી એક પરબડી આવી. ઘટાદાર વડ હતો. વડવાઈઓ પણ ચોમેર ફેલાઇ ગઈ હતી. જાણે તે ધરતીને ચૂમી કરતો ન હોય ! ત્યાં વરના બાપે મોટર ઊભી રખાવી. બધાં પાણી પીવા નીચે ઉતર્યાં. બેસી બેસીને કેડોએ દુઃખતી હતી એટલે બેસનારાં હાથ ઊંચા નીચા કરીને આળસ કાઢતા હતાં. બૈરાં એક બાજુ ટોળુ વળીને બેઠાં. ગોપાળદાસે દરેકને બીડી આપી. પાણી પીને બધા બીડી પીવા વળગ્યા. વરરાજાએ પથ સીગારેટ ચઢાવી. મોહન પણ વરરાજા પાસેથી ગોપાળદાસની નજર ચૂકવીને એક સીગારેટ લઈ આવ્યો.

મનહર ને રમણ મોટરની પાસે જ ઊભા રહી વાતો કરતા હતા. મનહર તો બીડી પીતો જ ન હતો. મોહન તેમને પાણી પાઈ ગયો. ગજવામાંથી પડીકું કાઢ્યું અને બે પાન આગળ ધર્યાં. વર-રાજાએ એક લઇને મનહરને આપ્યું. અને બીજું પોતે આરોગી ગયા. વરરાજા મોહન પર ખુશખુશ થઈ ગયા. મનહર મનમાં કચવાય નહિ; તેને કોઈ પ્રકારની અગવડ વેઠવી ન પડે તેની ચિંતા રમણને હતી. તેથી તેણે મોહનને જ એ જવાબદારી સોંપી દીધી. વરરાજા અને તેમના મિત્ર પાન ચાવતા ઊભા ઊભા હસતા, હસાવતા વાતો કરતા હતા. ત્યાં જોઈતાની વહુ આવી. જોઈતાને બદલે તેની વહુ જાનમાં આવી હતી.

'રમણભાઈ કાક દા'ડો તો પાન ચખાડો. બળ્યું એકલા એકલા શું પાડાની પેઠમ ચાય ચાય કરો છો.' હસતાં હસતાં તે કહેતી હતી.

'મારી પાસે ક્યાં છે? મનેએ તમારા જેવાએ આપ્યું ને.'

'તાણ તમે વરરાજ શાના! સાળીઓ સોપારી માગવા આવશે. જોજો પાછા ખાલી ખાલી ફરતા.'

'સોપારી તો નથી પણ આ એલાયચી જોઈતી હોય તો આપું.' કહી રમણે બેચાર દાણા જોઈતાની વહુને આપ્યા.

'આંને તે શું કરે, કાંક સોપારી હોય તોએ ઠીક. તમારી જાનમાં આયાં તોએ આવું લૂખે લૂખું કે?'

'મોહનને કહીશ હમણાં આપી જશે.'

'હવે તો આપણે બહરું સગું થયું. ચંચળ તો મારી માસીની છોડી થાય. સમજણ પડીને?' લેંકો કરીને તે બોલી.

મનહર અત્યાર સુધી આ બાઇને જ જોઈ રહ્યો હતો. જાડા સાલ્લામાં સંતાયેલું તેનું જોબન ફુંફાડા મારતું હોય તેવું લાગતું હતું. તસતસાઇને પહેરેલી કાંચળી તોડીને તેનું જોબન બહાર આવવા મથતું હતું. તેના મોં પર પણ નૈસર્ગિક લાલી હતી. ભરાવદાર મોં અને નમણું નાક મનહરને પહેલી જ નજરે ગમી ગયાં. ગાલ પરનું છૂંદણું મનહરને પેલી સીરાઝીની યાદ આપતાં હતાં. એણે બધું જ જાડું જાડું પહેર્યું હતું. પોતેએ સહેજ સ્થૂલ હતી. પણ તેની વાણીનો રણકો! કોઈ કવિ હોત તો જરૂર તેને રૌપ્ય ઘંટડી સમો સ્વર કહેત. મનહરને ઘડીભર થઇ ગયું કે આ બોલ્યા જ કરે તો સારું. એની બોલી કંઈક અંશે કાલી, કંઈક નિખાલસ, અને કંઇક મશ્કરીના રંગે રંગાયેલી હતી. અને એનો લેંકો જોયા પછી તો મનહરથી આ બાઇની મનમાં તારીફ કર્યા વિના ન રહેવાયું. ગામડામાં પણ સૌન્દર્ય છે, નખરાં છે, જોબનનાં ટીખળ છે. અરે બધુંએ છે તે મનહરે આજે જ જાણ્યું.

ચીપી ચીપીને બોલતી, કૃત્રિમ હાસ્યે વેરતી, કપડાંના જ ભભકામાં રહેતી અને પાઉડર કે લીપસ્ટીકની મદદથી સૌન્દર્ય બહેલાવતી યુવતીઓ કરતાં તેને આ બાઈ વધારે ગમી. અને મુગ્ધ નયનો તેના

પર જડાઈ ગયાં. મનહર તેને વિશિષ્ટ ભાવથી જોઈ રહ્યો. જેમ કોઈ ચિત્રને કે પ્રતિમાને ધારી ધારીને જુએ તેમ.

એ બાઈના ગયા પછી મનહરે પૂછ્યું,

'એ કોણ હતું ?'

'પેલા જોઈતારામ નહોતા ? પેલા તને પૂછતા હતા કે તમે ક્યાંથી આવ્યા, શું ભણો છો, તેમનાં વહુ. મારાં કુટુંબી છે અને ભાભી થાય.'

'હા હાં, ઓળખ્યા. પેલા તારી મશ્કરી કરતા હતા તે ને ?'

'એ જ.' ધીરેથી રમણ બોલ્યો.

મનહર તો વારંવાર કહેતો હતો;

'રમણ મને તો બધુંએ ગમી ગયું. કેટલું નિખાલસ વાતાવરણ. કેટલું સુંદર !' અને કવિની છટાથી ગ્રામજનોનાં વખાણ કરવા મંડતો. આ અનુભવો તો તે પહેલી જ વાર લેતો હતો. તે ગ્રામજીવન પર નવલકથા લખવા માગતો હોય તેમ ઝીણામાં ઝીણી વિગતને અને વસ્તુને જાણી લેવાનું ચૂકતો નહિ.

વેવાઈનું ગામ આવતું ગયું તેમ તેમ ગોપાળદાસ ટટ્ટાર થતા ગયા. પાઘડી પર એક હાથ ફેરવી દીધો. નવી કાઢેલી આંગડીની કાંહો ઠીક કરી દીધી. બીજાંએ જાણે નવા ગામમાં ડંકો જ કરવા જતાં ન હોય તેમ કપડાં, ઘરેણાં વગેરે ઠીક કરવા લાગ્યાં. બૈરાંથીએ ચૂપ ન રહેવાયું તે ગાવાનું શરૂએ કરી દીધું.

સન્ધ્યા વખતે મોટર નવાગામને પાદરે ઊભી રહી અને ઢોલીએ ડંકો માર્યો. જાનૈયા બધા ટટ્ટાર થઈ ગયા. રમણે પણ મોં પર રૂમાલ ફેરવી દીધો. બધાના મોં પર ભાવ હતો 'ડંકો કરવો છે હોં.'

૩૬

# ગ્રામદર્શન

'લોકો આટલા બધા ગરીબ છે? આવું તો કોઈ દિવસ જોયું જ ન હતું. આવી ગરીબાઈ, આવી કંગાલિયત અરે આમાંનું કંઈ જ જોયું ન હતું. બધાં જ ગામડાં આવાં હશે? પહેલાં મારી દૃષ્ટિએ આવું કેમ નહિ પડયું હોય? આ લોકો જ આ રીતે જીવી શકે. અંધકારભર્યા ઘરમાં, દિવસે પણ દીવાની જરૂર પડે તેવા ઘરમાં તે કેમ રહી શકાય? પાછું ભેંસોએ અંદર, બળદે અંદર. તેમનું છાણ મૂતર પણ ઊડે. અરે આવા છાણ મૂતરમાં પણ રહેવાનું કયાં મળે છે? ઘણાં ઘર તો ગીરે મૂકાઈ ગયાં છે. રમણે તો કોઈવાર આવી વાતે નહિ કરેલી. અહીં સમાજવાદી બિરાદરોને લાવવાની જરૂર છે. તેઓ આ જાણી લે કે એકલી મજૂર ચાલીઓમાં જ ગરીબાઇ નથી. અહીંયાં તો એથીયે કારમી ગરીબાઇ છે.'

'પેલું છોકરું ખાવાનું માગતું હતું ને તેની મા મારતી હતી. તેને માત્ર સૂકો રોટલાનો આટલો જ કકડો જોઇતો હતો તોએ નહોતી આપતી. અને છોકરું ખાવા માટે કેવું કરગરતું હતું! તેની મા હાડકાંનો માળો હતી તોએ ઘંટી ખેંચતી હતી ને! થીગડા પર થીગડું ચઢી ગયું હતું તોએ એ જૂનો સાલ્લો પહેરતી હતી ને?'

મનહરને નવાગામ જોયા પછી ખૂબ જ આશ્ચર્ય ને દુઃખ પણ થયું. દોઢ દિવસમાં તો તેણે ખૂબખૂબ જોયું. અને જે જોયું તેનાથી

તે ચોંકી ઊઠયો. તેને હવે સમજાયું કે આટલા માટે જ ગાંધીજી ગામડામાં જઈને વસ્યા હશે. આટલા માટે ગ્રામોદ્યોગ અને ગ્રામપુનર્ઘટના પર ભાર મૂકે છે.

ગોપાળદાસ તો ડંકો કરવામાં જ મશગૂલ હતા. રાવણામાં તો સોપારીઓનો કચ્ચરઘાણ નીકળી જતો હતો. કેટલાંએ મોં ઘંટીની માફક જે આવે તે ઓરે જતાં હતાં. પાછાં આતો પાન ! છોકરાં તો પાન ચાવીને મોં લાલ કરવામાં પડયાં હતાં. ગોપાળદાસ પણ એક માગે તેને બે સોપારીઓ આપતા હતા. વેવાઈને ઘેર પણ પતાસાં અને ખારેકો મોકલાવી દીધી. કહી દીધું કે તમે તમારે છૂટે હાથે વહેંચજો. પાનનો શોખ એકલા ભાયડાઓએ કર્યો એમ નહિ, બૈરાંએ પણ પાન બનાવ્યાં. અનઆવડતને લીધે કેટલાકના મોંમાં તો ચાંદીએ પડી. જોઈતાની વહુ કંઈ કમ હતી! મોહનની પાસેથી કરંડિયામાંથી પહેલેથી જ પાન લઈ લીધાં હતાં. ગામનાં બૈરાંને પણ પાન ખવરાવીને રીઝવતી હતી. અરે ખૂદ વરની સાસુને પણ પાન ખવરાવેલું. આતો કંઈ જેવી તેવી વાત છે ? ગામમાં વાહવાહ બોલાઈ ગઈ.

નિશાળમાં જઈ ગોપાળદાસે દરેક છોકરાને એક એક પેન્સીલ અને આંકની ચોપડીની લહાણી કરી. માસ્તરે તેમના નામની જય બોલાવરાવી. 'બોલો ગોપાળદાની જે' જ્યારે છોકરાં બોલ્યાં ત્યારે તો ગોપાળદાસની કાંહો ઢીલી થઈ ગયેલી. અને માસ્તરને પાંચનું નોટ આપી દીધું ને કહ્યું;

'છોકરાંને પતાસાં વહેંચજો. બચારાં રાજી થશે.'

ગામમાં વાહવાહ પોકારાઈ ગઈ. નાનેથી મોટા બધાએ મોંમાં આંગળા ઘાલી જોઈ રહ્યા હતા. 'મોટરમાં જાન આવી. ભણેલો મુરતિયો, પાછો વેવાઈ કેવો ઉદાર દિલનો. અરે દુલ્લો માણસ છે દુલ્લો. બીડી, પાન, સોપારી અરે ધાણાની દાળ, એલાયચી આટલું બધું ? ભારે કરી હોં.' નવાગામના લોકો વાતો કરતા હતા.

પણ જ્યારે મોહન અને વીરચંદ શરબત બનાવી બનાવીને લાવવા માંડયા ત્યારે તો ગામના ઘરડાઓ પણ આંખો ફાડીને જોઈ રહ્યા. 'વેવાઇ જશ લઈ ગયો' કેટલીએ જીભો બોલતી હતી. ઘરડી જીભો શરબત ચાખીને ધન્ય ધન્ય થતી હતી. અરે છોકરાંનેએ શરબતનો 'ટેશ' કરાવ્યો. કટકા બરફ માટે લઢતાં છોકરાંને વરરાજાની જોડેની બે આંખો જોઇ રહી હતી. એ બે આંખો જ આ લોકોના થતા ભાવોને નોંધી રહી હતી. એમના ભાવો પરથી તો એમ જ લાગતું હતું કે એમણે કોઈવાર આવું જોયું જ ન હતું.

જમવા બેસતા ત્યારે મનહરને ખૂબ મઝા આવતી. મોહન અને વીરચંદ તેની સાથે હસીને બોલતા થઈ ગયા હતા. ગોપાળદાસ પણ 'કેમ છે ભાઇ, કાંઈ જોઈએ છે કે ? શરમમાં નાં રે'તા હોં ?' પૂછતા હતા. મનહર જમવા પણ મોહનની સાથે જ બેસતો.

આગ્રહ કરી કરીને પીરસતા લોકો અને ના ના કહેવા છતાં આરોગી જતા જમનારાઓ તેને ગમ્યા. એ કેવો મીઠો, દંભરહિત આગ્રહ! કેટલી નિખાલસતા ! તેમાં ખોટો ડોળ ન હતો. તેમાં ખોટો વિવેક ન હતો. આ રીતે ગ્રામજનતા સાથે તો તે પહેલી જ વાર એક જ પંગતે જમતો હતો. એ લોકોની જમવાની રીત, બોલવાની ઢબ અને કટાક્ષો કરવાની કળા તરફ તે કયારનોએ આફરિન થઇ ગયો હતો.

જમીને બધા પાન સોપારી કરીને આડા થયા. મનહર અને રમણને માટે બેસો બાંધવાની એક નાની ઓરડીમાં ખાટલા ઢાળ્યા હતા. કારું નાંખીને જમીન કોરી કરી દીધી હતી. મોહન વચ્ચેવચ્ચે 'શું જોઇએ છે ?' પૂછવા આંટો મારી જતો હતો.

રમણ કરતાંએ મનહરમાં નભાવી લેવાની શક્તિ વધારે હતી. હંમેશાં હસતું મોં રાખીને ગમે તેવા સંજોગોમાં અને ગમે તેવા સ્થળે તે રહી શકે તેવો હતો. અહીં પણ રમણ બબડતો હતો.

'સાવ ગમાર લાગે છે. અહીં તે વળી ઉતારો અપાતો હશે? માણસની કદર જ નહિ.'

જો કે મનહરે હસતાં હસતાં કહ્યું હતું.

'યાર! જિંદગીનો આ પણ એક અનુભવ છે ને!'

મનહરને રમણ પથારીમાં પડ્યા પડ્યા ઊંઘ આવે ત્યાં સુધી વાતો કરતા પડયા હતા. મનહર ગ્રામજીવન અંગેના પ્રશ્નો કરતો હતો. રમણ તેના સ્વભાવ પ્રમાણે ઊંડાઉ જવાબ આપતો હતો. વચ્ચે વચ્ચે કેટલીક છોકરીઓ ડોકિયાં કરી જતી હતી. એ બધીએ રમણની સાળીઓ હતી, અંદર અંદર એ ગુસપુસ કરતી હતી;

'પેલા બેઠા એ......એ ચંચીનો વર.'

'પેલી બાજુ રહ્યા એને? એ તો રૂપાળો હોં.'

'દાક્તરનું ભણે છે. ચંચળીને તો લીલા લ્હેર!'

'અલી સોપારી તો માગ.'

'તું માગ ને...'

'ના ના તું માગ.' કહી એકને અંદર ધકેલી. પેલી તો ભૂતથી ગભરાઇને નાસે તેમ બહાર નાસી આવી. મનહર તો બેઠો થઇ ગયો.

'કેમ કોનું કામ હતું?' તેણે તો પૂછ્યું એ ખરું.

'એ તો આને સોપારી જોઈતી'તી.' બહારથી જ કોઇએ જવાબ વાળ્યો.

'સોપારી તો અહીં નથી. જાઓ મોહનભાઈ આપશે.' કહી મનહર તો આડો થયો. રમણ બબડ્યો. 'જવા દેને, સાવ જંગલી જેવાં છે. સાળાં ગામાડાનાં રોઝ......'

છોકરીઓ કંઈક અંદરઅંદર મંત્રણા કરીને નાસી ગઈ.

એકાદ કલાક પછી મોહન બોલાવવા આવ્યો. બંને મિત્રો ઊઠી મોં ધોઈ તૈયાર થયા.

‘ ક્યાં જવાનું છે ? ’ મનહરે પૂછ્યું.

‘ ચા પીવા. તમારે માટે ખાસ મૂકાઈ છે. ’

‘ મારે તો નથી પીવી ’ મનહરે ટૂંકમાં જ પતાવી દીધું.

‘ ચાએ કેટલી પીવે. સવારમાં કેટલી બધી ચા ? એક ઘરમાંથી નીકળ્યા ત્યાં બીજા ઘેર. ત્યાં તો ત્રીજો બોલાવનાર ઊભો જ હોય. અને પીનારા પણ જબરા જ ને ? બાર બાર કપ ચા થાય તોએ ચઢાવી જાય.’ મનહર તો આંખો ફાડીને જોઈ રહેતો હતો. ‘ આ તે પેટ છે કે હવાડો. જેટલી ચા હોય તેટલી હજમ થઈ જાય ! ’

‘ આ કોઈને ચા પાઈએ તો કોઈક દિવસ છોકરો પરખાઈ જાય. અને ગોપાળદાસ જેવાને ચા પાઈ હોય તો કોઈક દિવસ કામ આવી જાય. એ ઘડી આપણીએ વાહવાહ બોલાય ને ! કોઈ દિવસ ત્યાં ગયા હોય તો આપણને બોલાવ્યા વગર રહે ! અને શરમ કેટલી અડે ? એ તો વાડ વગર ક્યાંય વેલો ચડ્યો છે ? એ તો ચા પાવી સારી.’

બધાએ મનમાં આવો હિસાબ કરતા અને ચા મૂકવાનું ચૂકતા નહિ. દસેક વાગ્યા સુધી તો ચાનો જ કાર્યક્રમ રહેતો. એક ઘેરથી બીજા ઘેર. મનહરને તો ચા ભાવતી જ ન હતી. પણ સાથે ગયા વગર ચાલે ! અને રમણને પણ રાવણામાં જવું ગમતું જ ન હતું, પણ વરરાજા વિના તે જાન શોભે ખરી ! એટલે બંને મિત્રો સાથે સાથે ફરતા હતા. મનહરને જોવાનું, જાણવાનું ગમતું એટલે તેને ફરવાનું અપ્રિય ન થયું. પણ પાછી અત્યારે બપોરે ચા ? તેણે ના કહી એટલે રમણે પણ ના કહી.

‘ તો તમારે માટે શરબત બનાવી લાવું.’ મોહને કહ્યું.

‘ હા. જા બે ગ્લાસ શરબત બનાવ. ’ રમણ મોહન સામે જોઈને બોલ્યો.

'પણ તમે ત્યાં તો ચાલો. એ મેડા પર તમને ઠીક પડશે. મેં એક નવી જગ્યા શોધી કાઢી છે. તમારે કોઇ શકરીબેન ઓળખીતી છે?'

'હા હા.'

'તેના મેડા પર એની બાએ બોલાવ્યા છે. ચાલો, ત્યાં ઠીક પડશે.'

'હા ચાલ મનહર. આ ગંધમાંથી છૂટીએ.' કહી રમણ ઊભો થયો. મનહર પણ ઊભો થયો. પણ...પણ...વરરાજાના નવાનેનવા બૂટ ક્યાં? વર મિત્રની ચંપલ કેમ દેખાતી નથી? ખાટલા નીચે, બાજુમાં, બધેએ જોઇ વળ્યા પણ ક્યાંય દેખાઈ જ નહિ. મોહન સમજી ગયો;

'કોઈએ સંતાડી હશે? હું ખબર કરી આવું.' કહીને તે બહાર ગયો.

'મનહરે પૂછ્યું કોઇને શા માટે સંતાડવું જોઈએ?'

'આ તો જંગલી લોક રહ્યા. સાળાં આવીએ મસ્કરી કરે. તેમને તે કંઈ અક્કલ છે?' મોં બગાડીને રમણ બોલ્યો. જાણે તે પોતે આ સમાજથી પર હોય તેમ.

મનહરને ગામડાના કેટલાક નવા જ, સાવ વિચિત્ર રિવાજો પણ અહીં જોવા મળ્યા હતા. જમ્યા પછી વેવાઈઓને બગાડવાની રીત. કોઈને ગળે કાંઠલો તો કોઈના ધોતીઆના છેડે જાળુ ભરાયેલું જોઇને તો તે હસ્યો હતો. જોઈતાની વહુ ઊભી ઊભી બધાને ઓળખાવતી હતી ને પાસે રહીને પાણી છંટાવતી હતી. તેણે હસતાં મનહર માટે પણ કહેલું.

'આંમનેએ જરા ટાઢા કરજો. જાનમાં આયા છે તે જરા લાવો લેતા જાય.'

પણ મનહરને જોઈ છાંટનારીનું મન જ મોળું પડી ગયું. આ બધું જોયા પછી પણ મનહરને રમણ જેટલી ચીડ ચડતી ન હતી. એ મનમાં કહેતો;

' આ એમનાં આનંદનાં સાધનો અને આનંદના પર્વો છે. આનંદ વગર માણસ કંઈ જીવી શકે ? '

તેની ચંપલ ગઈ તોએ તેને તો હસવું આવ્યું.

' વાહ. રમણ તારી જાનમાંએ ઠીક મઝા આવી. દોસ્ત જિંદગીમાંએ ભૂલાશે નહિ. '

મનહર હસતાં હસતાં બોલતો હતો. રમણ તેનો અવળો અર્થ કરી ગામડિયાઓને શિષ્ટ ભાષામાં બોલી શકાય તેટલી ગાળો દેતો હતો.

થોડીવાર રહી મોહન બૂટ અને ચંપલ લઈને આવ્યો. વગર પૂછે તે તો કહેવા જ લાગ્યો.

' અરે તમારી સાળીઓ જબરી છે. ક્યાંયના ક્યાંય સંતાડી આવી હતી. કે'છે કે રમણલાલે સોપારીઓ ન આપી. આ તો સોપારીઓ લેવા સંતાડ્યાં હતાં. લ્યો થોડી સોપારીઓ પાસે રાખો. કોઈ માગે તો આપવા ચાલે.'

' મારે તો કંઈ જોઈતું નથી. એ જંગલીઓ સાથે બોલે છે પણ કોણ ? સાવ ગધેડા જેવાં છે. '

' એમ કેમ કહેવાય. તેમની કેળવણી પ્રમાણે અને ટેવ પ્રમાણે તે વર્તે છે. તું ન ભણ્યો હોત તો તેમાંનો એક હોત. '

મનહરનું કથન રમણને આકરું લાગ્યું ' હુંએ ગામડિયો ? ના ના. એ તે કંઈ બની શકે ? '

'તે તો સાવ જંગલી છે. તેમનામાં સામાન્ય અક્કલ પણ ક્યાં છે?' પોતાનો બચાવ કરતો હોય તેમ તે બોલ્યો. મનહર સમજીને લાંબી ચર્ચામાં ઉતર્યો નહિ.

લગ્નમાં શકરી આવી શકી ન હતી પણ તેણે રમણલાલ વિશે તો તેની બાને સમાચાર કહેવડાવ્યા હતા. રમણલાલ તેની કાળજી રાખે છે. તેને બેન ગણે છે વગેરે હકીકત તેની બાના કાન સુધી પહોંચી ગઇ હતી. તેથી તે રમણને મળવા માગતાં હતાં. એટલે કંઇ એમનેમ બોલાવાય? ચા પીવાના બહાના નીચે તેણે મોહન મારફત બોલાવરાવ્યા.

મનહરને અને રમણને આ મેડા પરનું એકાંત પણ ગમી ગયું. મોહન તો શરબત બનાવવા ગયો હતો. ચા બનાવવાની ના પાડી એટલે શકરીની બા રમણની સામે આવીને બેઠાં. તેમણે જ વાત શરૂ કરી.

'મારી શકરી તો ભેગી થતી હશે તો? હું તો તમને શાની ઓળખું પણ એણે સંદેશો કહેવરાયો'તો કે બા રમણલાલનું છગન-ભાની ચંચી હારી નક્કી થયું છે એટલે આવે એટલે એમને ઘેર બોલાવજે. એ બચારીને આવવાનું તો ઘણું મન હતું પણ અમારા જમાઇ જરા અળવીતરા છે. એ કહે કે તારું ત્યાં શું કામ છે! ભઇશાબ સાચું કે'જો. આવા ટાંણેએ નાં મોકલે? ચંચી અને મારી શકરી તો જબરી ગોઠેણા હાં.'

રમણ સાંભળી રહ્યો હતો. તેણે શકરીને આવવા માટેએ કહ્યું ન હતું તેથી મનમાં જરા ક્ષોભ થયો.

'આ તો તમે સગા છો એટલે ભઇશાબ કહું છું હાં. મારી શકરીના ઘેર જતા આવતા રે'જો. અમારા જમાઇ બચારીને રોટલો ફૂટે એમ ફૂટી નાંખે છે. શું સમજ્યા? જરા બે શબ્દ કહીને

તમે ન સમજાવો? છોડી તો બચારી પરદેશમાં પડી. ત્યાં કુણ એનું સગુંવહાલું તે ખબરે લે.' ઢીલાં પડી ગયેલાં શકરીની બા બોલ્યાં.

'હું ચિમનલાલને મળ્યો હતો. હવે કોઇ દિવસ મારઝૂડ નહિ કરે.' શકરીનો આપઘાતનો પ્રસંગ યાદ કરતો રમણ બોલ્યો.

'તાણ તો તમારા જેવું પરભુએ નહિ. મારા જીવને તો બળ્યું ફડફડ થતું'તું. એ પરદેશની વાટે સાજે માંદેએ એનું કુણ?'

'એનો કંઇ વાંધો નહિ. અમદાવાદ તો આ રહ્યું. ત્યાં તો ઘર જેવું છે. શકરીબેન તો મઝા કરે છે. તમારે કંઇ ચિંતા ન કરવી.'

'એ તો મારી શકરીએ કહેતી'તી કે રમણલાલ તો મને બુનબુન કે'છે અને સગા ભાઈ કરતાંએ વધારે રાખે છે. આટલું છે તેએ સારું છે. ભઈશાબ શું કું છું. એની ખબર રાખતા રે'જો હોં.'

રમણ તો 'ચિંતા કરશો નહિ' એમ જ કહ્યા કરતો હતો અને શકરીની બાએ વારંવાર ભલામણ કર્યા કરતાં હતાં. મનહર બોલ્યા ચાલ્યા વગર બેસી રહ્યો હતો. તેણે રમણના મોંએ શકરીનું નામ તો સાંભળ્યું હતું. એટલે આ વાતમાં તેને રસ પડતો હતો. દીકરી માટેનો માનો ભાવ, તેના જીવની અધિરાઇ અને હૃદયનું ઉભરાતું વાત્સલ્ય તેને અહીં જોવા મળ્યું. મોહન શરબત લઇને આવ્યો ત્યારે જરા વાતે પલટો ખાધો. શરબત પીને બંને મિત્રો આડા પડી ગપાટાં મારવા લાગ્યા.

આજ વખતે ગોપાળદાસ વેવાઇના ઘરના ઓરડામાં બેઠા હતા. છગનદાસને ઘરેણાં, કપડાં વગેરે આપતા હતા. પુત્રવધુનોએ જો 'વટ' ન પડે તો પછી ડંકો શાનો? છગનદાસ પણ આ કોડિલા અને વ્યવહાર કુશળ વેવાઇને જોઈને ખુશ થયા. તેમણે ધીમે રહીને લગ્ન અંગેનું ખર્ચ માગ્યું અને તેમણે ત્યાંને ત્યાં વેવાઇને પૈસા ગણી આપ્યા.

ગામમાં ફરતા તોએ ગોપાળદાસ નાંખા પડી જાય તેમ વર્તતા. તેમની બોલવાની છટા, તેમની છૂટી જીભ, તેમની વ્યવહારકુશળતા એ સર્વ ઢાંકયાં રહી શકે તેમ ન હતાં. ખરો ડંકો તો ગોપાળદાસે ભાગોળ વખતે કર્યો. વસવાયાંએ માગ્યું તેટલું હાથમાં પડયું. ન માગે તે ભૂલે એવું થઇ ગયું. નવાગામવાળા અને ગોપાળદાસના ગામવાળાએ જોઇ રહ્યા. 'ધન્ય છે ગોપાળદા તારી માને. જબરો દુલ્લો. વાહ વાહ! હદ કરી તેંતો. ખરેખરો ડંકો કર્યો.' નવાગામની ભાગોળે કોઇવાર આટલા રૂપિયા નહોતા વહેંચાયા. પછી બધા કેમ તાજુબ ન થાય?

કોથળીમાં હાથ ઘાલતા હતા ત્યારે ગોપાળદાસના મોં પર 'ગમે તેમ પણ આ તો કંકુને કન્યા ને!' ભાવ રમી રહેતો હતો. નવા-ગામના લોકોને કહેતા હતા,

'જોજો ભઇશાબ. કાંઇ ભૂલચૂક થતી હોય તો કહેજો. કોઇને કંઇ આપવાનું રહી જતું નથી ને? તમારા ગામનો રિવાજ ભઇશાબ કે'જો.'

ગામલોકો શું કહે! બધાએ મોં ફાડીને જોઇ રહ્યા હતા. આવો દિલાવર દિલનો વેવાઇ જ તેમણે પહેલો જોયો હતો. અંદર અંદર વાતો કરતા હતા.

'છગનને વેવાઇ તો લાખ રૂપિયાનો મળ્યો હોં.'

'અરે આવું ખાનદાન ઘર. આખા ગોળમાં છેગ્મ ક્યાં?'

'આનું નામ તે સગો. છગનને કેવો જશ અપાયો. હદ કરી દીધી.'

'આનું નામ તે ડંકો સમજ્યા.' એક વૃદ્ધ ધીમે રહીને બોલ્યા.

જાનને લેવા મોટર આવી. પહેલાંની જેમ બધાં ગોઠવાઇ ગયાં. વહુની જગ્યા ખાસ રાખી હતી. કન્યાને ઘેરી વળી બૈરાં વિદાય આપવા આવતાં હતાં. ચંચળની માના હાથમાં પાણીનો લોટો

હતો. દીકરીને વિદાય આપતાં તેમનું માતૃ હૃદય વિયોગનું દુઃખ અનુભવતું હતું. આંખમાં રોકી રાખવા મથતાં હતાં છતાં આંસુ છલકાઈ જતા હતાં. ચંચળનું આખુએ મોં સાડીથી ઢાંકી દીધેલું હતું એટલે દેખી શકાતું નહતું. તેને નવું ગવાંન પહેરાવવામાં આવ્યું હતું. તેની બાજુમાં તેની બેનપણીઓ ચાલતી હતી. બધાંએ ગાતાં હતાં. છેવટનું વિદાય ગીત અતિકરુણ હતું. મનહરનું હૃદય પણ આર્દ્ર બની ગયું. સાસરે જતી દીકરીને મા શીખામણનાં વચનો કહેતી હતી, કેટલો કરુણ ભાવ હતો! હૃદયની ઉત્કટ લાગણીઓ, વિદાયનું ગર્ભિત રહેલું દુઃખ અને દીકરીના ભાવિ જીવન વિશેની શંકા, શ્રદ્ધા વગેરે મિશ્રભાવો એ ગીતમાં ગૂંથાયેલા હતાં.

'દીકરી મોટાંના હોય તો નામ કાઢજો...

દીકરી સાસુજીને માતા કહી બોલાવજો રે

દીકરી સસરાજીને દાદા કહી બોલાવજો રે...'

ધીમેધીમે દીકરીને માતા છેવટની શીખ દઈ વિદાય આપે છે. દીકરી જનેતાની છાતીએ મોં રાખી રડી લે છે. માતા કઠણ કાળજુ કરી માથે હાથ મૂકી 'બેટા સુખી થજે' કહી દીકરીનાં આંસુ લૂછી નાંખે છે. આ દૃશ્ય મનહરના મન પર અંકાઈ ગયું. જગતના કરુણ પ્રસંગોમાં દીકરીની વિદાય પણ કરુણ પ્રસંગ લેખાવો જોઈએ.

કન્યાને તેના મામાએ ઊંચકીને મોટરમાં બેસાડી. બૈરાંએ સાચવીને, માટલી નંદાય નહિ માટે જેટલી કાળજી રાખે તેટલી કાળજીપૂર્વક વહુરાણીને મોટરમાં બેસાડ્યાં. અને મોટર ઉપડી. નવાગામના બૈરાં મોટરની ધૂળ દેખાણી ત્યાં સુધી તો ત્યાંથી ખસ્યાં નહિ.

ઈડરિયો ગઢ જીત્યો હોય તેટલો ને તેવો આનંદ ગોપાળદાસના મોં પર વિલસી રહ્યો હતો.

❧

૩૭

# જનેતાની વેદના

ગોપાળદાસના ઘર આગળ તેજના ફુવારા ઊડી રહ્યા હતા. ૭ સાત પેટ્રોમેક્ષની બત્તીઓ ઝગમગારા મારી રહી હતી. આખા ગામનાં છોકરાં આ પ્રકાશના પૂરમાં નાહી રહ્યાં હતાં. ખરું જોતાં તો તેમને માટેનું આકર્ષણ આ બત્તીઓ નહિ પણ બેન્ડ હતું. વિદૂષકની માફક રંગબેરંગી પહેરવેશમાં સજ્જ થયેલા વાજાવાળાઓ બધાનું ધ્યાન ખેંચતા હતા. આટલાં બધાં વાજાં, પાછાં કેવાં વાંકાં, ગોળ, મોટાં, પહોળા મોંવાળા આ ગામમાં પહેલી જ વાર પ્રવેસ્યાં હતાં. 'અને પેલું પડઘમ. હાય હાય આવડું મોટું ઢોલ ? કેવી રીત વગાડતા હશે ? મારે બેટે કંઈ કરામત કરી છે ? હવે તો વગાડે તો સારું. જોઈએ તો ખરા કેવું વાગે છે.'

અને બધાની ઇચ્છાને માન આપતા હોય તેમ 'ઘણુણુણુ... ઘણુણુણુ...' વગાડવાનું શરૂ કર્યું. 'તુમને મુઝકો પ્રેમ શીખાયા...' વાજાં ગાતાં હતાં. સાંભળનારા કેટલા બધા કાન ! અને કેટલી બધી આતુરતા ! ઝીણામાં ઝીણા સ્વરને પણ કાન પકડી લેવા મથતા હતા. છોકરાં તો પેલા પડઘમને જ જોઈ રહ્યાં હતાં. ગોપાળદાસ ભારે કામમાં ગૂંથાએલા હોય તેવું મોં રાખી આઘાપાછા થયા કરતા હતા. લોકો ઊભાં ઊભાં વાતો કરતાં હતાં.

'અલ્યા આને તો ખરેખરો ડંકો કર્યો હોં.'

'વાહ. હવે શું બાકી રહ્યું. ગામમાં કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે તે આની તોલે આવી શકે.'

'ગોપાળદાસે તો જબરો જશ લીધો હોં. ભારે કરી દીધી!'

'આતો પૈસાવાળાનું કામ. કાચોપોચો તો લાંબો હોટ થઇ જાય.'

'બીજું શું, રંગ રહી ગયો' કોઈ વચ્ચેથી બોલ્યું. આ શબ્દો ગોપાળદાસના કાને પડયા. તેમનું મોં અંધકારમાં પણ ચમકી ગયું. હવે તેમના મનને બરાબર પ્રતીતિ થઈ ગઇ કે સાચે જ તેમણે 'ડંકો' કર્યો છે. તેમના નામની જ્યાં ને ત્યાં વાહવાહ બોલાતી સાંભળીને તો તેમની કાંહો તૂટી જતી હતી. અને રમણ? તેને તો મળવાનું હતું તે મળી ગયું હતું. તેને તો એમ જ લાગ્યા કરતું હતું કે જાણે તે અધર અધર ચાલે છે. પોતે જાણે પૃથ્વીથી પર એવી જુદી જ સૃષ્ટિમાં વિહરી રહ્યો હોય એમ લાગતું હતું. ઘુમટો તાણીને, પૂતળાની માફક બૈરાંના ધક્કે ચાલતી ચંચળનો રસિયા જીવે છાનીરીતે ત્રણ ચારવાર પગ પણ દબાવી દીધો હતો.

બધાના મનમાં આનંદ રેલાઇ રહ્યો હતો. બધામાં વધારે સુખી કોણ? ગોપાળદાસ? ચંચળ? રમણ કે તેની મા?

પણ આ ગામથી થોડાક ગાઉ દૂરના ગામમાં, એક ઘરના ઓરડામાં કોઇકના પેટમાં પીડા ઉપડી હતી. ઓરડાના ખૂણામાં એક જૂનો, તૂટેલા આંણવાળો ખાટલો પડયો હતો. તેના પર એક જૂની ગાભાની, ગંધાતી અને મેલી ગોદડી પાથરી હતી. તેના પર ગોમતી સિત્કાર કરતી પડી હતી. પ્રસવની વેદના! બાળકના જન્મ પહેલાંની માની સ્થિતિ! એનું દુઃખ! કોણ કલ્પી શકે? ભલભલા કવિઓ પણ એ દુઃખ અને એ પીડાને શબ્દોમાં મૂર્ત કરવા અસમર્થ છે. એટલું બધું તે અસહ્ય દુઃખ હોય છે.

છેવટના દિવસો હતા. એક બે દિવસમાં કંઇક 'ધાવાણું' થશે એમ બધાં માનતાં હતાં. એવા જ દિવસોમાં રમણ બીજી કરવા ગયો છે

એવા સમાચાર પણ ગોમતીને મળ્યા હતા. ધીરજની પણ હદ હોય છે. સંયમની પાળ ગોમતીના આંસુને કયાં સુધી રોકી શકે ? ઘોડા-પૂરમાં જેમ ભલભલા રેતીના બંધનો તૂટીને સાફ થઇ જાય છે તેમ આ છેવટના આઘાતથી ગોમતીનો સંયમ પણ આંસુના પૂરમાં તણાઈ ગયો. તેનું દિલ કળકળી ઊઠયું. તેણે આંસુને ખાળવા, દિલને કઠણ કરવાનો ઘણોએ પ્રયત્ન કર્યો પણ તેમાંએ તે ફાવી નહિ. 'રમણ આજે જ પરણશે. આજથી જ મને તજી દેશે. આજથી જ હું રખડતી થઇ. અને આ બાળક ? એનું એ શું થશે ?' આવા વિચારો તેને વારંવાર દુઃખના દરિયામાં ધકેલતા હતા. ગોમતી ખૂબ રડી. બેભાન થઈ જાય શ્વાસોચ્છ્વાસ ચઢી જાય અને સાદ બેસી જાય એટલું બધું રડી. આંખોએ ફૂલીને પોપડા જેવી થઈ ગઇ.

દિલની વેદના વધી પડી તેમ દેહની વેદના પણ અસહ્ય થતી જતી હતી. ગોમતી આવી વિવિધ વેદનામાં રિબાઇ રહી હતી. પેટમાં કળતર થતી હતી. આખું શરીર ફાટું ફાટું થઇ રહ્યું હતું. ચૂંક આવ્યા કરતી હતી. અને આવી ભારે ચૂંક......હાથ અને પગ પણ ખેંચાઈ જતા હતા. આંખોએ ચઢી જતી હતી. કેટલીએ ક્ષણો સુધી એ ચૂંક ગોમતીને સાવ હતાશ બનાવી મૂકતી હતી. મૃત્યુના મુખમાં થઈને બેઠી હોય તેમ ગોમતી જીવવાની આશા છોડી જીવનની છેલ્લી ક્ષણો ગણતી હતી. જીવવાનો તો મોહ હતો નહિ પણ પછી આ બાળકનું શું ? મૂઢ ગોમતીને કંઇ જ સમજાતું ન હતું. મરવું કે જીવવું ? શું સારું ? એટલુંએ સમજવા જેવું સ્વસ્થ ચિત્ત કયાં હતું ?

'અરર...મરી જઇ રે......' પેટ પર હાથ મૂકી અંબળાતી તે પેલા ખાટલામાં પછડાઈ. તેની મા અને બીજાં બૈરાં તેને ઘેરીને ઊભાં રહ્યાં હતાં. ગોમતી બૂમે બૂમ મારતી હતી. હવે તો દિલના દુઃખ પર આ દેહના દુઃખે સ્વારી કરી હતી. આ પીડા, ગોમતીના

મોં પરની રેખાઓ, આમથી તેમ ફરતી અસહાય તેની આંખો પત્થરને પણ પીગળાવી નાખે તેવી કરુણ લાગતી હતી.

'હં...હં...હં...' કરતી, ડાંસિયા મારતી આમથી તેમ દેહને અફળાતી તે થોડીવાર પડી રહી.

આ વખતે ગોપાળદાસના ઘર આગળ 'ડંકો' વાગતો હતો. રમણ ચોરી છૂપીથી ચંચળના પગ પર પગ મૂકી દબાવતો હતો. બધાએ ગોપાળદાસની 'વાહવાહ' બોલતા હતા.

ગામડામાં સુવાવડી બાઇની સ્થિતિ અને તેની તરફનો વર્તાવ ભંગડી કરતાં વધારે સારો હોતો નથી. તેને પહેરવા માટે જૂનાં અને ખૂબજ મર્યાદિત કપડાં આપવામાં આવે છે. તેને પડયા રહેવા માટેની ગંધાતી ગોદડી સૂગ ચઢે તેવી હોય છે. અને રહેવાનો ઓરડો અંધકારથી જ ભર્યો હોય છે. ત્યાં સૂર્યનો તડકો ભાગ્યે જ પ્રવેશ કરી શકે છે. આવા ઓરડાના ખૂણામાં એ બાઈ પડી રહે છે. તેની સામે થોડાક દિવસ સુધી કોઇ નજર સુદ્ધાંએ કરતું નથી. તેને ખાવા માટેની થાળી દૂરથી જ ધકેલી દેવામાં આવે છે. સાવ અમાનુષી અને સૌજન્યરહિત એ વર્તન હોય છે. ગોમતી પણ એક બાળકને સોડમાં લઇ આવા ઓરડામાં પડી હતી.

ગોમતીવાળા ઓરડામાં ચામાચિડિયાં ક્યારેક ઉડતાં. અંધકારમાં બાળકનું મોં પણ બરાબર જોઇ શકાતું ન હતું. આખો દિવસ એના એ જ ખાટલામાં–અને તેએ પાછો પાસું ફેરવતાં કડાકા લે તેવા–તૂટેલી, ગંધાતી, ગોદડીમાં પડયા રહેવામાં કંટાળો આવતો હતો. કેડો દુઃખતી હતી. બરડામાં કળતર થતી હતી. પગ તૂટતા હતા. શરીરમાં સાવ અશક્તિ આવી ગઈ હતી.

ગોમતીએ એક છોકરીનો જન્મ આપ્યો હતો. તેની બાને આ ભાણી અળખામણી લાગી. કોઈ કે તેને અપશુકનિયાળ ગણી. ગોમતીની બાના મનમાં એમ હતું કે જો 'ભાણિયો આવે તો

વળી જમાઇનું મન મનાવી શકાય. મોડું વહેલુંએ એનું નાન વધે.' પણ આ તો પથરો, એનું શું થાય! પાડોશણ બાઈઓએ પણ નિઃશ્વાસ નાંખ્યો. એક માત્ર ગોમતીને કંઈ થતું ન હતું. તેને મન છોકરી કે છોકરો એ મહત્ત્વનું હોય એમ લાગતું ન હતું. તેને તો પ્રસવ થયા પછીની શાંતિ અને એ પછીનો નિરાંતનો આનંદ હતો. માત્ર એ છોકરીનો બાપ કોઇક વાર યાદ આવી જતો ત્યારે દુઃખની છાયા મૂકતો જતો એટલું જ.

માત્ર ૭ દિવસનું જ અલ્પ આયુષ્ય ભોગવીને એ છોકરી પાછી ચાલી ગઈ. ગોમતીનું માતૃહૃદય રડી પડયું. નવ માસ સુધી સાચવીને મોટો કરેલો ગર્ભ આમ અંતે ચાલ્યો ગયો, તેના બાપને પણ મોં બતાવ્યા વગર.

ગોમતીના જીવનમાં હવે શું રહ્યું હતું? જીવન ટકાવવાનું આ સાધન હતું. એને પણ પ્રભુએ ખૂંચવી લીધું. પુત્રીના અકાળ અવસાનથી તેને દાઝયા પર ડામ દીધો હોય તેવું લાગ્યું. તેનું હૃદય આળું આળું થઇ ગયું હતું. ઉઝરડા પર મીઠાનું પાણી પડતાં જેવી વેદના થાય તેવી વેદના થતી હતી. હૃદયમાં દુઃખને સમાવીને પડયા રહ્યા સિવાય છૂટકો જ ન હતો. અમુક દિવસ સુધી તો તે ઘર બહાર પણ નીકળી શકે તેમ ન હતું. આવા સંજોગોમાં તેને ઓરડાનો એ અંધકારભર્યો ખૂણો આશ્વાસનરૂપ લાગ્યો. ખાટલામાં, એ ખૂણામાં, એ અંધકારમાં રડતાં, હૃદયનું દુઃખ રેલાવતાં તેને કોઈ અટકાવે તેમ ન હતું.

ચંચળની સાથે મઝા કરતા રમણને જ્યારે ખબર મળી કે તેની પુત્રી આ પૃથ્વી પર આવી, આવી એવી ચાલી ગઇ છે ત્યારે તેને કંઇ જ લાગ્યું ન હતું. જ્યાં ગોમતી માટે તેને મમતા પણ ન હતી ત્યાં એની વાતમાં કે તેની વસ્તુમાં તેને શાનો રસ પડે? મૃત પુત્રી તેને પોતાની નહિ પણ ગોમતીની જ લાગી. અને ગોમતીના

મૃત્યુના સમાચાર તેના એક પણ રોમને હલાવી શકે તેમ ન હતા ત્યાં એની છ દિવસની છોકરી માટે આ ભડવીરને શું લાગે તેમ હતું ? ચંચળના સહવાસમાં તેને સ્વર્ગ પણ ઘડી ભર તો જતું કરવું પડે તેવું લાગતું હતું. એવી સુખની છોળો ઉડતી હોય ત્યાં આ શોક સમાચાર તેને શું સ્પર્શ કરી શકે ? એ તો તેની બાએ ખૂબ આગ્રહ કર્યો ત્યારે તેણે પિતા તરીકે નાહી લીધું એટલું જ. ન્હાયા પછી જેટલી ઝડપથી તેના શરીર પરનું પાણી સૂકાઇ ગયું તેટલી જ ઝડપથી તેના મન પરથી ગોમતી અને તેની આ મૃત પુત્રીની સ્મૃતિ પણ ઊડી ગઈ.

પહેલા આણે ચંચળ બારેક દિવસ રહી. પણ જેટલા દિવસ રહી તેટલા દિવસ તો તેને અને રમણને માટે નર્યા સુખના દિવસો હતા. દિવસે તો મળી શકાય તેમ ન હતું. રમણનું તો મન વારંવાર ચંચળની સાથે વાતો કરવા, તેની સાથે મસ્તી કરવા, તેની સાથે દિલ બહેલાવવા તલસતું હતું. પણ ગોપાળદાસની એવી ધાક હતી કે ચંચળથી રમણને મોં સુદ્ધાં દેખાડી શકાય તેમ ન હતું. એટલે માત્ર રાત્રે જ એ જીવડા મળતા અને કયાંય સુધી કિલકિલાટ કરે જતા. બાર દિવસ સુધી વાતો કરી તોએ બંનેને એમ જ લાગ્યા કર્યું કે તેમના દિલમાં હજુ ઘણું ઘણું કહેવાનું ભર્યું છે. જાણે એની એ વાતો ફરી ફરીને કર્યા કરીએ. જાણે એની એ મસ્તી, એની એ......એમના કોડ જાણે અધુરા જ રહી ગયા હોય તેમ બંનેને લાગવા માંડયું. ચંચળને પિયરથી તેના ભાઇઓ તેડવા આવ્યા હતા એટલે ગયા વગર છૂટકો જ ન હતો. તેનુંએ દિલ રમણનો સાથ છોડવા માગતું ન હતું. રમણ પણ ચંચળને છૂટી કરવા ઇચ્છતો ન હતો. પણ એથી શું ? એમની ઇચ્છા કંઈ ચાલે ? બારમા દિવસની રાત્રી હતી. નવોઢા પત્ની અને પતિ હૈયે હૈયું મિલાવીને વાતો કરતાં હતાં.

'જો જો હાં, પાછા ભૂલતા નહિ.' પત્ની અધીરાઇથી કહેતી હતી.

‘ મને તો લાગે છે કે પિયર જઇને તું મને ભૂલી જઇશ. ’

‘ તમે તમારે કાગળ લખતા રે’જો ને. જો તમારો કાગળ ન આવે તો વાત છે! ’

‘ અને તું પણ કોઇની પાસે કાગળ લખાવજે ને ! હોં. ’ ઉમળકાભેર પતિ બોલી ગયો અને પત્નીને જોરથી છાતી સરખી દબાવી.

‘ બજ્યું મને તો ફાવશેએ નહિ. ’

‘ મને એ...... ’

‘ તમે તો આખો દા’ડો સાંભર સાંભર થશો. ’

‘ મને તો રસહીન લાગશે. ’

‘ તમે તમારે પાસ થઈ જાવને એટલે અમદાવાદ ઓરડી રાખજો અને મને તેડાઇ લેજો.

‘ હેં... ’

‘ હા હા. તમે તમારે હું કહું એમ કરો ને. મારાથી કાંઇ મોકલ્યા વિના અવાય ? તમે કહેવડાવશો એટલે તો હું ગમે તેમ કરીને આઇને ઊભી રહીશ. ’

‘ પણ પાસ થવાય તો ને ? ’

‘ કેમ ? નહિ થવાય ? ’

‘ સો ટકા આશા નથી. તારી ધમાલમાં વંચાયું પણ નથી. ’

‘ મારી ધમાલમાં ? ’

‘ ત્યારે બીજું શું ? તું સાંભર સાંભર થયા કરે. ચિત્તમાં શાંતિ વળે નહિ અને વંચાય પણ નહિ. ’

‘ એતો પાસ થઈ જશો. ’

'એમ કહ્યે કંઇ થઈ જવાય છે?'

'એતો મેં સવાશેર સુખડીની માંનતા માની દીધી છે. અમારા ગાંમમાં અંબામાતા હાજરાહજૂર છે. જો જોને પાસ ન થાવ તો કે'જો.'

'તો તો બહુ સારું.'

'પછી ઘર રાખશો ને?'

'હા.'

'મને તેડાવશો ને?'

'કેમ નહિ?'

'મને જ સાથે રાખશો ને?'

'તો કોને?'

'પેલી...'

'એતો છે જ નહિ એમ જ તારે માનવાનું. મહેરબાની કરીને એની વાત મારે કાને નાખીશ નહિ. આનંદમાં ક્યાં એને સંભારે છે.'

'જીવને એમ થાય છે કે આ મારા વહાલાને કોઈ લઇ જાય તો? તમે તો મને ખૂબ ગમો છો!'

'તુંએ...'

અને પતિપત્નીનાં હૈયાં સામસામે ધબકારા મારતાં ભેટી પડયાં. કહોને ચાંટી પડયાં. એકમેકમાં સમાઈ જવા માગતાં હોય તેમ મળી ગયાં. પ્રેમ સમાધિમાં આ યુગલ મગ્ન થયું હોય તેમ ચૂપચાપ પડી રહ્યું. પાછી વાત ઉપડી;

'તમારા વિના હું શું કરીશ? મને ચેન પણ નહિ પડે.' પ્રેમીઓનો સર્જન જૂનો પ્રશ્ન ઉપાડી પત્નીએ આગળ કર્યો.

'તો મને ચેન પડશે એમ તું માને છે?'

'તોએ ફેર પડે ને...'

'શાનો?'

'તમે તો ત્યાં મઝા કરો ને મને સંભારોએ નહિ.'

'તુંએ ગાંડી છે કે શું? તારા વગર તો મને લગ્ન પહેલાં પણ નોહતું ફાવતું અને હવે કેમ કરીને ફાવી જશે?'

'સાચું?'

'ત્યારે ખોટું?'

'મારા મનને એમ કે મને એકલીને જ આમ થતું હશે?'

'શું?'

'કે ફાવશે કે નહિ?'

'એતો સૌને થાય.'

'માતાના સમ ખાઇને કહું છું હોં, તમે તો મને ખૂબ...'

'અને મને તો એમ થાય છે કે તને તો આમને આમ દબાવી દઉં.' કહી પતિએ પત્નીને દબાવી. અને પત્નીએ પણ તેટલા જ બલ્કે તેથીએ વધારે જોરથી પતિને દબાવ્યો અને પતિ અને પત્ની પ્રેમ-ભીની હુફ અનુભવતાં ક્યાંય સુધી એમ પડયાં રહ્યાં. ને ક્યારે ઊંઘી ગયાં તેની તેમનેએ ખબર ન પડી. માત્ર બારીમાંથી ડોકિયાં કરતા તારાઓ આંખ મીચકારતા મીચકારતા આ દંપતીને હસી રહ્યા હતા. અને એ જ તારાઓ ગોમતીનાં છાનાં આંસુને અને ધ્રૂસકાં પણ સાંભળી રહ્યા હતા.



૩૮

# પુત્રનો ગૃહત્યાગ

પરીક્ષાનું પરિણામ બહાર પડયું. પણ તેમાં રમણનું નામ મળે જ નહિ. ચંચળની માનતા અને રમણની પ્રાર્થનાઓ અફળ નીવડી. રમણ નાપાસ થયો. તેની બધીએ યોજનાઓ આ પરિણામની સાથે જ ભાંગી ગઈ. ચંચળ સાથે હવે નહિ રહેવાય એ એની મોટી ચિંતા અને દુ:ખનું મોટું કારણ હતું.

ગોપાળદાસ ઉશ્કેરાઈ ગયા હતા. દુકાનમાં રમણ અને એ બે બેઠા હતા. તેઓ તો હમણાં લગાવી દેશે એમ ખિજાઈને હાથ લંબાવી લંબાવીને કહેતા હતા;

'તને તે કહેવુંએ કેટલું? કાંઈ બે દાંણાએ છે કે નહિ? તારે માટે આંય તીજોરીઓ ભરી મૂકી નથી; તે હું તને ભણાયા કરું. એક ધોરણમાં તું બે વાર નપાસ થયા કરે એનો અર્થ શો? કહેને તારે ભણવાની દાનત જ નથી. આ લગનમાં મને પૈસાના ખાડામાં ઉતારી દીધો. જ્યાં જોઈએ ત્યાં તારા નામનું ખરચ ખરચ અને ખરચ. તારું કેમ ફૂટી ગયું છે.'

રમણ ચૂપચાપ સાંભળી રહ્યો હતો. તેને ખાત્રી હતી કે તે કંઈપણ જવાબ આપશે તો ગોપાળદાસ પાછો મિજાજ વધારે ગુમાવશે. તેઓ તો તાડૂકતા હતા.

'કોણ જાણે કમાઇને તો બાપને શુંએ આપવાના હશે ? મને તો ક્યારનાએ ચેતા પહોંચી ગયા છે કે આ છોકરો મારું દારદળ વાળે તેમ નથી. બૈરાંને જોઇને આંધળા ભેંત થાય તે બાપનું શું ઉકાળવાના હતા. મને તો હવે બહુ પસ્તાવો થાય છે. તને ભણાવ્યા વિના એટલા રૂપિયા વ્યાજવા મૂક્યા હોત તોએ મારે તો લીલાલહેર હતી.' ગોપાળદાસે રમણનો હાથ ખેંચ્યો. અને રમણ ખેંચાઈ પણ ગયો.

'બોલ હવે કાલથી હાંળ હાકવા જવાનું છે. તારા કપાળમાં ભમરો હોય ત્યાં તું શું ભણવાનું હતું. મારે તો પૈસાનું પાણી કરાયું. મને શું ખબર કે તું આવો નીકળીશ. ઊઠ જા. ખેતરમાં જઈને પપૈયાંમાં ગોડ કરવા માંડ. મારે તો એક દાડિયું બચશે. ખઈ ખઈને મોટા પાડા જેવો થયો છે તે. એ વગર તું સીધો થવાનો નથી. મારું બેટું આતો નાં બોલ્યા એટલે ભઈશા'બ તો ઠેઠ આભ-લામાં પહોંચી જ્યા. એટલું યાદ રાખજે કે આગળ તો હું ને હું જ છું. જોને તારી વલે કરું છું. મારા પૈસાનું પાણી કરાયું...'

રમણ રડું રડું થઈ ગયો હતો. દિલનો પોચો હતો અને પાછો નાપાસ થયાનો આઘાત લાગ્યો હતો. અહીં તો પાછું પડયા પર પાટું જેવું થતું હતું. ગોપાળદાસના સામે નજર કર્યા વિના તે તો ઊઠીને ચાલતો થયો. તેની 'ઓરીસ'માં આવીને આરામખુરશીમાં પડયો. કપાળે હાથ દઈ આંખો બંધ કરી પડયો રહ્યો.

'હવે શું કરું !' એ પ્રશ્ન તેની આગળ ખડો થયો હતો. 'કદાચ બાપા પૈસા પણ નહિ આપે. પણ કંઈ આટલું પૂરું કર્યા વિના ચાલવાનું છે ? ગમે તેમ કરીને પણ આ છેલ્લો ચાન્સ તો લઈ લેવો જ. અરે ચોટી બાંધીને વાંચીશ. એમ તો મને નાપાસ કરનાર કોણ છે ? આતો વંચાયું નહિ ત્યારે ને ? બસ હવે તો અહીં રહેવું નથી. અમદાવાદ જ જવા દે. હોસ્ટેલમાં તો જગ્યા નહિ મળે.

ગઈ વખતે એતો ખાલી રૂમ હતી તે જગ્યા મળી ગઇ બાકી નાપાસ થયેલાને તે કોણ સંઘરે ? તો ક્યાં રહીશું ? હાં હાં. મનહર છે ને ? એની સાથે એક ટર્મ નહિ રહેવાય ? ઓક્ટોબરમાં તો પરીક્ષા આપી દઈશ. આ છ માસ નિરાંતે વંચાય અને પાસ થઇ જવાય એટલે તો બસ બેડો પાર છે.'

'અને ચંચળ ? અરે એને અત્યારે ક્યાં યાદ કરી ? હવે તો ચંચળ બંચળ કંઈ નહિ. બસ એકલી ચોપડીઓ સાથે જ મહોબ્બત કરવી છે. બાપા પાસે પૈસા પણ માગવા નથી. ઉછીના લઇને પણ આ ટર્મ તો ખેંચી કાઢવી છે. એમને પણ બતાવી આપું કે તમારો રમણ ઠોઠ નિશાળિયો નથી. આતો વંચાયું નહિ એટલે નાપાસ થયો. બાકી હું નાપાસ થાઉં ? ના ના. આ વખતે તો બસ પાસ થવું જ છે. બીજું કંઇ જ વિચારવું નથી. પછી ચંચળ સાથે રહેવાનું જ છે ને ? એને બસ મનમાંથી કાઢી જ નાંખવી છે. એણે જ આ બધી ધમાલ કરાવરાવી. પણ એમાં એનો શો વાંક ? બધો જ મારો વાંક છે......'

'બાપા કેટલું બધું બોલી ગયા. એ પણ જાણી ગયા લાગે છે કે હું ચંચળ પાછળ ગાંડો થયો છું. હવે તો ચંચળને યાદ કરવી નથી તેમ કાગળ પણ લખવો નથી. બસ ભણવું જ છે. કાલ સવારે જાઉં ! હા હા...બસ સારા કામમાં ઢીલ શા માટે ? કાલ સવારની જ ગાડીમાં ઉપડી જાઉં. બાપા નહિ જવા દે તો ? તો ? તો ? હાં હાં... બસ છાનામાના ઘરમાંથી નીકળી જવું. બાપાએ જાણે કે છોકરો સ્વમાની છે. તેઓ ધારે છે એટલો જડભરત નથી. અને આપણે ક્યાં તેમની પાસેથી પૈસા લેવા છે તે ? એ જ બરાબર છે. બાપાની પણ આંખ ઉઘડી જશે. પછી કોઇવાર ધમકાવે તો નહિ. આતો સાચી કે ખોટી ગમે તેની બાબતમાં બસ ધમકાવે જ જાય. જાણે હું તો કંઇ જ સમજતો જ ન હોઉં. બસ ત્યારે હવે એમનેએ બતાવી દઉં કે

મારામાં પણ તમારા પૈસા વગર ભણવાની શક્તિ છે. સવારે જ જવું છે.'

આ નિર્ણય કરી રમણ તેની ચોપડીઓ અને કપડાં બેગમાં ગોઠવવા લાગ્યો. કોઇને શક ન જાય તેમ તેણે છૂપી તૈયારી કરવા માંડી. સાંજના ફરવા જવાનો ટાઈમ થયો છતાં તે ગયો નહિ. એટલે તેની બાને સહેજ થયું. 'રમણ કેમ આખા દા'ડાનો બહાર નીકળ્યો નથી.' અને રમણ શું કરે છે તે જોવા તેની ઑરીસમાં પણ આવ્યાં.

'કેમ ભાઇ શું કરે છે? લુગડાં કેમ ગોઠવે છે?'

'મારા મનમાં એમ કે અહીં ઝેપટ ભેડીને કપડાં બગડે છે. એના કરતાં બેગમાં મૂકવાં સારાં.'

'હાં હાં. એ ઠીક કર્યું. ફરવા નથી જવું તે? કેમ ઉપરને ઉપર ભરાઇ રહ્યો છે?'

'રોજ રોજ શું ફરવા જવું? અહીં બેઠાં બેઠાં વાંચીશ.'

'જાને પપૈયાં તરફ જઈ આવ, ખાઇ તો આવ. પછી તો જવાનું થશે ભાઈ......'

'આજ સવારે ન્હાવા ગયો હતો ત્યારે ખાધાં હતાં.'

' એમાં શું થઇ ગયું. જરા પગ પણ છૂટો થાય.'

'સારું હમણાં જાઉં છું.'

'હા. હા. જવાન માણસોને તો ફરવું સારું. હાં મી શું કીધું? એ તો પેલા ચતુર કુંભારના છોકરાની વહુ રેવલીને તાવ આવે છે. તે બોલાવવા આવ્યો તો. જરા જોતો જજે. બચારો આપણો ઘરાક છે.'

'સારું' વાતને ટૂંકાવીને જ રમણ બોલ્યો.

'તાણ જજે હોં.' કહી તેની બા નીચે ગયાં.

તેમના બોલવા પરથી તો એમ લાગતું હતું કે તેઓ તેનું પરીક્ષાનું પરિણામ જાણતાં ન હતાં. ઉપરાંત તેના બાપાને ધમકાવ્યો હતો તે પણ તે જાણતાં ન હતાં.

તેમના ગયા પછી રમણ તો તેની તૈયારી કરવા લાગ્યો. એમાંને એમાં સાંજ પડી ગઈ. તે ઓરડીસમાંથી બહાર ન નીકળ્યો તે ન જ નીકળ્યો. રાત્રે શાન્તા ખાવા બોલાવા આવી છતાં ન ગયો. તેની ના સાંભળી નીચે તેના બાપા તાડૂકતા હતા.

'મોટી ધાડ મારી નાંખે છે તે પાછા બધાંને દબાવતા હશે? ના ખાવું હોય તો જા મસાણમાં. એને ગળચવું હશે તો આવશે. પૈસાનું પાણી કરાવ્યું છે ને પાછા આંય લોહીનાં આંધણ મૂકાવે છે. જો પુતર ભણ્યા એટલે બાપને સુખ આલતા હશે.'

'પણ તમે કાંઈ બોલ્યા હશો?' રમણની મા બોલતાં સંભળાયાં.

'ના કેમ બોલો તે? બબે વાર નાપાસ થાય તોએ ના કહે ખરા? રાંડ તુંએ મોઢે ચઢાવી ચઢાવીને એને બગાડી નાખે છે. જોજેને રળી રળીને વહેલા ખવરાવશે.'

'એ નાપાસ થયો?'

'તાણ. એમને તો બધું ગગનમાં ગાજે છે. મારી પાસે એવા વધારાના પૈસા ભરી મૂક્યા નથી કે એ નાપાસ થાય તોએ ભણાએ રાખું.'

'એ તો નસીબમાં લખ્યું હોય એમ થાય. ઘણાએ નાપાસ થાય છે.'

'પણ આ કેમ કરી પાસ થાય? રખડે એટલે પાસ થશે.'

'રખડ્યો હશે કેમ. એ તો ક્યાંય રખડે એવો નથી. હવે આ વખતે નહિ તો આવતી વખતે પાસ થશે; નસીબ વના કાંઇ નહિ ઘણાએ ભણે છે, કેમ બધા પાસ થઇ જતા હશે?'

'રાંડ બકબક કરીશ નહિ. કાંય સમજણ પડે નહિ ને ! સવારથી બસ હાંળનો દાંડો જ પકડાવવો છે. ચાલ તું તારે મને ખાવાનું કાઢી આલ. એને ન ખાવું હોય તો કંઇ નહિ.'

'પણ તમે આંમ કેમ બોલો છો ? એ તો છોકરું છે. બચારાના જીવને કેવું થતું હશે ? હવે ખબર પડી કે એ કેમ ઉપરને ઉપર ભરાઈ રહ્યો છે- નાપાસ થયો છે ને પાછું તમે ગોધાય ગોધાય કરો પછી......'

'તે હું એને ના કહું ખરા ? રાંડ એણે તો પૈસાનું પાણી કરાયું છે ? મારે તો ઘરબાર ચલાવવાં છે. કાંઈ બાવા થઇ જવું નથી. સમજણ પડી ને ? મારે કાંઈ એવા વધારાના પૈસા નથી.'

'પણ હવે શું કરવા બોલો છો તે ? થવાનું હતું તે થઈ ગયું. એ કાંઇ નહિ સમજતો હોય. પછી નકામું બોલબોલ કરવું. હું તો એટલું જાણું કે નસીબ વના તો કાંઇ નહિ, બચારો વાંચી વાંચીને આંધળો થાય તોએ નાપાસ થઇ જાય પછી એનો શું વાંક ? બચારાના જીવને કેવું થતું હશે ? એની મહેનત બાતલ જઈ એનું કેમ એને નહિ થતું હોય ? તમેએ બસ જયમ ફાવ્યું તેમ બોલબોલ કરો છો. લ્યો હું બોલાવી લાવું.'

'કાંઇ જવું નથી. હું જોઉં છું કેવો એ નથી આવતો ? જો ચાળા કર્યા છે તો માથુંએ ફોડી નાંખું ? ભણ્યો એટલે શું થઈ ગયું. બાપના હાકામાંથી પણ જતો રહે ?'

ગોપાળદાસ તાડૂકતા હતા છતાં રમણની બા તો તેને મનાવવા ગયાં. સાચે જ રમણ રડતો હતો. રમણની બાએ માથે હાથ મૂક્યો. ત્યારે તો તેનાથી ખૂબ જ રડી પડાયું. પુત્રને રડતો જોઇ માતાનું હૃદય વલોવાઈ જતું હતું.

'લે ઊઠ ભઇ. જરા ખાઇ લે.'

'મારે નથી ખાવું.' રડતાં રડતાં રમણ બોલ્યો.

'એમ તે કંઇ ચાલતું હશે ? લે જે ભાવે તે ખાઈ લે.'

'મારે તો કાંઇ ખાવું નથી. તું તારે જા……'

'તને લીધા વના તો હું જવાની નથી. રોઈશ નહિ ભઇ.'

રમણ તો ધ્રુસકે ને ધ્રુસકે રડતો હતો. આ ધ્રુસકાં સાંભળીને તેની માની આંખો પણ સજળ બની ગઇ.

'ભઇ રમણ. જો તું ખાવા ના ઊઠે તો મારા સમ છે. તું જો નહિ ખાય તો હુંએ નહિ ખાઉં. મારા દીકરા એ તો પરથમથી જ એવા છે. એમના બોલ્યા સામું શું જોવે છે ? લે ઊઠ તો…'

'મારે તો નથી ખાવું.' રમણે એનો એ જ જવાબ વાળ્યો. આંસુ ભરેલી આંખે તેણે મા સામું જોયું. માનું મોં પણ કરુણ અને વાત્સલ્યથી ઉભરાતું હતું. તેમનીએ આંખમાંથી દડદડ કરતાં આંસુ વહેતાં હતાં.

'નાપાસ તો થવાય. હવે જે થવાનું હતું તે થઈ ગયું એમાં શું ? આવતી ફેરે પાસ થવાશે. કેમ બધાએ પાસ થઇ જતા હશે ? લે ઊઠ જો, રમણ આ તારી માનું કીધું નહિ કરે ને ? મારો ડાહ્યલો છે ને ?' રમણ નાનું બાળક હોય સમજાવતાં હોય તેમ તેની બાતો તેને પંપાળતાં પંપાળતાં ખુરશીમાંથી બેઠો કરતાં હતાં. અને રમણ પણ હઠે ભરાયેલા છોકરાની માફક 'નથી ખાવું નથી ખાવું' કર્યે જતો હતો.

મા દીકરાની રકઝક ગોપાળદાસ નીચે સાંભળતા હતા. 'આટલું આટલું સમજાવે છે છતાં માનતો નથી. પાછો ઉપરથી અમને દબાવે છે. એ એમનેમ સીધો નહિ થાય.' કહેતા કહેતા તે પાછા ઉપર આવ્યા.

'કેમ નથી માનતો કે ?' ઉપર આવીને પાછા તે તાડૂક્યા.

'તમે શું કરવા ઉપર આવ્યા. એ તો આવે છે. તમે તમારે જાઓને. નપાસ થાય તે લાગે તો ખરું ને?'

રમણને શાથી લાગી આવ્યું હતું તે તો તેનું એકલાનું જ હૃદય જાણતું હતું.

'ખોટું લાગે છે તે કોના પર? ક્યારની વાતની તું કીધા કરે છે ને જાણે આતો પત્થર પર પાણી. ઊઠ, ઊઠે છે કે નહિ?' એકદ હાથ પકડી આંચકો મારીને રમણને બેઠો કર્યો.

મારે નથી ખાવું. શું કરવા મને હેરાન કરો છો?'

'નથી ખાવું? કેમ નથી ખાવું? ચાલ ઉતર નીચે. ઉતરે કે નહિ. પાછો સામું ને સામું જોઇ રહ્યો છે? હરામખોર.' કઈ ગોપાળદાસે તો રમણના ગાલ પર જોરથી એક લપડાક લગાવી દીધી. બીજી લગાવવા જતા હતા ત્યાં તેની બા વચ્ચે પડયાં એટલે તેમને ગાલે પણ એક લપડાક લાગી ગઈ. કોણ જાણે કેમ પણ ગોપાળ દાસનો મિજાજ હાથમાં ન હતો.

રમણ નાપાસ થયો એટલું જ કંઈ કારણ ન હતું. તેમનો પિત્ત તો અનેક કારણોથી ખસી ગયો હતો. એક તો રમણના લગ્ન ખર્ચ ધાર્યા કરતાં વધી ગયું હતું. બીજું કોર્ટમાં અનેક દાવાઓમ તેમને જોઇએ તેવો લાભ મળ્યો ન હતો. ત્રીજું નાનું પણ કારણ એ હતું કે 'ડંકા' પછી કેટલાક ગણગણાટ કરતા હતા. આ બધામ ઘી હોમતા હોય તેમ રમણના નાપાસના સમાચાર મળ્યા. પછ ગોપાળદાસનો પિત્તો શાનો હાથમાં રહે. મોહનને પણ 'કાકા'ન અનેક ગાળો સાંભળવી પડી હતી. દુકાનના ઓટલે રમતાં છોક એકી હાંકે મૂતરી ગયાં હતાં.

ગભરાયેલો, મૂંઝાયેલો, ઢીલો પડી ગયેલો રમણ રડતાં રડત એક બાજુ ઊભો હતો. આંખે ફૂલી ગઈ હતી. નાક લાલચોળ થ

'કોઇ દા'ડો આંમને આંમ છોકરો છૂટી પડશે હોં. ઘૈડપણ આયું ક્યાં સુધી આવો ને આવો મિજાજ રાખશો ?'

રમણ ના છૂટકે, ખાઇને ઊભો થઈ ગયો. પાછો ચૂપચાપ આવીને 'ઓફીસ'માં ખુરશીમાં આવી ગોઠવાઇ ગયો. રાત્રે તેની બાએ તેમની રીત પ્રમાણે આશ્વાસન આપ્યું અને તેમણે જ પથારી કરીને રમણને સુવાડયો

પણ સવારમાં ઘરમાં તો શું પણ ગામમાં પણ વાત ફેલાઇ ગઈ કે 'ગોપાળદાસનો રમણ નાસી ગયો.' રમણની બા તો ચોધાર આંસુએ રડતાં હતાં. 'ન કરવાનું કરી દેશેતો ?' એ વિચારે તેમનું દિલ કંપી ઊઠતું હતું.

ગોપાળદાસ મનમાં પસ્તાતા હતા. પણ એમનું અહં તેમ પોતાની ભૂલનો એકરાર કરવા દે તેમ ન હતું.

ગોપાળદાસ જાતે રમણની 'ઓફીસ'માં ગયા. બધે ફરી જોયું. ઉતાવળમાં એક બે કપડાં રહી ગયાં હતાં. થોડીક ચોપડીએ પણ ખાનામાં રહી ગઈ હતી.પોતાના માટે ચિઠ્ઠી મૂકી હશે એમ માની ગોપાળદાસ જ્યાં ત્યાં શોધવા લાગ્યા પણ કયાંય નાની સરખ ચબરખીએ ન મળી. તેમનું કઠણ કાળજુ પુત્રના આ પગલાથ જરા પોચું બન્યું. અત્યારે તેમનું હૃદય તેમની ભૂલથી વલોવા જતું હતું. જે હાથે પુત્રને ધોલ મારી દીધી હતી તે હાથ તર તિરસ્કારભરી નજરે જોઇ રહ્યા. તે મનમાં અકળાતા અને હૃદયના ભારથી ઊભા ન રહેવાથી રમણની ખુરશીમાં પડ્યા.

રાત્રે રમણની બા રડતાં રડતાં ઠપકો આપતાં હતાં;

'હું નો'તી કે'તી. તમે જેમ ફાવે તેમ બોલ બોલ કરો છે છોકરો કુણ જાણે કયાંય ગયો હશે ?'

'એ એ સાવ ગાંડો જ છે ને ? આમ તે નાસી જવાતું હશે ?'

'હું તો તમને કહી કહીને થાકી કે એને સતાવશો નહિ. એને નાપાસ થવું કાંઇ ગમતું હશે ? બચારાને માર્યો ?'

'તું નકાંમી રોશે કરે છે. વધુવધુ તો તે અમદાવાદ ગયો હશે એ તો રીસ ઉતરી જશે એટલે સમાચાર મોકલશે. ઘેર આયા વના તો કોઇ રહ્યું છે ?'

'મારું કાળજું તો થરથર થયા કરે છે. નાં કરે નારાયણ ને નાં કરવાનું કરી દે તો ? અરર......ઓ ભગવાંન કરપા કરજે. ઓ ભાંખરાવાળી અંબા ભવાની ! મારા રમણિયાના રાજીખુશીના સમાચાર આવશે તો એને મા તારે ખોળે લાઇશ.'

'મારું મન તો કંછે કે એ અમદાવાદ જ ગયો હશે.'

'તો પણ એના ભઇબંધને કાગળ તો લખો. કાંઇ સમાચાર તો મળે. જો જો પાછા ડપકો લખતા. પૈસા જોઇતા હોય તો મોકલજો.'

'એની તો કુણ ના પાડે છે ?' કહી ગોપાળદાસ ધીમેથી હોકો પીવા લાગ્યા. જેમ હોકો ગડડ ગડડ બોલતો હતો તેમ તેમના હ્રદયમાં પણ કંઇક અવાજ સંભળાતો હતો.

રાતના મોડા સુધી આ દંપતી પુત્રની, તેના અભ્યાસની, તેના ભાવિજીવનની વાતો કરી પોઢી ગયું. બંનેના દિલમાં પુત્ર માટેનો પ્રેમ સળવળતો હતો.



ગયું હતું અને ઘડી ઘડી નાકમાંથી પણ પાણી નીકળતું હતું. રમણની બા ગોપાળદાસનો હાથ પકડી કહેતાં હતાં;

'એને જો હાથ અડાડો તો મારા સમ છે. લ્યો મારવી હોય તો મને મારો...એ બચારાનો શું વાંક ગનો છે તે આમ મારી નાંખું એમ કરો છો. છોકરો હવે કાંઈ નાનો નથી સમજ્યા ?'

'તાણ બચારો કેમ માંનતો નથી તે ? શું કરવા બધાંનાં લોહીનાં આધણ મૂકાવે છે. ફૂટકપાળો આવે છે ત્યારથી જ એના નામની હોળી સળગાવે છે.'

'તમે તમારે જાઓને, એ આવે છે. છોકરા પર હાથ ઉગામતાં હવે તો જરા શરમાઓ. જ્યમ ફાવે તેમ મારમાર કરો છો તે ! કોઈ જાણે તોએ લાજી મરીએ.'

'રાંડ તું પાછી ચાંપલાશ કર્યા વના મર ને. નંક હમણાં તુંએ મરી જઈશ. સાળાં ઘરનાં બધાંએ આવાં કેવાં છે ? એકેમાં એ ભલીવાર નાં મળે. ચાલ આગળ થા. ગધાડા જેવડો તો થયો છે. શું રાંડની પેઠે રોવા બેઠો છે ? જો ભણ્યા ? દારદળ મારી નાંખવાના હશો તે ?'

રમણ ગોપાળદાસની કરડી આંખ અને ખિજાયેલા જોઈ ગભરાઈ ગયો હતો. તેમના ક્રોધને ઉશ્કેર્યા વગર તે નીચે મોંએ દાદરો ઉતરી ગયો. રમણની બાએ ગોપાળદાસને આંખથી ઠપકો આપ્યો અને એટલેથી ન ધરાયાં તે પાછાં બોલ્યાં.



૩૯

# નિરાંત

રમણ અમદાવાદમાં બીજે ક્યાંય ન જતાં સીધો મનહરને ત્યાં ગયો. મનહરને બધી વાત કરી દીધી અને તેની જોડે રહેવાની ઇચ્છા પ્રદર્શિત કરી. નાસી આવવા માટે મનહરે ઠપકો પણ આપ્યો પણ હતાશ હૃદયને નકારાય નહિ એટલે તેને પોતાને ત્યાં આશ્રય આપ્યો. તેણે રમણને વાંચ્યું નહિ તે બદલ ઠપકો આપ્યો. અને એવી ભૂલ ફરી ન થાય ને અભ્યાસમાં ધ્યાન રાખવાનું વારંવાર કહ્યું. રમણે આંસુ સારીને પોતાનો પસ્તાવો પ્રગટ કર્યો

એટલું તો સાચું જ કે રમણ સાચા દિલથી વાંચવા માગતો હતો. તેની ભણવાની પણ સો ટકા ઇચ્છા હતી. પણ ગયા છત્રમાં તો તેને નરી પ્રતિકૂળતાઓ નડી હતી. આ વખતે તો ગમે તેમ થાય પણ પાસ થવું જ છે એવો નિર્ણય કરીને જ આવ્યો હતો. અને કંઇ પણ અપવાદ મૂક્યા વગર પહેલા જ દિવસથી તેણે વાંચવાનું શરૂ કર્યું. 'આ ઉત્સાહ રોજ ટકાવજે' એવી મનહરે ટકોર પણ કરેલી. અને રમણે માત્ર આંખથી જ કહી દીધું. 'તું એ જોઇ લેજે કે રમણ ધારે તો વાંચી શકે છે.'

ગોપાળદાસનો પત્ર મનહરને મળ્યો. ગોપાળદાસનો પસ્તાવો, રમણની બાનું દુઃખ અને રમણના સમાચાર સાંભળવાની આતુરતા

પત્રમાં સ્પષ્ટ દેખાતી હતી. એકનો એક પુત્ર આમ નાસી જાય તો કયા માબાપનું દિલ ઓગળી ન જાય ? મનહરને રમણનું આ પગલું પહેલેથી જ ખરાબ લાગ્યું હતું. તેમાં આ પત્ર વાંચ્યા પછી, તેના માબાપની માનસિક પરિસ્થિતિનું અનુમાન કર્યા પછી તો તેને રમણને ઠપકો આપવાનું મન થઇ ગયું. છતાં મનને કબજે રાખી કંઇ પણ બોલ્યા વિના તેણે રમણને પત્ર આપ્યો. પિતાને તેમની ભૂલ સમજાઈ છે. તેનું મહત્ત્વ સ્વીકારાયું છે. તેના વિના તેનાં માબાપ વિરહ અનુભવે છે વગેરે સમાચાર જાણી રમણ મનમાં હરખાયો. પાછો ઢીલો બની ગયો. તેની માની છબી નજર આગળ આવતાં તેને પોતાના કૃત્ય માટે ઘૃણા ઉપજી.

'બોલ શું કરવું છે?' મનહરે પૂછ્યું.

'શાનું?'

'આ પત્રનું, તું જવાબ આપે છે?'

'તું જ લખને. એમાં જ ઠીક રહેશે. મારા પ્રણામ કહેજે. વિગતવાર સમાચાર લખજે.'

'બીજું કંઈ.'

'બીજું કંઈ નહિ. હા...હા...બીજું એટલું લખજે કે રમણ પાસ થશે ત્યારે જ ગામમાં પગ મૂકશે.'

'હેં.'

'હા. નિર્ણય કરીને જ આવ્યો છું.'

મનહર રમણની ચળકતી આંખો સામે જોઇ રહ્યો. ઘણા દિવસે રમણના મોં પર તેજની ઝલક આવી ગઈ.

મનહરે ગોપાળદાસને ચિંતા ન કરવાનો અને રમણના સારા સમાચારનો જવાબ વાળ્યો. એ પત્ર લખ્યા પછી થોડા

દિવસમાં રમણના નામનું પચાસ રૂપિયાનું મનીઓડર આવ્યું. રમણે ઘરનો બધો જ ઝગડો ભૂલી જઈ પિતાને પત્ર લખ્યો અને માની પણ ખાસ ખબર પૂછી. પોતાની ચિંતા ન કરવાનું અને તેના મનમાં હવે કંઈ જ નથી એમ પણ ભારપૂર્વક લખ્યું.

ગઈ વખતની ભૂલો ફરી વખત ન થાય તેની કાળજી રમણ ખાસ રાખતો હતો. પોતે ભાગ્યે જ કોઈને ત્યાં મળવા જતો. શકરીને મળવાનું મન થયા કરતું હતું. પણ તે લોકોએ ઘર બદલ્યુ હતું એટલે તો એનો પ્રશ્ન જ રહેતો ન હતો. ફરવાનું પણ ઓછું કરી નાખ્યું હતું. મનહર બહાર જતો પણ તે તો ઓરડીમાં બેસી વાંચ્યા જ કરતો હતો. રમણની વાંચવાની ધૂન મનહરને ગમી અને એ ટકી રહે તે સારુ પોતે પણ તેની જોડે વાંચવાનું વધારવા લાગ્યો. હમણાં જ તેણે પેલી વાર્તા પૂરી કરી હતી.

રમણ બરાબર વાંચતો હતો એ સાચું પણ એને ચંચળ યાદ આવતી જ ન હતી તેમ તો કેમ કહેવાય ? તેણે મનની વાત મનમાં રાખવાનો નિર્ણય કર્યો હતો છતાં મનહરની આગળ તેનાથી ચંચળનાં વખાણ કર્યા વિના રહેવાતું ન હતું. ચંચળને પત્ર લખવાનું મન થયા કરતું હતું પણ ખૂબ જ પ્રયત્ન પૂર્વક તેને રોકી રાખતો હતો. દોડતા ઘોડાને કાબૂમાં રાખવા જેટલી મુશ્કેલી પડે તેનાથીએ વધુ મુશ્કેલીથી તેણે મનની લગામો તાણી રાખી હતી. પાસ થયા પછી બધી વાત. તે પહેલાં કંઇ જ ધમાલ કરવી નથી. હવે ચંચળ ઓછી મારી મટી જવાની હતી તે ?

રમણના સહવાસમાં આવેલાને તો રમણના આ પરિવર્તનથી જરૂર નવાઈ લાગે. તેના જેવા અસ્થિર મનનો યુવક આમ એકી બેઠકે વાંચ વાંચ કરે તે નવાઇની વાત હતી. કયાંય જવું નહિ. કોઈની વાતમાં માથું મારવું નહિ. અભ્યાસ સિવાય બીજી વાત નહિ.

રમણ તો ના ના પાડતો હતો છતાં મનહર આગ્રહ કરીને તેને ફીલ્મ જોવા લઈ ગયો. ફીલ્મ શરૂ થવાની થોડી વાર હતી. બંને મિત્રો બહાર મૂકેલા ફોટાઓ જોતા હતા ત્યાં પાછળથી રમણનો હાથ પકડી કોઇ બોલ્યું.

'કેમ છે ?'

'ઓહ ચિમનલાલ ! તમે ક્યાંથી ?'

'બસ ફીલ્મ જોવા. કેમ હવે તો યાર કંઈ દેખાતાએ નથી. હવે તો સાહુ થયા બોલો તો ખરા.'

રમણનો હાથ પકડી હસતા હસતા તે બોલતા હતા.

'તમે તો કંઈ બીજે રહેવા ગયા છો ને. ત્યાં મેં તપાસ કરેલી પણ પત્તો ન મળ્યો.'

'હવે શાહપુરમાં રહેવા ગયા છીએ. આવતા રહેજો ને. એએ તમને બહુ યાદ કરે છે. તમેએ યાર જબરા છો હોં. એકલા એકલા પેણી આયા ! કાંઈ વાત પણ ન કરી.

'તમારો પત્તો જ નહિ ને ?'

'ઠીક પણ બૈરું તો સારું છે ને ?' આંખનો વિચિત્ર ચમકારો કરી રમણનો હાથ દબાવીને તે બોલ્યા.

મનહર આ વિચિત્ર યુવકને જોઈ રહ્યો. પાન ચાવીને લાલ બનાવેલા હોઠ, તેની કાળી અને ત્રાંસી મૂકેલી ટોપી, તેની ઊભા રહેવાની છટા, બધું ઓર જ લાગતું હતું.

રમણને લાગ્યું કે મનહરની હાજરીમાં આ કંઇનું કંઇ બોલ્યા કરશે. તેથી તેનાથી છૂટા પડવા તેણે કહ્યું.

'ઠીક ચિમનલાલ એક બે દિવસમાં ઘેર આવી જઈશ. સાહેબજી.'

'યાર ઘણા દિવસે મળ્યા અને આમ છટકી શું જાવ છો. ખેલની તો હજુ વાર છે. આવોને બેસીએ.'

'અમારે હજુ એક જગ્યાએ મળવા જવાનું છે.' કહી રમણ મનહરને લઈને ચિમનલાલનું કંઈ પણ સાંભળ્યા વિના ચાલતો થયો.

ચિમનલાલને ચાપણી અને સીગારેટ ગુમાવ્યાનો શોક થયો.

વાંચીને કંટાળ્યા પછી રમણ એક સાંજના શકરીને મળવા ઉપડ્યો. ચિમનલાલે બતાવ્યું હતું તે પ્રમાણે તેણે ઘર તો શોધી કાઢ્યું. પહેલાં રહેતા હતા તેના કરતાં આ ઘર મોટું હતું. સોઇમાં અને હવા અજવાળામાં પણ સારું હતું. રમણને જોઇ શકરી ખુશ ખુશ થઈ ગઈ.

'અરે મને તો થયું તમે ગયા તે ગયા પાછા દેખાયા જ નહિ.'

'તમે સંતાકુકડી રમો પછી કયાંથી શોધી કાઢવાં. આ તો ચિમનલાલ મળી ગયા તે સરનામું મળી ગયું.'

'ઠીક હવે તો આવતા રહેશો ને? પેલા ઘરવાળાં સાથે એમને બોલવાનું થયું તે ઘર બદલી નાંખ્યું. આપણે ભાડવાતને શું? જ્યાં રહ્યા ત્યાં ઘર.'

'હાજ તો.'

થોડી વાર બંને જણાં ચૂપ રહ્યાં. નીચે મોં રાખી જમીન ખોતરતાં ખોતરતાં શકરી બોલી.

'એકલા એકલા પરણી આવ્યા ને?'

'તમે આવ્યાં નહિ ને? તમારે ઘેર ગયા હતા.'

'મારે ઘેર ગયા હતા?'

'તમારી આ તો કહેતાં હતાં ચિમનલાલને સમજાવતા રહેજો. શકરીબેનની ખબર લેતા રહેજો. બિચારાં ભલાં બાઈ છે.'

'કેમ નવાગામ ગમ્યું કે નહિ. ?'

'ગામમાં શું ગમવું હતું ?'

'તો ચંચી ?'

'એ તો ગમેલી જ હતી ને ?'

'હવે તો જીવ ટાઢો થયો ને ?'

'હં......' અને રમણનું મોં મલકાઈ ગયું.

'તો ચંચીને ક્યારે બોલાવો છો ?'

'હજુ થોડીક વાર છે. હું બરાબર ગોઠવાઈ જાઉં ત્યારે ને ?'

પાછાં થોડીવાર બંને જણાં ચૂપ રહ્યાં. માત્ર વચ્ચે વચ્ચે એકમેકની સામે જોઈ લેતાં હતાં એટલું જ. શકરીએ જ વાત ઉપાડી.

'સાચું કહેજો હોં રમણલાલ. ચંચી તમને યાદ આવે છે ?'

'કેમ ન આવે. મારે તો હતો તેનાથી એ વિશેષ પ્રેમ થયો છે. ચંચળ તો ચંચળ જ છે !'

'તમે બંને જણાં કલ્લોલ કરો એટલે બસ......'

'કેમ તમારે કેમ ચાલે છે ?'

'ઠીક અમારી તે કંઈ જિંદગી છે ?'

'તો એ.'

'પહેલાં કરતાં જરા ઠીક. કૂતરાની પૂછડી વાંકી હોય તે કંઈ સીધી થાય છે ?'

'ચિમનલાલનો સ્વભાવ હજુ બદલાયો નથી ?'

'સ્વભાવ તે કંઈ એમ એક બે દિવસમાં બદલાઈ જતો હશે ?'

'તમારી તો એની એજ સ્થિતિ રહી કેમ ?'

'તમે મારી વાત જ ઉકેલશો નહિ. મને તો ચંચીના જ સમાચાર કહો ને ?'

'એ તો મઝામાં છે. મને એનાથી સંતોષ છે અને એને મારાથી. બીજા ક્યા સમાચાર કહું ?'

'ચંચીનું ભાગ્ય ઉઘડી ગયું.'

'અને મારુંએ ઉઘડી જ ગયેલું માનો ને !'

બંને જણાંએ આવીને આવી વાતો કરી. રમણે ચંચળનાં ભારોભાર વખાણ કર્યાં. તેના સુખી દિવસોની વાત કરી. આ બધું સાંભળીને તો શકરી ચોંકી ગઇ. 'આવાં વખાણ કરનાર પતિ ન મળ્યો. ચંચી કેટલી સુખી. એને શું દુઃખ ? કેવો ફાંકડો આદમી મળી ગયો. ચંચીના સોમા ભાગનુંએ સુખ મને કયારે મળશે ?' શકરીથી નિઃશ્વાસ નંખાઈ ગયો.

'કામકાજ હોય તો કહેજો.' કહી રમણ ઊઠયો.

'આવતા રહેજો હોં રમણલાલ. તમે આવો છો ત્યારે મને જરા ઠીક રહે છે. હવે તો તમે મારા બનેવી થયા. જો ન આવો તો ચંચીના સમ છે. શું કીધું......'

'આવીશ આવીશ. પણ પેલા...'

'એમને હું સમજાવી લઈશ. તમારે માટે હવે શક નહિ લાવે. તમે તમારે આવજો ને.'

'સારું' કહી રમણ ચાલતો થયો. રમણને દેખાય ત્યાં સુધી શકરી ઓટલા ઉપર ઊભી ઊભી જોઈ રહી. અને દેખાતો બંધ

થયો ત્યારે નિઃશ્વાસ નાખી ઘરમાં આવી. તેને ચંચી માટે ઈર્ષા તો થતી ન હતી પણ ચંચીની પડછે પોતે કેટલી દુઃખી છે એ ભાનથી મનમાં અકળાતી હતી.

રમણ મનને મજબૂત કરી વાંચવામાં જ સમય ગાળતો હતો. એટલું સારું હતું કે વચ્ચે તેને કોઈ પણ પ્રકારની અડચણ આવતી ન હતી. ચંચળ યાદ આવતી પણ 'ચંચળ મારી જ છે ને' એ ભાનથી પહેલાના જેવી અધિરાઈ રહેતી ન હતી. પહેલાં જેમ માત્ર સંશયથી, અધિરાઇથી અને ભાવિની અસ્થિરતાથી જે ચિંતા અને દુઃખ થતું હતું તેવું હવે કંઇ જ થતું ન હતું. માત્ર ચંચળનું મીઠું સ્મરણ કોઇકિ વાર વિરહની યાદ આપતું એટલું જ.

બીજી વાર તે શકરીને ત્યાં ગયો ત્યારે શકરીએ તેને ચંચળનો સંદેશો કહ્યો 'કે તે કેમ કંઇ સમાચાર લખતા નથી?' શકરીએ પણ રમણને પત્ર લખવાનો આગ્રહ કર્યો.

'પણ હું શું લખું? એક લખીશ તો અનેક પત્રોની પરંપરામાં ઉતરી જવું પડશે.'

'તે તેમાં વાંધો શું છે? ક્યાં બીજા કોઇને લખવો છે તે? આ તો...'

'પણ પાછી પરીક્ષા આવે છે ને? ગઈ વખત તો બધું એમ જ બગડયું ને.'

'તે તમે નાપાસ થયા?'

'ત્યારે? નહિ તો ઘર લઈને ન રહ્યો હોત. એટલે હવે તો કંઇ જ ધમાલમાં ઉતરવું નથી. તમે તમારે જે લખવું હોય તે લખો.'

'ભલે.' થોડી વાર રહી પાછી શકરી બોલી. છાનેમાને મેં એમને કાગળ લખ્યો હશે. પણ એમણે કોઈ દિવસ મને પત્ર લખ્યો

નથી. એ તો કહેશે એમાં શું લખવું હતું ? તું કાંઈ મરી જવાની હતી તે ? રમણલાલ ! એ ક્યાં ને તમે ક્યાં ?'

રમણને આ સરખામણી ન ગમી. રમણને લાગ્યું કે તેના આવવાથી ઊલટી શકરી વધારે દુઃખી થાય છે. શકરીની આંખમાં કરુણા અને ઘેરો વિષાદ તરવરી રહ્યો હતો.

'શકરીબેન તમારે આવા વિચાર કરવા ન જોઈએ. પહેલાં તમે શું કહેતાં હતાં ?'

શકરી શરમભારથી નીચે જોઈ રહી. હૃદયમાં છૂપાવાની વાત બહાર નીકળી ગઈ તેથી તેને મનમાં દુઃખ થયું. 'રમણલાલ શું ધારશે ?' હૃદયના ખૂણામાંથી શંકા ફૂટી નીકળી.

થોડી વાર આડીઅવળી વાતો કરી બંને છૂટાં પડયાં. શકરીએ ટેવ પ્રમાણે 'આવજો આવજો' કહ્યા કર્યું. અને રમણ 'આવીશ' એમ બોલ્યોએ ખરો. પણ મનથી તેણે ત્યાં જ નિર્ણય કરી દીધો કે કોઈ દિવસ શકરી એકલી હોય ત્યારે ન આવવું.

પરીક્ષાનો હવે માત્ર એક જ માસ બાકી રહ્યો હતો. રમણ તો બરાબર તૈયાર થઈ ગયો હતો. મનહર હમણાં હમણાં કંઈક વધારે રખડું બની ગયો હતો. રમણે આશ્ચર્ય વચ્ચે એક વાર મીસ નાણાવટી અને મનહરને સાથે ફરતાં જોયાં. તેની તો આંખ જ ફાટી ગઈ. 'આ શું બની શકે ! પ્રતિમાનો આશક બીજી યુવતી સાથે આમ ફરી શકે ? મનહર એમ કરે જ નહિ. ત્યારે એ કોઈ બીજું હતું ?'

મનહર માટેની માનવૃત્તિ એટલી બધી વધી ગઈ હતી કે રમણના મનમાં એમ પણ થઈ ગયું કે પ્રતિમા સિવાય મનહરે બીજી કોઈ સ્ત્રીનો વિચાર પણ ન કરવો જોઈએ. એ તો દેવદાસ

છે. એ સાચો પ્રેમી છે. પ્રેમની ભસ્મ ચોળીને સાચો વૈરાગી બની ગયો છે. એને આવાં સંસારી પ્રલોભનો ન જોઇએ. તેનાથી મનહરને પૂછ્યા વિના પણ ન રહેવાયું.

'મનહર સાંજના કોની સાથે ફરતો હતો?'

'હું?'

'હા હા. તું?'

'કેમ પૂછવું પડયું?'

'અમસ્થા.'

'નાણાવટી સાથે, કેમ?'

'એ તો એમ કે મને શક હતો કે કદાચ મારી આંખો ખોટી હશે.'

'આમ કેમ બોલે છે?'

'પ્રતિમા વિના બીજા કોઈની સાથે......'

'તું એ સાવ ગાંડો છે.' કહી મનહર ખડખડાટ હસી પડયો. એમ સાથે ફર્યા એટલે શું થઇ ગયું? તું નકામો વહેમાય છે.'

'હું તો કંઈ વહેમાતો નથી.'

'તો બીજું શું? પ્રતિમા કયાં અને એ કયાં?'

'મનહર પ્રતિમાની છબી તરફ વળ્યો. છબી પરનો હાર ઠીક કર્યો. હાર ચિમળાઇ ગયો હતો. ધૂપસળીની રાખ પડી હતી. જાણે પ્રતિમા રોજના જેવું હસતીએ ન હતી.

મનહર માટે શંકા લાવવાનું રમણને કંઈ કારણ ન હતું. અને અભ્યાસમાં પરોવાયેલો રહેતો એટલે તે એવી વાતોમાં ખાસ રસ લેતો ન હતો. રમણને તો શું પણ મનહરને પણ ખાત્રી થઇ ગઈ હતી કે રમણ આ વખતે તો અચુક પાસ થવાનો છે. કદાચ

રમણે તેની વિદ્યાર્થી જીવનની કારકિર્દીમાં આટલી સુંદર મહેનત નહિ કરી હોય. પરીક્ષા આપવા મુંબઈ જવાને હવે થોડા દિવસની વાર હતી. ત્યાં તેના પિતાનો પત્ર આવ્યો. પત્ર વાંચી રમણ વિચારમાં પડી ગયો. પત્રનો સાર નીચે પ્રમાણે હતો.

'બે દિવસ પહેલાં ખોડીદાસ અહીં આવ્યા હતા. ગોમતી વહુનો વિચાર અહીં આવવાનો નથી. તેમના કહેવા પ્રમાણે તે ફારગતી માગે છે. ફારગતી આપવામાં તો આપણુંએ ખરાબ કહેવાય. આખા કુળનું નાક કપાયા જેવું થાય. એટલે એમ તો હું થવા દેવાનો નથી. પણ રાજીખુશીથી ખાધા ખોરાકી આપવાની મેં હા પાડી છે. ગોમતી વહુનો વિચાર સ્ત્રી સંસ્થામાં જવાનો છે. ખાધા ખોરાકી તો આપ્યા વગર છૂટકો નથી. અને બે બૈરાં સાથે તો તું રહી શકે તેમ નથી. તો આ રીતે બેએ જણા રાજી રે'તા હોય તો તેમ કરવું સારું. અભ્યાસ સારો ચાલતો હશે. જોઈતા કરતા પૈસા મંગાવજે.'

ગોમતીએ રમણનું વર્તન યાદ કર્યું. 'તેમને તો મારે માટે પહેલેથી જ તિરસ્કાર હતો. એ વખતે જ મને ઠોકરે મારતા હતા તો હવે તો સામી નજર પણ શાની કરે? ઉપરાંત તે નવી સાથે અમદાવાદમાં રહે એટલે જૂનીને તો દાળિયા જ ફાકવાના ને? પાછું પિયેરમાં ભાભીઓના હાથે રિબાવાનું ને? એના કરતાં તો સાસરે શું ખોટું?' આવી ગડમથલ ચાલતી હતી તેવામાં તેના મામાનો છોકરો ત્યાં આવી ચઢ્યો. તેણે સ્ત્રી સંસ્થામાં મૂકવાની વાત કરી. ગોમતીને તો તે ગમી ગયું. તેના મા બાપે પણ મૂગી સંમતિ આપી.

રમણને પણ આ રસ્તો ખૂબ જ ગમ્યો. ગોમતીની આડખીલી આમ નીકળી જતી હોય તો તેનાથી રૂડું શું? રમણને એક રીતે તો આ જાણી ખૂબ જ આનંદ થયો. કારણ કે મોડા વહેલાએ

આ પ્રશ્ન તેને નડવાનો તો હતો જ. 'ગોમતીનું શું? તેને ક્યાં રાખવી? ગામડે એકલી કેમ રહેશે? અને ન રહે તો શું થાય? એ સાથે તો કેમ રાખી શકાય? અને ચંચળની જગાએ તેને તો રખાય જ કેમ?' આ પ્રશ્નો તેને ન હતા થયા એમ નહિ પણ હમણાં થોડી મુદત માટે તેમને દાબી રાખ્યા હતા. અને આ રીતે એ પ્રશ્નોનો ઉકેલ આવતો હોય તો શું ખોટું? તેણે પિતાને પત્ર લખ્યો. તેમાં આડકતરી રીતે લખી દીધું કે જેમ બને તેમ જલ્દી એ જ નક્કી કરી દેશો.

જાણે પોતાના સુખી જીવનને આડે આવતાં વિઘ્નો ખસી જતાં હોય તેમ રમણ આ પ્રસંગને ગણવા લાગ્યો. 'હવે? હવે કંઈ જ બાકી રહ્યું નથી. આ વખતે તો પાસ થઈશ જ. પછી ચંચળ સાથે અમદાવાદમાં કેવી મઝા! ગોમતીનું પણ લપ ગયું. સમજોને એ મારી હતી જ નહિ. કોઈ દેખેએ નહિ અને કંઈ ચર્ચાએ નહિ. ઘણું જ સારું થઈ ગયું. હવે તો બસ પાસ થઈ જાઉં એટલે વાહવાહ. જિંદગીની મઝા જ હવે શરૂ થવાની છે. ચંચળ સાથે રહીશ. ચંચળ સાથે ફરીશ. ચંચળ સાથે ખેલીશ. ચંચળ......ચંચળ' રમણના મનમાં પાછું ચંચળ ચંચળ થઈ ગયું. અને આનંદના ઘેનમાં જૂનાં સ્મરણો વાગોળતો વાગોળતો રમણ તે રાત્રે વાંચ્યા વિના વહેલો સૂઈ ગયો. મીસ નાણાવટી સાથે ફીલ્મ જોઈને આવેલા મનહરને ઉંઘતા રમણને જોઈ નવાઈ લાગી.



## ૪૦

# ડૉ. ત્રિવેદીને ત્યાં

પરીક્ષા આપવા રમણ મુંબઇ જઇ આવ્યો. બધાં જ પેપરો સંતોષકારક ગયાં હતાં. ઘેરથી પિતાજીનો આગ્રહ ભર્યો પત્ર આવ્યો હતો કે ઘેર આવી જા, પણ 'ના ના નથી જવું. પરિણામ પછી જ વાત.' મન સાથે તેણે નક્કી કરી લીધું. અમદાવાદમાં રખડવામાં, દવાખાનામાં અને ઊંઘવામાં તે દિવસો કાઢવા લાગ્યો. મનહર તો પોતાના ઘેર ગયો હતો. ઓરડીમાં તે એકલો જ હતો. ધંધાનો અનુભવ લેવા સવારમાં રોજ હૉસ્પીટલમાં જઇ આવતો. કોઇકવાર શકરીને ત્યાં જવાનું મન થતું પણ જતો જ નહિ. ચંચળના સમાચાર જાણવાનું મન થઇ આવતું છતાં તે ગયો તો નહિ જ.

રમણે ચંચળને એક લાંબો વિગત વાર પત્ર લખ્યો. અત્યાર સુધી પત્ર નહોતો લખ્યો તેનાં કારણો પણ આપ્યાં હતાં. હવે શું શું કરવાનું છે, પોતે તેને કેવો યાદ કરે છે, તેને માટે તેને કેટલો પ્રેમ છે, ગોમતીનો કાંટો નીકળી ગયો છે. વગેરે હકીકતો પણ તેણે લખી.

ચંચળના પત્રની તેણે રાહ તો જોઇ પણ પત્ર ન જ આવ્યો. પણ એક બપોરે તેના પિતા તેની ઓરડી પર આવી ચડ્યા. બબ્બે પત્રો લખ્યા હતા છતાં રમણ ઘેર આવ્યો નહિ એટલે તે તેડવા આવ્યા હતા. બાપ દીકરે ઘણા વર્ષે દિલ ખોલીને વાતો કરી.

ગોપાળદાસે સહેજ નમ્ર રીતે રમણને ઘેર આવવાનો આગ્રહ કર્યો પણ રમણે કહ્યું.

'હું આવવાની ક્યાં ના પાડું છું તે? અમારું પરિણામ તો વહેલું બહાર પડે છે. હવે તો દશ જ દિવસની વાર છે. તે દરમ્યાન અહીં હૉસ્પીટલમાં અનુભવ લઉં છું. તે પણ જરૂરી છે ને?'

'તો તું નહિ માને?'

'હું તો માનેલો જ છું ને. ઘેર આવીને પણ શું કરીશ? એના કરતાં મને અનુભવ લેવા દોને. દશ દિવસ પછી તો આવવાનો જ છું ને?'

'આપણા એક ઓળખીતા દાક્તર છે. કહેતો હોય તો એમને ત્યાં જ ગોઠવીએ.'

'કયા ડૉકટર?'

'પેલા તરવાડી. પહેલાં સરકારી દાક્તર હતા ને? એનીએ લાંબી ધમાલ છે. એમને ને મારે સારાસારી છે.'

ડૉ. ત્રિવેદીને ગામડાના લોકો 'દાક્તર તરવાડી' નામથી ઓળખતા. તે સરકારી ડૉકટર હતા. લાંચ લેવામાં ખૂબ જ પંકાયેલા હતા. ખુન કેસ પણ તેમણે ખોટાં સર્ટીફીકેટો આપીને ઉડાવી દીધેલા. ગોપાળદાસે પણ તેમને બીજા પાસે ઘણી લાંચો અપાવેલી. એટલે એ કામધંધા અંગે તેમની ઓળખાણ થયેલી. એક બે વાર તો ડૉ. ત્રિવેદી ગોપાળદાસના મહેમાન પણ થઈ ગયેલા. પણ એ દિવસોમાં તો રમણ ગુજરાતી ભણતો. એને એમાંનું અત્યારે ખાસ કંઈ યાદ આવતું ન હતું.

લાંચ લેવામાં નિષ્ણાત ડૉ. ત્રિવેદી એકવાર પકડાઈ ગયા. તેમની સામે કાગળિયાં થયાં અને તેમને પાણીચું મળ્યું. ડૉ. ત્રિવેદી ગભરાયા વગર અમદાવાદમાં આવ્યા. પોતાનું ખાનગી દવાખાનું

ખોલ્યું. ખાદી અંગીકાર કરી જાહેર કાર્યોમાં રસ લેવા લાગ્યા અને એ રીતે તેમનું મિત્ર મંડળ વધારી મૂક્યું. થોડા વખતમાં તો તે લોકોમાં વાત ફેલાવી શક્યા કે 'આતો ચળવળને અંગે સરકારી નોકરી છોડીને આવ્યા છે.' ધીમે ધીમે તેમનું દવાખાનું જામી ગયું.

રમણ અને તેના બાપા જ્યારે ડૉ. ત્રિવેદીના દવાખાને આવ્યા ત્યારે તો રમણથી પણ બોલાઈ જવાયું.

'ઓહ! આમને તો હું ઓળખું છું. આતો ડૉ. ત્રિવેદી.'

ગોપાળદાસે ડોકટર સાથે રમણની ઓળખાણ કરાવી. બીજી ધંધાપાણીની વાતો કરી. છેવટે મુદ્દાની વાત પર ભાર મૂકીને બોલ્યા.

'જુઓ સાહેબ તમે ક્યારનાયે કીધા કરતા'તા કે પટેલ કાંઈ કામ હોય તો કહેજો. જુઓ હવે તમારું કામ પડ્યું છે. આટલું તો કર્યા વિના છૂટકો નથી.'

'હા બોલો ને?'

'એ તો એકે આ મારા રમણને તમારા ભેગો મૂકવો છે. આ સાલ તેનું ભણવાનું પૂરું થાય છે. બેચાર વરસ તમારા ભેગો કૂટાય તો જરા હોંશિયાર થાય ને? કેમ સાહેબ આટલું તો કરશો ને?'

'ભલે ને આવે. તમારું કામ કર્યા વિના કંઈ ચાલે છે.'

ડોકટરને એક માણસની જરૂર તો હતી જ. ત્યાં આવો મફતિયો મળી જતો હોય તો શો ખોટો? પાછો ઉપકાર ચઢાવ્યો કહેવાય તે જુદું. રમણ સાથે અંગ્રેજીમાં પેલા પ્રસંગની યાદ કરી દીધી. ધંધા અંગેની બીજી કેટલીક વાતો થઈ. અંતે રમણે ત્યાં આવવું એમ નક્કી કર્યું. જતાં જતાં પાછા ગોપાળદાસ બોલ્યા.

'સાહેબ! ત્યારે રમણને તમને સોંપું છું. પછી પગાર બગાર.........'

'એ તો જોઇશું. અત્યારે તો નથી.' હસીને ડૉ. ત્રિવેદી બોલ્યા.

'પરિણામ પછી તુરત ઘેર આવજે'નો આગ્રહ કરી ગોપાળદાસ ઘેર ગયા.

રમણ ડૉ. ત્રિવેદીને ત્યાં રોજ સાંજ સવાર જતો હતો. ત્રિવેદીને રમણનો સ્વભાવ ગમી ગયો. રમણને પણ આ બોલકણા અને આપવડાઇ ગાતા ડૉ. ત્રિવેદી તરફ અભાવ તો ન જ થયો.

દર્દીઓની માવજત કેમ કરવી, તેમની સાથે કેમ બોલવું, તેમને કેમ રીઝવવા, ફરીવાર અહીં જ આવે તે માટેની કેટલીક તરકીબો હતી, તે પણ રમણ શીખવા લાગ્યો. આજ સુધીનો તો પુસ્તકોનો જ અભ્યાસ હતો. સાચો અભ્યાસ તો હવે જ શરૂ થતો હોય તેમ ઘડીભર તો તેને લાગી ગયું. સ્વાનુભવ એ જ મોટી વસ્તુ છે. રમણ ખંતથી અને ઉત્સાહથી ડૉ. ત્રિવેદી પર તો સારી છાપ પાડી શક્યો.

એક સવારમાં વહેલા ઊઠીને છાપામાં જોયું તો રમણ પાસ જાહેર થયો હતો. રમણના આનંદનો પાર ન હતો. માથા પરથી બધો ભાર ઉતરી ગયો હોય ને માથું હલકું હલકું લાગે તેવું લાગવા માંડ્યું. જાણે તે સાવ સ્વતંત્ર છે તેમ તેને લાગ્યું તેની ચિંતાઓ, તેની જવાબદારીઓ, તેના દુ:ખનાં આવરણો બધાં એકદમ ખસી ગયાં. આનંદપૂર્ણ આંખો હવે તો માત્ર ચંચળને જ જોવા ઝંખતી હતી.



૪૧

# હૃદયની ઝંખના

રમણ ચંચળની સાથે રહેતો ત્યારે તો સાવ ઘેલો બની જતો. ચંચળ સિવાય આ જગતમાં બીજું કોઈ છે જ નહિ એમ તેને થઈ જતું. ઘરમાં તેની મા હોય, શાન્તા હોય છતાં તેને અડપલાં કરવાનું મન થઈ જતું. ઘુમટો તાણીને ચંચળ ઘરમાં ફર્યા કરતી છતાં રમણ તો તેના મોં સામે જ તાકી રહેતો. ઓરડામાં કંઈક કામસર ગઈ હોય તો રમણ પણ પાછળ પાછળ જતો. તેની ઘેલછા છેવટની હદે પહોંચી ગઈ હતી. ઘરમાં જો ગોપાળદાસની ધાક ન હોત તો રમણ ચંચળને લાજપણ ન કાઢવા દેત અને 'ઓફીસ'માં સામે બેસાડી તેનું મોં જ જોયા કરત.

નવું નવ દા'ડા કહ્યું છે તેમ રમણને પણ ચંચળ તરફનું જે અમર્યાદિત આકર્ષણ હતું તે ઓછું થતું ગયું. ચંચળના સહવાસથી તેને આનંદ મળતો હતો તે સાચું અને ચંચળનું મોં જોઈ રહેવું ગમતું હતું તે પણ સાચું, પણ હવે તેની વાતો ગમતી ન હતી. ચંચળ એની એ વાતો કરતી. રમણને હવે ચંચળ અભણ છે એ ઊણપ સાલવા માંડી. અભણ વહુ શિક્ષિત પતિ સાથે વિવિધ વિષયો પર કેમ કરી વાતો કરી શકે?

રમણને બીજું એ લાગ્યું કે ચંચળ તેને અનહદ પ્રેમથી ચાહતી હતી. કદાચ તેના કરતાંએ વધારે પ્રેમ ધરાવતી હશે. પણ

ચંચળને એ પ્રેમ પ્રગટ કરતાં આવડતું ન હતું. રમણ જેમ શબ્દોમાં, અભિનયમાં અને મસ્તીમાં તેનો પ્રેમ પ્રગટ કરતો હતો તેમ ચંચળને આવડતું ન હતું. રમણને આ બધાનું કારણ ચંચળ નિરક્ષર છે તે જ લાગ્યું.

રમણને હવે એમ થવા લાગ્યું કે આતો હું જ વાત પૂછું તેનો જવાબ આપે છે. હું એને ખિલાવું તેમ ખીલે છે. હું મસ્તી કરું તો જ તે મસ્તી કરે છે. એની મેળે તો કંઈ જ કરતી નથી. તેનાથી રહેવાયું નહિ અને તેણે કહી પણ દીધું.

'ચંચળ તું સાવ આમ ઠંડી કેમ છે?'

'ઠંડી કેમ?'

'ત્યારે બીજું શું? ઉમળકાભેર કોઈ દિવસ વાતે કરતી નથી અને મસ્તીએ કરતી નથી.'

'બળ્યું મસ્તી તે કાંય કરાતી હશે તમે એ......'

'તને તો કંઈ સમજણ જ પડતી નથી. આ હું કરું છું તેવું કરવાનું કહું છું. હું બેઠો હોઉં ને પાછળથી આંખો દબાવતી હોય તો કેવું સારું લાગે! મને બાઝી પડતી હોય તો? મારા વાળમાં તારાં આંગળાં પરોવતી હોય તો? મારા શરીરે પંપાળતી પંપાળતી હાથ ફેરવતી હોય તો? તને તો કંઈ જ ખબર પડતી નથી.'

'એ તો ધીમે ધીમે પડશે.'

'તું ભણે તો એ બધું આવડે.'

'હવે તો વિદ્યા શું ચઢે?'

'કેમ ન ચડે. હુંએ આજ સુધી ભણતો જ હતો ને?'

'અમને તો ન ચડે. ભણીને મારે શું કરવું છે? તમે ભણ્યા છો એટલું ઓછું છે?'

'તને તે કંઈ બોલતાં આવડે છે કે નહિ? મારો બધો ઉત્સાહ ઓસરી જાય તેવું બોલે છે.

'બળ્યું તાણ તમેએ જે પકડયું એ મૂકો એવા નથી. કે'છે ભણ ભણ પણ હવે તે મારે ભણીને શું કરવું છે?'

'ભણે તો તું કંઈક વાંચી શકે. કંઈક જાણી શકે. તો તને મારે આવી ફરિયાદ પણ કરવી ન પડે.'

'એ તો મને બધુંએ આવડી જશે. તમે કહેશો એ બધુંએ કરીશ.'

'હું કહું ને તું કરે તેમાં મઝા શું. તારી મેળે તારે કરવું જોઈએ.'

'તમે એ જબરા છો. જ્યારે હું તોફાન કરીશ ત્યારે તમને ભારે પડી જશે હોં. પછી કે'શો આતો ગાંડી છે.'

'મારે તો બસ મસ્તી, પ્રેમ મસ્તી જોઈએ છે. એવું એવું કંઈક કરતી હોય, અરે તારાં નખરાં ને લેંકા કરતી હોય તોએ સારું ને.'

આવું આવું તો ઘણુંએ સમજાવ્યું. પણ પ્રેમતે કંઈ કોઈનો શીખવ્યો થતો હશે! રમણની ફરિયાદ પછી ચંચળ રમણ સાથે કોઈવાર નખરાં કરતી. કોઈકવાર તેના પર પાણી છાંટતી તો કોઈવાર તેને ચૂંટી ખણતી. કોઈકવાર તેની આંખોએ દબાવતી. ચંચળ આ બધું કરતી છતાં તેની મસ્તી કરવાની ઢબ; તેનો ઉત્સાહ અને મસ્તીમાં છલકાઈ જતો પ્રેમરસ એ બધામાં રમણને કંઈને કંઈ ન્યૂનતા દેખાતી હતી. માનિની સ્ત્રીની માફક, રીસાએલી નાયિકાની માફક કે મદમસ્ત યુવતીની માફક ચંચળને પ્રેમ પ્રગટ કરતાં નહોતું આવડતું. રમણે જે આમ કરશું, તેમ કરશુંના કલ્પના મિનારા ચણી રાખ્યા હતા, તે આજ સુધી ધરતી પર ઉતર્યા ન હતા. અરે

કલ્પનાના મિનારા સામે જોઈ તેનાથી નિઃશ્વાસ નંખાઇ જતો.

'આને કેમ કરીને આ બધું સમજાવી શકાય. એને ચુંબન કરતાંએ આવડતું નથી. કહીએ ત્યારે કરે. એમાં મઝા શું ? આ તો જેમ પૂતળું હોય તેમ......મારો સામનો તો કરતી જ નથી. અભણ છે એટલે જ આમ થાય છે. જરા નૉવેલો વાંચે, ફીલ્મો જોવે, શહેરમાં હરેફરે ત્યારે તેને કંઈક ખ્યાલ આવશે. કોઈ દિવસ જોએલું નહિ ને. શહેરમાં લઈ ગયા વગર છૂટકો જ નથી. એને ભણાવવાની વ્યવસ્થા વહેલામાં વહેલી તકે કરવી પડશે.'

શરૂઆતની મોહિની ઊતરી ગયા પછી માણસને વસ્તુની બીજી બાજુ જોવાની આંખ ઊઘડે છે. રમણને ધીમે ધીમે એમ જ લાગતું ગયું કે ચંચળમાં રૂપ સિવાય બીજું કંઈ જ નથી. જાણે આનો રંગબેરંગી ખુશબો વિનાનું પુષ્પ! તે મનોહર હતી, નમણી હતી, આંખને ગમે તેવી હતી, પણ દિલને ગમે તેવી તો ન જ હતી. રમણની દિલની ભૂખ, તેની પ્રેમ પિપાસા, તેની પ્રેમ મસ્તી, તેની પ્રણય બંસરી અને હૃદયવીણા હજુ અણપોખ્યાં અને અણબજવ્યાં રહ્યાં હતાં. રમણની ઇચ્છા હતી કે ચંચળની કોમળ અંગુલિયો તેની હૃદયવીણાની તંત્રીઓ પર ફરે ને દિવ્ય સંગીત સુણાવે. તેની આકાંક્ષા હતી કે તેની પ્રણય બંસરી બજે અને ચંચળ રાધિકાની માફક નૃત્ય આદરે. પણ...પણ...એ કેટલું છેટું હતું ! ચંચળને એ બધું કેમ કરીને સમજાવવું. આટલું આવી જાય તો બસ. પછી તો એ પુષ્પ અનુપમ સૌન્દર્યવાળું જ નહિ પણ ખુશબેદાર ફોરમવાળું પણ બની જાય. એની સુગંધ જ બસ જીવનને મઘમઘાવી મૂકે. એના મનોરમ રંગો જ જીવનને નવલા રંગે રંગી નાખે, જીવનને જ બદલી નાંખે.

રમણને પણ ગામડામાં ફાવતું ન હતું. તે ઉપરાંત શહેરમાં ગયા વગર ચંચળનો અભ્યાસ થઈ શકે તેમ ન હતું. એટલે પિતાને

સમજાવીને અમદાવાદ જવા ઉપજ્યો. ગોપાળદાસે જ કહી દીધું.

'ત્યાં જઈને ઘર રાખજે. વહુને આવીને મૂકી જઈશ. અને શું કીધું. ધંધામાં કાળજી રાખજે. નામ કાઢજે અને અમનેએ ઉજળાં કરજે'

રમણ પાછો અમદાવાદ આવ્યો. ડૉ. ત્રિવેદીનું દવાખાનું લોકપ્રિય થતું જતું હતું. અને એક હાથે તે પહોંચી વળે તેમ હતું નહિ. એટલે રમણને જ તેમણે રોકી લીધો. શરૂઆતમાં સીત્તેર રૂપિયા પગાર કર્યો. રમણને પણ આમ ઓચિંતા નોકરી મળી ગઈ તેથી આનંદ થયો. જો કે તેના કોડ તો ખાનગી દવાખાનું ખોલી મોટા ડૉકટર થવાના હતા. પણ શરૂઆતમાં અહીં અનુભવ મળશે તેમજ ઓળખાણ પિછાન વધશે એમ માની હર્ષભેર તેણે નોકરી વધાવી લીધી. જો કે ઓછો પગાર તેને ખટકયા કરતો હતો.

રમણ એકવાર તેનો નિયમ ભંગ કરીને શકરીને મળ્યો. ઘર રાખવાની વાત કરી. ચંચળ આવે છે એ સમાચારથી શકરી તો ખુશખુશ થઈ ગઈ.

'શકરીબેન તમને તો આજે એક બીજી વાત કરવા આવ્યો છું.' ગંભીર મોંએ રમણ બોલ્યો.

'બોલોને શું છે.'

'ચંચળને તમે ન ભણાવો?'

'જરૂર ભણાવું. એમાં તો મનેએ મઝા પડે.'

'મારી પણ એ જ ઈચ્છા હતી કે બીજા કરતાં તમારી પાસે એ ઝટ શીખી શકશે. મારો વિચાર આટલામાં જ ઘર રાખવાનો છે.'

'તો ઘણું સારું. મનેએ મઝા પડે. બે ઘડી બેસવાની જગા તો મળે, આ તો ઘરમાં ગુંગળાઈ ગયાં.' શકરીના મોં પર આનંદની

ઝલક આવી ગઈ. તે રમણની સામે મીટ માંડીને જોઇ રહી હતી. પણ રમણ નજર જોડતો ન હતો.

'થોડા દિવસમાં આ પોળમાં જ જો સારું ઘર મળે તો રાખી લેવું છે. ફાવશે તો ખરું ને?'

'ન કેમ ફાવે. હું છું ને!'

સારું હતું કે રમણે શકરી સામે ન જોયું. નહિ તો તેને શકરીની આંખમાં કંઇક જુદો જ ભાવ દેખાત.

'ઠીક ત્યારે હવે તો પાડોશમાં આવશું એટલે ધરાઇને વાતો કરજો. ચંચળના અભ્યાસ ખાતર જ તમારી જોડે આવું છું હોં. એટલું કામ થઇ જાય તો પછી નિરાંત?'

રમણ બહાર નીકળ્યો. રમણ ઊઠ્યો એ શકરીને ન ગમ્યું. થોડા દિવસથી તો તેને એમ જ થતું કે રમણ તેની સાથે વાતો કર્યા જ કરે તો સારું. કેવી વિચિત્ર ઘેલછા!

રમણે તેજ પોળમાં એક નવું મેડાવાળું મકાન રોકી લીધું. કામચલાઉ કેટલોક સામાન વસાવ્યો. ફરનીચર, રાચરચીલું વગેરે પણ ખરીદ્યું. રસોડાના અંગેની વસ્તુઓ લાવવા શકરીને પૈસા આપી દીધા. શુક્રવારની ગુજરીમાંથી શકરી કેટલીક પરચુરણ વસ્તુઓ લઇ આવી.

નવી બાંધણીનું ઘર હતું. ઉપર અગાસી હતી. રસોડું અને નાહવાની ઓરડી પણ હતી. અને શકરીએ મહેનત કરી બધી વસ્તુઓ ગોઠવી દીધી. તે પછી તો ઘર સુંદર લાગવા માંડયું.

રમણ પાડોશી થયો તેથી રમણ કરતાં તો વિશેષ શકરીને આનંદ થયો.

રમણના પત્ર પછી ગોપાળદાસ ચંચળને લઇને અમદાવાદ આવ્યા. ચંચળને આ ઘર ગમી ગયું. તેનાથી વિશેષ તો શકરી પાડોશમાં હતી તે ગમી ગયું. બે ગોઠણોએ ખૂબ ખૂબ વાતો કરી. ચંચળે રમણનાં ખૂબ વખાણ કર્યાં. તેમના સુખી ગૃહસંસારની વાતો કરી. શકરીને ઇર્ષા લાવે તેવું તે બોલતી હતી.

ગોપાળદાસને તો ઘર કરતાં એ બહાર લટકેલું પુત્રના નામનું પાટિયું વધારે ગમી ગયું. 'મારો રમણ દાક્તર થયો. હું દાક્તરનોએ બાપ' આ આત્મભાને તેમની છાતીને ફૂલાવી દીધી.

ચંચળની ઇચ્છા હવે ફળી. તે પરણી ન હતી તે પહેલાં તેને રમણ સાથે અમદાવાદમાં રહેવાના કોડ જાગ્યા હતા. પોતે સાવ સ્વતંત્ર હતી. કોઇ કહેનાર ન હતું. ટકોર કરનાર સાસુ ન હતી તેમ નિંદા કે મેંણાં મારનાર નણંદ પણ ન હતી. લાજ કાઢવી પડે તેવા સસરાજી પણ ન હતા. આતો 'હુંતો ને હુંતી.' કેટલી મઝા! રમણ પણ એનો જ હતો ને? એ ના પાડે તોએ તેને માટે કપડાંનો ઢગલો કરી દેતો. ચંચળને ફીલ્મ જોવા લઈ જતો. ચંચળને શહેરમાં ઘોડાગાડીમાં ફેરવતો. ચંચળને તો અહીં નિરતિશય આનંદ હતો. કોઇ જાતનું બંધન ન હતું.

દુઃખ માત્ર એટલું જ હતું કે તેને રમણ ભણવાનો વારંવાર આગ્રહ કરતો હતો. શકરી પાસે ના ઇચ્છાએ તે બપોરે બેસતી. પણ ભણવાને બદલે બે સખીઓ વાતે ચઢી જતી. શકરીને પણ ચંચળની વાતોમાં રસ પડતો. પહેલા કરતાં તેનો દિવસ હવે સારો જતો હતો. હવે ઘરમાં ભરાઇ રહેવું પડતું ન હતું આથી શકરી તો ચંચળ કરતાંએ વધારે ખુશ ખુશ રહેતી હતી.

રાત્રે રમણ ચંચળને બાળપોથી વંચાવતો. ચંચળ એક બે ચોપડીઓ ભણેલી હતી પણ ભૂલી ગઈ હતી. શકરીએ પાછું તાજું

કરાવ્યું હતું. એટલે ચંચળ ભાંગ્યું તૂટ્યું વાંચતી હતી. વાંચતાં તેને થાક લાગી જતો હતો. હાંફ ચઢી જતી હતી. શરીરે પરસેવો છૂટી જતો હતો. પણ રમણ એમ છોડે તેવો ન હતો. રમણને ચંચળના અભ્યાસ સિવાયની બીજી વાતમાં રસ પણ ન હતો. તેની એકજ ધૂન હતી કે ચંચળ ભણશે તો જરૂર સુધરી જશે. પછી તેને આપોઆપ ફેશનબંધ કપડાં પહેરતાં આવડશે. પછી ઘરને શણગારતાંએ આવડી જશે. પછી મસ્તીએ કરશે. પ્રેમરસ પાઈ વર્ષોની તૃષા તૃપ્ત કરશે. પછી? પછી બસ આનંદ આનંદ......

કમનસીબીની વાત જ એ હતી કે જે વસ્તુ રમણને ગમતી હતી તે ચંચળને ગમતી ન હતી. ચંચળને ભણવું ઝેર જેવું લાગતું હતું. નાની છોકરીની માફક મહેતી સામે બેસી ભણવું, વારંવાર વાંચે તોએ ન આવડે તેવું ભણવાનું તેને કંટાળો આપતું હતું. બીજું તેના મનમાં એમ પણ થઇ ગયું હતું કે આવડી મોટી ઉંમરે હવે વિદ્યા ન ચડે. અને તે ગમે તેટલું ચિત્ત રાખી ભણે તોએ મોટી ચોપડીઓ વાંચી શકે કે પછી શકરી જેટલી ઝડપથી વાંચે છે તેટલી ઝડપે તો તે વાંચી જ શકવાની નથી એમ પણ થઈ ગયું હતું. ભણવા માટે તો ઘણી જ હોંશિયારી અને નાની ઉંમર જોઇએ એ વસ્તુ ચંચળના મનમાં વસી ગઈ હતી. પોતાથી ભણાશે જ નહિ એવા પૂર્વગ્રહથી તેનું મન ભણવામાં ચોંટતું ન હતું. શકરી આગ્રહ કરી કરીને ભણવા બેસાડતી હતી પણ ચંચળ જ ઉલટી તેને વાતે ચઢાવી દેતી હતી.

રમણ રાત્રે જ્યારે ચંચળના અભ્યાસના સમાચાર પૂછતો ત્યારે ઉલટો હતાશ થતો. ચંચળનો કીડી વેગે થતો વિકાસ, અરે આળપોથી વાંચતી હોય તેમ અચકાતાં, ખમચાતાં તેને વાંચતી જોઈ, રમણનું દિલ કશું કરતું ન હતું. આને તે કેમ કરી રમણલાલની કે મુનશીની નવલકથાઓ વાંચતી કરી શકાય? રમણનો

ઇચ્છા ચંચળને કેળવાયેલી, શિક્ષિત અને અપટુડેટ યુવતીના સ્વાંગમાં જોવાની હતી. ચંચળને સાવ આધુનિક બનાવવાના તેના કોડ હતા. પણ આ ચંચળ શું બની શકે? એને હજુ 'મા ચા પા' વાંચતાંએ અડધો કલાક થાય છે ત્યાં રમણે શું કરી શકે?

ચંચળ ભણી શકતી નહોતી તેમાં રમણને ચંચળનો જ વાંક દેખાતો. તેનો તો એક જ આગ્રહ હતો 'શા માટે ન ભણે?' એક વાર તો કંટાળેલો જીવ બોલીએ ગયો.

'ચંચળ આમ નહિ ચાલે. તારે ભણ્યા વગર છૂટકો જ નથી. હું નથી બોલતો એટલે તું તો ગણકારતી પણ નથી કેમ?'

'પણ હું શું કરું?'

'હજામત? ખબર પડતી નથી કે તારે ભણવાનું છે. બીજું શું કામ કરવાનું છે તે ભણાતું નથી. તું ભણે તે સારુ તો અહીં ઘર રાખ્યું છે. શકરી નથી ભણાવતી?'

'ભણાવે છે.'

'તો! કેમ ભણતી નથી. મહીનો થવા આવ્યો છતાં એવું ને એવું વાંચે છે. પછી મારે જાતે બેસવું પડશે.'

'પણ આવડતું જ નથી ને!'

'ન કેમ આવડે? શીખવનાર તો છે.'

'બળ્યું. તમારી આગળ તો બસ ભણવાની જ વાતો. મારાથી તો નહિ ભણાય.' ડમકો કરી ચંચળ બોલી. રમણ જો ખુશ મિજાજમાં હોત તો આ અભિનય તેને ખૂબ જ ગમી જાત. પણ ઉલટો તે તો આ જવાબથી ખિજાઈને બોલ્યો.

'તારાથી નહિ ભણાય? પાછી ડહાપણ કરતો હોઇશ! મોંએ ચઢાવી એટલે આમ બોલતી હોઈશ? હું કહું છું તારે ભણવું જ પડશે.'

'પણ ન આવડે એમાં હું શું કરું ?'

'બેસ અહીં...હું જોઉં છું કેવું નથી આવડતું તે ?'

'તમારી જોડે તો નહિ ફાવે.'

'તો પછી શકરી પાસે ભણતાં તને શું જોર આવે છે ?'

ચંચળ જવાબ આપ્યા વગર ભીંત સરખી ઊભી રહી. રમણ બધો ઉભરો કાઢતો હોય તેમ બોલે જતો હતો.

'આ તને કહી દીધું. ભણ્યા સિવાય તારે છૂટકો નથી. જો અહીં નહિ ભણે તો પછી નિશાળમાં તને મૂકી દઇશ. તને બીજું એ શું આવડે છે ? આમ સાવ ઢોર જેવી છે. મને તો એમ લાગતું હતું કે તું તો ચાલાક હોઇશ. હજુ રસોઈ કરતાં તો આવડતી નથી. સગડી સળગાવતાં જ પોણો કલાક કરે. પ્રાઇમસ સળગાવવાનું કહ્યું હોય તો કહે નથી આવડતું. ભજીયાંએ ન આવડે તો બીજું તો ક્યાંથી આવડે ? એક જોતાં તો તું સાવ માથે પડી છે. તારામાં કંઈ જ ભલીવાર નથી. અને જ્યારે હું તને સુધારવા માગું છું ત્યારે પાછી ના નું ની કરે છે. શકરી ગામડાની જ છે ને ? પણ કેટલી હોંશિયાર છે. એના ચોથા ભાગનીએ તારામાં છે ?'

'એ તો ભણેલી છે.'

'તો તને ભણતાં શું જોર પડે છે ? હું એ જ વાત કરું છું ને ? બે દાણા હોય તો એની પાસે શીખી લે ને. શીખવામાં કંઈ શરમ આવે છે ? ન આવડતું હોય તો પૂછીએ. રસોઇ કરતાં પણ શીખી લઇએ. આમ તે કંઈ અમદાવાદમાં રહેવાતું હશે ? કંઈક તો હોંશિયારી લાવ.'

રમણે ઘણો ઘણો ઠપકો આપ્યો. અનુભવ પછી તેને સમજાયું કે ચંચળમાં રૂપ સિવાય કંઈ જ ન હતું. અને ધીમે ધીમે એનું

બેન ઊતરી જતાં ચંચળ રમણને જરા અપ્રિય થઈ પડી. તેની સુખી જીવનની જે કલ્પના હતી, પત્ની માટેનો જે આદર્શ હતો અને પ્રણય જીવનની જે મહેચ્છાઓ હતી એ બધી ચંચળથી સંતોષાય એમ લાગ્યું નહિ. ચંચળ દિવસે દિવસે સામાન્ય લાગતી ગઈ. હજુએ તેણે આશા તો છોડી ન હતી. ચંચળ ભણે તો બધું બરાબર થઈ જાય એમ તેને લાગતું હતું.

મનહર રમણના ઘેર અવર નવર આવતો જતો હતો. ચંચળને એ ગમ્મતમાં 'પટલાણી' કહેતો. ઘરમાં પ્રવેશતાં જ તે બોલતો;

'કેમ છો પટલાણી ?'

'સારું છે ?' ચીપી ચીપીને ચંચળ બોલતી.

'શું સારું છે. તમારે ત્યાં આવીએ તોએ કોઈ દિવસ ચા પાણીએ કરતાં નથી.'

'તે હું કયાં ના પાડું છું.'

'તો બોલો, શું બનાવશો ?'

'ચા કરું.'

'ચા તો રોજ પીએ છીએ. કંઈક નવું નવું કરો ને.'

'નવું નવું તે શું કરું. તમે કહો તે કરું લ્યો.'

'એમ ને ? તો આજે કચોરી અને બટાકાવડાં બનાવો.'

'શું બનાવું ?'

'કચોરી ને બટાકાવડાં.'

ચંચળ મનહરની સામે જ જોઈ રહી. તેણે પહેલી જ વાર આ નામ સાંભળ્યાં હતાં. રમણ ચંચળની મૂંઝવણ સમજી ગયો. એ વચ્ચે જ અંગ્રેજીમાં બોલ્યો.

'એને આવડશે જ નહિ. તુંએ બનાવે એવું કરે છે ને?'

'બસ, પટલાણીને આટલુંએ નથી આવડતું?' હસતાં હસતાં મનહરે કહ્યું.

મનહરને પણ ચંચળ દેખાવડી તો લાગતી જ હતી. તેના અંગેઅંગમાંથી જોબન ફૂંફાડા મારતું હતું. ચંચળનો દેહ, તેનાં અંગ-ઉપાંગ સર્વ ઘાટીલાં અને સૌન્દર્યપૂર્ણ હતાં. પણ તેની બાવરી આંખો અને તેના મોં પરની રેખાઓ ચાડી ખાતી હતી કે આ સાવ ગભરુ છોકરી છે. તેનામાં બુદ્ધિજન્ય ચમક હોય તેમ લાગતું ન હતું. મોં પરની ઝલક, આંખમાંનું ચેતન અને દેહનો તરવરાટ ચંચળમાં ક્યાંય દેખાતાં ન હતાં. તેનામાં ઉષા જેવી નિત્ય નિત્ય નૂતન લાગે તેવી સુંદરતા ન હતી પણ ચંદ્રના જેવી શીળી અને સૌમ્ય સુંદરતા હતી. ચંચળને જોયા પછી મનહરને થઈ ગયું કે રમણ ચંચળના રૂપ પર જ મોહીને પરણ્યો છે. બાકી ચંચળ સાવ સામાન્ય સ્ત્રી છે. તેનામાં ઝાઝી આવડત હોય એમ લાગતું ન હતું. તેણે રમણને હસતાં હસતાં કહેલુંએ ખરું.

'પટલાણી ભણ્યાં લાગતાં નથી.'

'નથી જ તો. ભણવા માટે તો કોશિશ કરું છું.'

શકરી રમણને ત્યાં જાય તેમાં ચિમનલાલ ખાસ વાંધો લેતા નહિ. ચંચળના આવ્યા પછી તો તેમને શંકા રહી ન હતી. અને શકરીને તો હવે સુખી જીવન શરૂ થતું હતું. આજ સુધી જે બપાળો કાઢતી હતી તેને બદલે હવે હસતું મોં રાખી ચંચળ સાથે રોજ ખીલતી. રમણની પણ મશ્કરી કરી લેતી. રમણ તો એક જ ધૂનમાં હતો. તે કોઈ પણ વિષય પર વાત કરતો હોય તો પણ તે ચંચળના અભ્યાસની વાત તો વચ્ચે લાવે જ. ચંચળનો અભ્યાસ એ જ તેને માટે જીવનમરણનો સવાલ થઈ પડ્યો હતો. શકરી તેની મશ્કરી કરે

કે હસે તોએ તે તો કહેતો 'જુઓ શકરીબેન તમે એને વાતે ચડાવો છો. બરાબર ધ્યાન આપીને શીખવો. હું તમારી મહેનત અફળ નહિ જવા દઉં. ગમે તેમ કરો પણ તેને વાંચતી લખતી કરી દ્યો.'

'ધીમે ધીમે શીખશે. રમણલાલ! ઉતાવળે તે કંઈ આંબા પાકી જતા હશે?'

'પણ ધીમે ધીમે તે ક્યાં સુધી? હજુ તો તેને પહેલા ધોરણના છોકરા જેવુંએ વાંચતાં આવડતું નથી. તમે તે કેવું શીખવો છો?'

'ખરું પૂછો તો એનું મન જ ચોંટતું નથી. આટલુંએ મહામહેનતે શીખવ્યું છે.'

'એમ. ઠીક હુંએ જોઈશ કે એનું મન કેવું ચોંટતું નથી.'

તે રાત્રે રમણે ચંચળને ખૂબ ધમકાવી. ચંચળ રડી પડી. ચંચળને રડતી જોઈ રમણનો ક્રોધ ઓગળી ગયો અને ભેટીને ચંચળને પંપાળવા લાગ્યો.

'નકામી રડે છે. તું ભણતી નથી ત્યારે મારે તને કહેવું પડે છે ને? તું મને કંઈ અળખામણી છે તે તને ધમકાવતો હોઈશ. ચંચળ' જો રડે તો મારા સમ છે. હું તને કેટલી ચાહું છું. તું મારું આટલુંએ કહ્યું નહિ કરે? તું રડીશ નહિ. ચંચળ બસ મારું માનવું નથી ને? હું તો તારા સારા માટે કહેતો હતો. ભણીશ તો તું અને હું બંને સુખી થઈશું. એમાં મેં તને ખોટું શું કહ્યું?'

'મને તો વિદ્યા નથી ચડવાની.' રડતાં રડતાં ચંચળ બોલી.

'ન શું ચડે? થોડા દિવસમાં બધું આવડી જશે.'

'મારું તો માથુંએ પાકી જાય છે. તમે આમ ચઢયું ચઢયું બોલો છો ને મારો તો જીવ કપાઈ જાય છે.'

'ઉશ્કેરાટમાં બે શબ્દો બોલીએ જવાય.'

'સાચી વાત કહું છું. મને ભણતર ચડવાનું નથી ને તમે નાહકના ઝક કરો છો. નહિ ભણી હોઉં તો કેમ મારા હાથની રોટલી નહિ ભાવે?'

'ભણેલાનો તો ફેર પડે ને.'

'શાનો ફેર પડવાનો હતો. એ તો બીજું તો રાગેરાગે બધુંએ શીખી જઈશ. તમારે કાંઈ કહેવું નહિ પડે. હું કાંઈ ભોટ છું તે નહિ સમજતી હોઉં?'

'ચંચળ તને થોડા દિવસ એમ ભારે લાગશે. પછી તો તું જ ચોપડી છોડીશ નહિ. મારું કહેવું માની તું કાળજી રાખીને ભણી લે. તું આમ જિંદગી બગાડીશ નહિ. ભવિષ્યનો તો કંઈ વિચાર કર. ચંચળ! મારી ચંચળ! મારું કહ્યું નહિ કરે ને?' રમણ પ્રેમભીનો હાથ ચંચળના માથે ને બરડે ફેરવવા લાગ્યો. જેમ તેના બોલમાંથી પ્રેમ ટપકતો હતો તેમ તેની આંખમાંથી પણ પ્રેમ ટપકતો હતો. ચંચળ આ ઘેલા પતિના ખોળામાં માથું મૂકી પડી રહી.

'બોલ ચંચળ ભણીશ ને?'

'હા.'

'એમ નહિ. કહે કે હું ભણીશ.'

'કહે કે હું ભણીશ.' ચાળા પાડતી ચંચળ બોલી. તેના મોં સામે તાકી રહેલો રમણ આ સાંભળી ખુશખુશ થઇ ગયો. અને આવેશમાં આવી ચંચળનું મોં છાતી સરસું દબાવ્યું અને ધીરે રહીને હોઠ પર ચુંબન કર્યું.

'મને તું કેટલી બધી વ્હાલી લાગે છે.' ઘણા દિવસે જૂનો પ્રેમમંત્ર ઉચ્ચારી રમણે ચંચળને ભુજપાશમાં દાબી દીધી.

વિરોધ કર્યા વગર ચંચળ પ્રેમના ઘેનમાં એમનેમ થોડીક વખત એ જ સ્થિતિમાં પડી રહી.

'ચંચળ બોલ ભણીશ ને ?' અધીરો રમણ બોલ્યા વિના ન રહી શક્યો.

'મેં ન કીધું કે ભણીશ.'

'સાચું કે'છે ?'

'તો જુઠ્ઠું.' રમણની સાથળ પર ચૂંટી ભરી તે બોલી અને પાછી હસતી હસતી દૂર જઈ ઊભી રહી.

રમણ ચંચળ તરફનો અભાવ અને અસંતોષ ઘડીભર ભૂલી ગયો.



## ૪૨

# શંકિત હૃદય

પ્રેમને અને સૌન્દર્યને કંઈ સગાઇ હોય છે કે નહિ તેતો તત્ત્વજ્ઞાનીઓ જ નક્કી કરી શકે. રમણ ચંચળના રૂપથી કે પ્રેમથી તેનો થઈ ગયો હતો તેની તેનેએ ખબર નહતી. બાકી હવે તેને ચંચળમાં કંઈ જ વિશિષ્ટતા કે વિશેષતા લાગતી ન હતી. મસ્તી કરવાની છૂટનો તે દુરોપયોગ કરતી હતી. મસ્તી કરવી એટલે રમણનું કહ્યું ન કરવું, તે કહે તેનાથી ઉલટું કરવું એમ તે માની બેઠી હતી. આથી તો ઝીણી ઝીણી બાબતોમાં તકરાર થતી હતી. રમણને સમજાતું ન હતું કે 'ચંચળ દિવસે દિવસે આમ કેમ બગડતી જાય છે. સાદી વાત પણ તે કેમ સમજી શકતી નથી. તેને કેમ કરીને મારા હૃદયની વાત સમજાવવી. મને શું ગમે છે ને શું નથી ગમતું તેનો તો તે વિચાર જ કરતી નથી. પોતાની ધૂનને જ વળગી રહે છે. હું જેમ છૂટ આપું છું તેમ તેમ તે મારી જ સામે થાય છે. સ્વતંત્રતાને પચાવા જેટલી તેની હોજરીમાં તાકાત નથી.'

કચવાતા, કંટાળેલા અને દુભાએલા મનથી રમણ જમતાં જમતાં ચંચળને કોઇકવાર ઠપકો આપતો. એકવાર ધમકાવી ત્યારે તે રિસાઇ ગયેલી ને રડરડ કરેલું. તેથી તો રમણને પણ ભૂખ્યા રહેવું પડેલું ને તેની સાથે રડવુંએ પડેલું.

'જો ચંચળ તું આમ અવળાઈ કરે તે સારું નહિ. હું તને બધી જ જાતની છૂટ આપું છું. તારે જોઈએ તે લાવી આપું છું. પછી તારા વર્તનમાં આવી ગ્રામ્યતા અને જંગલીપણું કેમ આવે છે?'

'હું શું કરું છું તે?'

'તારા મનને જ પૂછી જોને. કામમાં હોઉં ત્યારે કહેશે ફીલ્મ જોવા જવું છે. અને ન લઈ જાઉં તો કેટલી ધમાલ! રસોઈ શીખવાનું કહું છું તો મોં ચઢાવે છે. નિશાળમાં મૂકવાની વાત કરું છું તો રડવા બેસે છે. મારા દિલને તું કેમ દુભાવે છે. હું ખરું કહું છું. તારા મનમાં કંઈ નહિ હોય પણ મને તો ઘણું લાગી આવે છે.'

'તમે છો જ એવા. જે પૂંછડું પકડયું એ મૂકે જ નહિ ને.'

'શાની વાત કરે છે?'

'આ ભણવાની માંકાણ છે એની. બધાં જ મૂળ એમાં છે. તમને મારી પડી જ નથી. તમે મને હેરાન કરો છો. ભણવા બેસું છું ને મારું તો શેર લોહી બળી જાય છે. ભઈશાબ કહું છું. હવે તો એ જવા દો.'

'એતો તને શરૂઆતમાં કંટાળો આવે.'

'હું ખરું કહું છું કે મને ભણતર ચડવાનું જ નથી. અને આ કજિયાનાં મૂળ તમે ઘરમાં ઘાલો છો હોં.'

'તું સમજીને ચાલને એટલે કંઈ જ કંકાસ નહિ થાય.'

'અમે તો સમજીને જ ચાલીએ છીએને.' મોં મચકોડીને ચંચળ બોલી.

થોડા દિવસ ઠીક ચાલ્યું. રમણ ચંચળને જાણી બૂઝીને ઘાંચપરોણા કરતો નહિ. બાકી તેના હૃદયમાં તો હોળી જ સળગ્યા કરતી હતી. તેની પ્રણયભૂખ સતત જાગ્યા જ કરતી હતી. જાણે તેને તૃપ્તિ જ ન થવાની હોય! આથી તેનો જીવ ઊંચોને ઊંચો રહેતો હતો.

પહેલાં કરતાં હવે શકરી રમણ સાથે વધારે છૂટ લેતી હતી. સાળીપણામાં તે રમણની મશ્કરી કરતી. ભણાવાના બ્હાને આવી રમણ સાથે વાતો કરતી. રમણને વાતોમાં ભેળવતી, અરે તેને ખેંચે જતી. તેનો આનંદ રમણ સાથે વાતો કરવામાં, તેની સાથે હસવામાં હતો.

'રમણલાલ કેમ ઢીલા દેખાઓ છો? ચંચીએ માર્યા તો નથી ને?' ચંચળ રસોડામાં હતી તેથી શકરી આગલા ખંડમાં આવી રમણ સાથે વાતે ચઢી.

'કોણ? તમે બોલ્યાં?'

'ત્યારે અહીં ત્રીજું કોણ છે? આમ વિચાર કરશો તો ગાંડા થઇ જશો ગાંડા.'

'હું તો કંઇ જ વિચાર કરતો નથી.'

'તમારે તો સુખના દા'ડા છે. પછી શું કરવા વિચાર કરવો પડે. એ મઝાની બૈરી મળી છે અને સુખની નોકરી છે. તમારે તો લીલાલ્હેર છે.'

'બધુંએ ઠીક છે.' નિઃશ્વાસ મૂકી રમણ બોલ્યો.

'એમ કેમ?'

'એવું જ ને. અભણ એ તો અભણ જ.'

'પહેલાં તો ગાંડા થયા હતા. આખો દિવસ એના નામની માળા જપતા હતા ને?'

'મને એમ હતું કે તે ભણશે એટલે સુધરી જશે. એનો સ્વભાવ જ વિચિત્ર છે.'

'તમે કયાં વિચિત્ર નથી તે.'

'કેમ?'

'તમારા મનમાં વિચારો ને.'

'મને કંઈ ખબર ન પડી.'

'ખબર નથી પડતી એ જ દુઃખ છે ને.'

આ વિચિત્ર ઉદ્ગાર સાંભળી રમણે શકરી સામે જોયું. કોઈ દિવસ નહોતો જોયો તેવો ભાવ શકરીની આંખમાંથી ઉભરાતો હતો. રમણને શકરીની બીક લાગી.

શકરીની અવર જવર વધી ગયા પછી તેનું હૃદય પણ આગળ ને આગળ વધી રહ્યું હતું. રમણ તરફની છૂપી લાગણીઓ એકત્ર થઈ પ્રેમના ઝરણ રૂપે વહેવા લાગી હતી. શકરી રમણને ઊંડે ઊંડે ઝંખતી હતી. પણ તેની જીભ ઉપડતી ન હતી. માત્ર આંખથી જ તેનો ભાવ વ્યક્ત કરતી હતી. પણ રમણ એ આંખને ભાગ્યે જ ધ્યાનથી જોતો. શકરીની મશ્કરીઓમાં રમણને કયારેક ગંધ આવતી પણ તે ગણકારતો નહિ. શકરીના ચેનચાળાને ધારીને જોતો નહિ એટલે તેને આ બાબતનો કંઈ ખાસ ખ્યાલ આવ્યો ન હતો. આજે તો શકરીની કામપૂર્ણ આંખો જોઈને તે જરા આઘો ખસી ગયો.

'રમણલાલ આમ ગભરાઓ છો કેમ ?'

'તમારે લીધે.' મનમાં હતું તે રમણે કહી દીધું.

'કેમ હું ડાકણ છું ?'

'કંઈ નહિ. જવા દોને એ વાત. બોલો કયાં સુધી અભ્યાસ આવ્યો છે ?'

'આટલે સુધી.' રમણનો હાથ પકડી શકરી બોલી. તેની આંખમાં નર્યું ઘેન હતું. રમણને કંપારી છૂટી. ઉન્માદમાં આવેલી શકરી શું કરશે! હાથ છોડાવીને કંપતા સ્વરે રમણ બોલ્યો.

'શકરીબેન ! આ શું......?'

'હં......' ભારે અવાજે મહામહેનતે શકરી બોલી.

શકરી ભીંત સરખી ઊભી રહી. તેની આંખમાંથી આંસુ ટપકવા માંડ્યાં પોતે ભાન ભૂલી ગઇ, પશુ બની ગઈ તેથી મનમાં પસ્તાવા લાગી. તેને એક કંપારી આવી ગઈ. ખૂબ જ શ્રમ પછી થાક ચઢ્યો હોય એમ તેનું શરીર લોથપોથ થઈ ગયું હતું. રમણ મૂઢની માફક ઊભો ઊભો જોઈ રહ્યો હતો.

'શકરીબેન રડશો નહિ. ભૂલ તો દરેકની થઇ જાય.'

'મને માફ કરશો?' શકરી રમણના પગે પડી. તેના પગ આંસુથી ધોતી હતી.

'માફીને માફી જ છે ને! તમે શું કરી નાખ્યું છે તે! નકામાં લાગણીવશ થાઓ છો. એમાં શું થઈ ગયું?'

રમણ શકરીને બે હાથે ઊભી કરી અને તેનાં આંસુ લૂછી નાખ્યાં. આ છેલ્લું દૃશ્ય બારણામાં ઊભેલી બે આંખો જોઈને પાછી રસોડામાં ભરાઇ ગઇ.

શકરીના ગયા પછી ઘરમાં જબરો ઝગડો થયો. ચંચળ રમણ ઉપર કંઈના કંઈ આક્ષેપો મૂકતી હતી.

'એ તો મને ખબર છે. મારા જેવી અભણ તમને શાની ગમે? એટલે તો એને ઘરમાં ને ઘરમાં રાખો છો. હું ભણવાની ના પાડું છું તોએ તમે એને ખસવા દેતા નથી તેનું કારણ આજે સમજાયું. મને ખબર ન હતી કે તમે આવા હશો. બસ તમારે મને મારવી હોય તો મારી નાંખજો. પણ હું હવે ભણવાની નથી. મારા ઘરમાં શકરી ન જોઇએ.'

'પણ તું નકામી વહેમાય છે.'

'મેં નજરે જોયું છે. પાછું મને બનાવો છો? શું મોં લઇને બોલતા હશો?'

'સાચું કહું છું. ચંચળ! તું નકામી ઉશ્કેરાય છે. સાચી હકીકત જાણ્યા વિના જેમ ફાવે તેમ બોલી નાખે છે તે ઠીક નહિ.'

'મારે કંઇ ખોટાં બહાનાં સાંભળવાં નથી. મેં તો જોયું તે સાચું. મને વહેમ તો ક્યારનોએ હતો. રોજ બે જણાં ધસપસ ધસપસ વાતો તો કરતાં હતાં. ભણેલાંનાં મૂળ ઊંડાં હોય છે.'

રમણ શું કહે? શકરીની સાચી વાત કહેતાં એ અચકાતો હતો. અને ચંચળ તો કંઈનું કંઇ બોલ્યા કરતી હતી. તેણે ધાર્યું હોત તો ચંચળનું મોં બંધ કરી શકત. પણ ચંચળ પર તેનો હાથ જ ઉપડતો ન હતો. ચંચળને ખોટું લાગે તેવું કંઇ પણ કાર્ય રમણથી થઇ શકતું ન હતું. ચંચળ અભણ હતી, તેનામાં ઝાઝી આવડત ન હતી, તેનામાં બીજા માલા ન હતા છતાં તેના તરફ રમણને અભાવ થતો ન હતો. કોઈક દિવસ કંટાળાને લીધે તેને ધમકાવી દેતો પણ પાછળથી તો ઉલટો તે જ પસ્તાતો. ચંચળ માટે તેને પ્રેમ હતો. હૃદયનું ખેંચાણ હતું. માત્ર પહેલા જેટલું આકર્ષણ અને મોહિની ન હતાં એટલું જ.

અત્યારે ચંચળ વગર વિચાર્યું બોલતી હતી તેથી રમણને ગુસ્સો ચઢ્યો. પણ તે કરેએ શું? એટલે કંઈ પણ બોલ્યા વિના અગાશીમાં ખુરશીમાં જઇને બેઠો. ચંચળનો અવાજ સંભળાતો હતો.

'આ તો હું છું ને તમે આંમ કરો છો. નાં હોઉં તો કુણ જાણે શું નું શું કરી નાંખો. શું કરવા ભણે? મારી ભૂતરાજ ભણે છે. એ મારી ગોકણ છે તો ભલે. મારા ઘરમાં એ નાં જોઇએ. રાંડે ઘરમાં પગ લાંબા કર્યા. હવે આવે તો અહીં જ ચીરી નાંખું ને હા. મને હજુ નહિ ઓળખતી હોય. જો ધંધા કરે છે?'

રમણની ધીરજની હદ આવી ગઇ હતી. મહામહેનતે જીભ પર કાબૂ રાખતો હતો. અને રમણ બોલતો ન હતો તેમ ચંચળ

વધુને વધુ બોલે જતી હતી. રમણના મૌનનો અર્થ પણ તે તો ઉલટો જ કરતી હતી. રમણ બોલવા જ જતો હતો ત્યાં નીચેથી મનહરનો અવાજ સંભળાયો.

'કેમ પટલાણી શું કરો છો?'

વીજળી પડે અને ચમકી જવાય એમ બંને જણાં ચમકી, સ્વસ્થ થઇ બેસી ગયાં. ચંચળ ચૂપ થઈ ગઈ.

'કેમ બોલતાં નથી. ભાભી રિસાણાં છો કે શું?'

'ના ના રિસાય શું કરવા?' મનહર આગળ તો ચંચળ ખૂબ જ ચીપી ચીપીને બોલતી હતી. તેની વાણી મનહરને સાવ કૃત્રિમ લાગતી હતી.

'આંખો કેમ લાલ કરી છે? એ કંઇ બોલ્યો હોય તો કહેજો. આપણે તમારા પક્ષમાં.'

'કાંઇ બોલ્યું નથી. હવે બકબક કર્યા વિના બેસ અહીં.' રમણ મનહરનો હાથ પકડીને બોલ્યો.

'લે પટલાણીના સમાચાર ન પૂછીએ તો પાછી આ ગુમાવીએ ને?' ખુરશીમાં બેસીને મનહર બોલ્યો.

'અરે પટલાણી આમ ઘરમાં શું ભરાઈ જાઓ છો. આ તો અમદાવાદ છે. ન હોય ગામડું સમજ્યાં? આવો અહીં.'

'શું કામ છે તે?'

'લ્યો કામ વગર તો તમને નહિ બોલવતા હોય ને? આપ પધારો ને.' સહેજ હસતાં હસતાં તે બોલતો હતો.

'લ્યો આવ્યાં.' બહાર આવી ચંચળ ઊભી રહી.

'એમ નહિ એમ નહિ. જુઓ તમે રમણની જોડે જ ઊભાં રહો પછી તમને ખુશ ખુશ થાઓ તેવા સમાચાર આપું.'

દંપતીએ એકમેકની સામે જોયું. ચંચળની આંખમાં ક્રોધ અને અણગમો હતો. રમણની આંખમાં ઠપકો હતો.

'એમાં વિચાર શું કરો છો. સાવ ગામડાનાં છો. આવી તે શરમ અહીં શહેરમાં રખાતી હશે કે? જાઓ ઊભાં રહો ને. શરમ આવતી હોય તો લાજ કાઢીને ઊભાં રહો.'

'લ્યો આ ઊભી રહી. કહી નાંખો તમારી વાત.'

'વાહવાહ. શું રૂપાળી જોડ છે જાણે......'

આ સાંભળીને રમણ તો હસી પડયો. મનહરની બોલવાની છટા જોઇને ચંચળને પણ હસવું આવ્યું.

'હવે એક કામ કરો. જૂઓ પટલાણી તમે રમણના ખભે હાથ મૂકો. પછી જોઈ લ્યો આ બેલડીનો પોઝ! આતો જાણે સારસ બેલડી!'

'બળ્યું તમેએ આવું આવું શું બોલતા હશો.' ખોટી રીસ કરતી ચંચળ બોલી.

'લ્યો. ખરી વાત કહીએ તેએ ખોટું લાગે. હશે; આ ગરીબનું કોણ માને. લ્યો હું આંખો દબાવું છું તમે હાથ મૂકી દેજો હોં.'

'લ્યો એમાં શું? આ મૂકયો, થયું હવે?' કહી ચંચળે રમણના ખભા પર હાથ મૂકયો. સ્પર્શ માત્રથી તેનો બધો ક્રોધ જમીનમાં ઉતરી ગયો હોય તેમ તેની આંખમાં પ્રેમ ચમકી રહ્યો.

'વાહવાહ. હવે રંગ રાખ્યો. કેમેરા નથી નહિ તો આ ફોટો લઈ લેત.'

'હવે જે કહેવાનું હોય તે કહી નાખ ને?'

'કહેવા આવ્યો છું તે કહીશ તો ખરો જ. પણ તું ગભરાઈ જઈશ નહિ હોં.'

'હું ગભરાઈશ! શા માટે?'

'સાંભળીને ગભરાઈ ન જાય એ સારુ તો પટલાણીને જોડે જ ઊભાં રાખ્યાં છે.' કહી મનહર હસી પડયો. 'પટલાણીએ' મલકાઇ ગયાં.

'હવે ગોળગોળ વાતો કર્યા વિના કહી દેને.'

'સાંભળજે હોં. હું તમને બંનેને આમંત્રણ આપવા આવ્યો છું.'

'શાનું?'

'લગ્નમાં હાજરી આપવાનું.'

'કોના લગ્નમાં?'

'મારા.'

'તારા?' આશ્ચર્યથી ખુરશીમાં અડધો ઊભો થઇ જઇને રમણ બોલ્યો.

'હા હા મારા. એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે!'

'કોની સાથે?'

'નાણાવટી સાથે.'

'સાચું કહે છે?'

'તો ખોટું?'

'મારા તો માન્યામાં નથી આવતું. તું તો લગ્ન કરવાની ના પાડતો હતો.'

'પણ હવે તો હા પાડું છું ને?'

'કહેતો હતો કે પ્રતિમાના સ્મરણોમાં જિંદગી ખેંચી કાઢીશ.'

'પણ પ્રતિમાએ જ આ લગ્ન કરવાની હા પાડી છે.'

'મળ્યો હતો?'

'રોજ મળુ જ છું ને.'

'તો આટલી ઘડી તું તારી જાતને છેતરતો હતો ? લગ્નની ના પાડયા કરતો હતો શું કરવા ? પેલા દિવસે પૂછયું તોએ ના પાડતો હતો.'

'એ દિવસે તો હું પણ ના પાડતો હતો.'

'અને હવે......'

'હવે આ તમને આમંત્રણ આપવા આવ્યો છું એ. કાલ સાંજના બંને જણાં અચૂક આવજો. ઠીક સાહેબજી. પટલાણી એને સાચવજો. બહુ જ પોચા દિલનો છે.' કહી મનહર ચાલતો થયો.

રમણ ફાટી આંખે જોઇ રહ્યો. જાણે તેના માન્યામાં આવતું ન હોય તેમ એને એ વાત યાદ કરતો ત્યાંને ત્યાં સૂનમૂન બેસી રહ્યો. તેના મનમાં એમ જ ગોઠવાઇ ગયું હતું કે મનહરે તો કુંવારા જ રહેવું જોઇએ. મનહર લગ્ન કરે એતો કોઇ રીતે ગળામાં ઉતરે તેવી વાત ન હતી.' તો શું આટલા દિવસ પ્રતિમા આગળ રડતો હતો તે ખોટું ? પ્રતિમાની પૂજા કરતો હતો તે બધા ચાળા ? પ્રતિમા માટેનો પ્રેમ, હૃદયની લાગણી અને ભાવના વ્યક્ત કરતો હતો તે બધું શું ખોટું હતું ? ના ના. મનહરના વર્તનમાં ક્યાંય ચાળા દેખાતા ન હતા. એના મોં પર ક્યાંય દંભ વર્તાતો ન હતો. એ સાચો જ હતો. પ્રતિમાનો આશક, પ્રતિમાનો પ્રેમી પ્રતિમાને વફાદાર જ હતો. તેની જ પ્રેમ સુગંધમાં મસ્ત હતો તો પછી આ શું ? પ્રતિમામાંથી હવે સુગંધ ખૂટી ગઇ ? પ્રતિમામાંથી તેને પ્રેરણા મળતી બંધ થઇ ગઇ ? પ્રતિમા જીવનરસ નથી આપી શકતી ? પ્રતિમામાંથી તેને જે ઉત્સાહ અને આનંદ મળતાં હતાં તે બધાં ખૂટી ગયાં ? મનહર સાચે જ ન સમજાય તેવો છે. નાણાવટી સાથે લગ્ન !'

રમણને એકદમ પેલો પ્રસંગ યાદ આવ્યો. નાણાવટીએ બધા વચ્ચે તેનું અપમાન કર્યું હતું. એના જ લગ્નમાં જવાનું ? કેવું વિચિત્ર !

'મનહરે આ શું કર્યું ? સાવ વિચિત્ર કહેવાય. પોતાની જાતને છેતરે છે ! ન સમજાય તેવું કરે છે. તો પછી આટલા દિવસ શા માટે ના પાડતો હતો ? વાતવાતમાં પ્રતિમાને આડી કરતો હતો તેનું શું ? મનહર દંભી જ તો બીજું શું ત્યારે ?'

રમણ આમ વિચાર કરતો હતો. તેને શાંત જોઈ ચંચળ તેનો ખભો ઢંઢોળતી ઢંઢોળતી બોલી.

'શું વિચાર કરો છો ?'

'એનો જ. બહુ જ વિચિત્ર માણસ છે.'

'કેમ ?

'આજ સુધી કહેતો હતો કે નથી પરણવું નથી પરણવું. અને હવે એકદમ પરણવા તૈયાર થઈ ગયો.'

'વળી પૈણ્યા વિના તો કોઈને ચાલ્યું હતું તે ચાલે. ના ના કરે એતો બધા ચાળા.'

'પણ આની તો વાત જ જુદી છે. એને પહેલાં એક છોકરીને સાથે પ્રેમ થયેલો. એ છોકરી તો પરણી ગઈ પણ આ બંદા કહે બસ હું તો પરણી ગયો છું ને હવે તો મારે લગ્ન નથી કરવું.'

'મનની વાત જ જુતરાંની છે. દિલ થઈ જાય તે વળી પૈણીએ જાય......'

'દુનિયા તો એમ જ ચાલે છે. પણ આ માણસ તો મને દુનિયાથી પર લાગતો હતો.'

'તમને લાગતો હતો ને ? તમને શું નથી લાગતું ?'

'એમ કેમ ?'

'ત્યારે બીજું શું ? કોઈ ભોળવી જાય તો ભોળવાઈ જાઓ એવા છો. અક્કલ હોત તો આમ કરત......'

'ચંચળ! સાચું કહું છું. તું ધારે છે તેવું એક ટકાએ નથી. અને તારી ઇચ્છા નહિ હોય તો એને અહીં આવવાની હું જ ના પાડીશ. મનમાંથી શંકા કાઢી નાખ. જ્યાં સુધી એ શંકાનો કીડો છે ત્યાં સુધી તું કે હું સુખી નહિ થઇ શકીએ.'

રમણની આંખમાં એવી નિર્દોષતા હતી કે ભલભલાને આ શબ્દો સાચા જ લાગે.

'સાચું કહો છો. મારા સમ ખાઓ.'

'તારા સમ લે. તને મેં કોઈ દિવસ છેતરી છે? મારા હૃદયના ખૂણાની વાત પણ મેં તને કરી છે. ચંચળ! તું ધારે તો આપણું જીવન સુખમય બનાવી શકે તેમ છે. મને તારા માટે કેટલી બધી લાગણી છે.'

'અને મને......' કહી ચંચળે રમણના ગળે હાથ મૂકયો.

'તારે માટે પ્રેમ ન હોત તો લગ્ન માટે આટલી ધમાલ કરત જ નહિ.'

'હું નથી જાણતી તે?'

રમણે બાજુમાં ઊભેલી ચંચળ સામે નજર કરી. ચંચળ મરમર હસતી હતી. તેનું મોં મલકાઇ રહ્યું હતું. તેનો ચહેરો પુલકિત થઇ ગયો હતો. તેની આંખમાં શંકા હોય એવું દેખાતું ન હતું. આવું મનોરમ મોં, આવી પ્રેમભીની આંખો, આવો સુંદર સૌન્દર્યની સુગંધ ફેલાવતો દેહ રમણની સમીપમાં ઊભો હોય ત્યાં તેનાથી કેમ બેસી રહેવાય? તે એકદમ ઊભો થઈ ગયો. અને ચંચળને ગળે હાથ મૂકયો.

'ચંચળ!' હૃદયનો પ્રેમ એક જ સંબોધનમાં ઠાલવીને તેણે ચંચળને છાતી સરખી દબાવી. ચંચળ બોલ્યા ચાલ્યા વિના રમણને તાબે થઇ.

આ પ્રેમમસ્તીમાં રમણને થઇ ગયું કે તે ઘણો જ સુખી છે. તેનું લગ્ન સફળ છે. તેના જીવનમાં કંઇ પણ ઊણપ નથી.

૪૩

# જીવનનાં ઘર્ષણ

ચંચળના મનમાંથી શંકા દૂર થઈ જાય અને ફરીવાર એ શંકા પાછી જીવન વેલને કરડી ન ખાય તે સારુ તેણે ઘર બદલી નાખ્યું. તે એલીસબ્રીજમાં રહેવા આવ્યો. ચંચળને સહેજ વાંચતાંલખતાં આવડયું હતું તેટલાથી સંતોષ માનવાનો હતો. ચંચળને ભલે કડકડાટ વાંચતાં નહોતું આવડતું પણ તેનામાં એક પ્રકારની ભભક અને શોખની આવી ગયાં હતાં. શહેરના આટલા વસવાટ પછી આકર્ષક રીતે વાળ ઓળતાં, ભજીયાં પાડતાં, બંગાળી ઢબની સાડી પહેરતાં, ચીપી ચીપીને ચાલતાં અને બોલતાંએ આવડી ગયું હતું. અજાણ્યાને તો કોઈ શિક્ષિત કોલેજ કન્યા લાગે તેવો ઠઠારો કરી શકતી હતી. ખરું કહીએ તો રમણ એવો ઠઠેરો કરાવતો હતો. એ ગામડાની ગોરીના ગાલ પર પાઉડરના થર જામતા હતા. ચંચળને સાવ કોમળ, નાજુક અને મુલાયમ બનાવવાના પ્રયાસો તે કરતો હતો. ચંચળના હાથ પર ખોદેલાં છુંદણાં વારંવાર ચાડી ખાઈ દેતાં કે આ ગામડાની છે. એને કાઢી નાખવાનો પણ રમણે વિચાર કરેલો પણ એ કેમ નીકળે ? ગાલ પરનું એક છુંદણું તો ઉલટું સીરાઝીના તલની માફક શોભી રહ્યું હતું. તેથી તો ચંચળ ચંપકવર્ણી લાગતી હતી. પણ હાથનાં છુંદણાંનું શું ? અને આટલાં બધાં ? પોતાની પત્નીને શહેરી સ્ત્રી થતી અટકાવનાર આ છુંદણાં છે એમ મનમાં ઠસ્યા પછી

તો રમણે ગામડિયાઓ પર પુષ્કળ ગાળો ને રોષ ઠાલવી દીધો. પણ એથી શું વળે ?

મનહર અને નાણાવટીને અમદાવાદનું વાતાવરણ સંકુચિત લાગવાથી તેઓ મુંબઇ ઉપડી જતાં હતાં. રમણ મિત્ર દંપતીને વિદાય આપવા ગયો હતો. મનહર તો માત્ર હાસ્યવિનોદ કરતો હતો. અને રમણ પણ મનહર સાથે જ વાતો કરતો હતો. નાણાવટીએ ભૂત પ્રસંગ યાદ કરી એ વખતે ટંકોર કરેલી.

'રમણભાઈ ! મારી સાથે બોલતાં શરમ આવે છે કે શું ?

'ના ના શરમ શાની ?'

'મનમાં કંઇ હોય તો ભૂલી જજો. ભૂતકાળને ભૂલી જવામાં જ મઝા છે.'

'અને વર્તમાનને પકડી રાખવામાં મઝા છે.' કહી મનહર ખડખડાટ હસી પડયો.

'કોઇવાર ચંચળબેનને લઈ મુંબઈ આવજો.' મીઠો રણકો કરી મીસીસ મનહર બોલ્યાં.

'હા. યાર! પટલાણીને મુંબઇ તો દેખાડ, પટેલ કંઇ જાય તેવા નથી. પટલાણી પણ તમારા જેવાને પાણી પીવડાવે એવાં છે.'

'એની કંઇ ના પડાશે ? હું તો જોઈને જ ખુશ ખુશ થઈ ગઇ છું. પટેલને જોઈતું હતું તેવું મળ્યું ખરુ' કૉલેજ કન્યા નાણાવટી બોલતી હોય તેમ તે બોલી

'હવે તમારી વાત થાય ? મનહરે તો ઘણાને ભૂ પીતા કર્યા.' રમણ પણ ચગ્યો.

'કેમ ?'

'કેમ શું. કેટલાએ બિચારા આશામાંને આશામાં બેસી રહ્યા હતા ત્યાં આ પૃથ્વીરાજ ઓચિંતો ફૂટી નીકળ્યો ને આ સંયુક્તાનું હરણ કરીને ઉપડ્યો મુંબઈ.'

બધાંએ હસી પડ્યાં. માત્ર મનહરની પત્ની જલદીથી ગંભીર બની ગઈ. પત્નીને સહેજ અસ્વસ્થ જોઈ પતિદેવે વાત બદલી કાઢી.

' રમણ ધંધો કેમ ચાલે છે ? '

' આપણે તો નોકરી છે. હમણાં એક બે મહીનામાં સો કરે તેમ લાગે છે. ડૉ. ત્રિવેદી છે તો ઘણો જ કાબેલ માણસ. જબરી જમાવટ કરી છે. '

' તું તો ઠેકાણે પણ પડી ગયો. અમે તો એવાને એવા જ રહ્યા. '

' તમે બંને જણાં કમાશો. તમારી તો કંઇ વાત થાય ?'

થોડીવાર આવી આડીઅવળી વાતો કરી. ગાડીની ઉપડવાની વ્હીસલ વાગી એટલે રમણ નીચે ઉતરી ગયો.

' ઠીક સાહેબજી. પટલાણીને મારી યાદ દેવડાવજે. પત્ર લખતો રહેજે. ' મનહર વિદાય લેતો હતો.

' હા. તુંએ પત્ર લખતો રહેજે, અમદાવાદ આવવાનુ થાય તો મારે ત્યાં જ ઉતરજે. કામકાજ લખતો રહેજે. '

' આવજો રમણભાઈ, મુંબઇ બંને જણાં અચૂક આવજો. ' કાનને સાંભળવા ગમે તેવો રણકો સંભળાયો.

' આવજો.........આવજો ' કહી રમણ છૂટા પડ્યો. ગાડી ઉપડી ગઇ.

દાક્તરી ધંધામાં રમણને ઘણું ઘણું નવું જાણવાનું મળ્યું. તે ઉપરાંત ડૉ. ત્રિવેદીના માર્ગદર્શન નીચે ધંધામાં તો તે આગળ જ વધ્યો. દવાખાનાનો બોજો તેણે જ ઉપાડી લીધો હતો એમ કહીએ તો પણ ચાલે. ત્રિવેદી તો ' વીઝીટો 'માં જ ફરતા. સ્થાનિક દવાખાનું રમણને સોંપવામાં આવ્યું હતું. ત્રિવેદીને રમણની આવડત

અને ઉત્સાહ માટે માન વધ્યું હતું. દવાખાનામાં તો રમણને માન અને સફળતા બંને મળ્યાં હતાં. દિવસે દિવસે તેનું કામ વધતું જતું હતું તેમ તેની કાર્યશક્તિ પણ વધતી જતી હતી. દર્દીઓને તે હસાવી શકતો હતો. હાથ નીચેના માણસો તરફ પણ ગમી જાય તેવું વર્તન રાખતો હતો. તેની મહત્વકાંક્ષા તેના ધંધામાં તેને ઉત્સાહ અને ખંત પૂરાં પાડતી હતી. તેના પિતાના વિદાયના શબ્દો કાનમાં ગૂંજ્યા કરતા હતા. 'અમને પણ ઉજળાં કરજે.' અને પિતાને ઉજળા કરવા પુત્ર ધસાતો હતો. દવાખાનામાં ચંચળને, ઘરને, સર્વને ભૂલી જવા પ્રયત્ન કરતો હતો. અરે ભૂલીને જ કામ કરતો હતો. મોટા થવાની ધગશ જ તેને આગળ વધારી રહી હતી. તેનું કામ જોઈને ડૉ. ત્રિવેદી પણ ખુશ થયા હતા. અને થોડા વખતમાં તેનો પગાર પણ વધારવાના હતા. રમણને આ ધંધા અંગે બીજું ગમે તેટલું જાણવાનું મળ્યું હશે પણ એક અનુભવ તો તેનાથી વિસરાય તેમ ન હતો. થોડા દિવસ પહેલાં તે ડૉ. ત્રિવેદીને બદલે એક જગ્યાએ વીઝીટે ગયો હતો. એક નાની છોકરી માંદી હતી.

રમણ માંદી છોકરીની માને જોઈ ચોંકી ઊઠ્યો. તેને પ્રથમ દર્શને જ એમ થઈ ગયું કે આ બાઈને ક્યાંક જોઈ છે. પણ ક્યાં જોઈ છે તેની ખબર પડતી ન હતી. છોકરીને તપાસતો હતો પણ તેનું ચિત્ત તંત્રતો યાદ કરવામાં જ પ્રવૃત્ત થયું હતું. યાદશક્તિને સતેજ કરી બધાંએ ભૂતસ્મરણોની કેડીએ કેડીએ ફરી વળ્યો પણ તેને યાદ ન જ આવ્યું તે ન જ આવ્યું. માત્ર મનમાં એમ થયા કરતું હતું કે આને ક્યાંક જોઈ છે. ખૂબ જ જોઈ છે. ન ભૂલાય તેટલી વાર જોઈ છે. મનનીએ ખુબી છે ને! ખરી જરૂર વખતે બધું ભૂલી જાય.

રમણ વારંવાર એ બાઈ સામે જોતો હતો તેથી તેનેએ જરા મીઠી મૂંઝવણ થતી હતી. 'ડૉકટર આમ ઘડી ઘડી સામે

કેમ જોવે છે ?' તેની આંખો કહેતી હતી. રમણથી પૂછ્યા વગર ન રહેવાયું.

'મને એમ લાગે છે કે મેં તમને ક્યાંક જોયાં છે.'

'હશે. મને તો યાદ નથી.'

'આપનું નામ ?'

'પ્રતિમા.'

'એ જ એ જ. હવે બરાબર યાદ આવ્યું.'

'કેમ શું યાદ આવ્યું ?'

'એ તો મારો ભ્રમ હતો. તમારા જેવી જ એક સ્ત્રીને જોઈ હતી. એનું નામ કંઈ બીજું હતું. હવે મને યાદ આવ્યું. એ તો તમે નહિ. માફ કરશો.'

'હોય ભૂલ થઈ જાય.'

જતાં જતાં રમણે પ્રતિમાને ધારી ધારીને જોઈ લીધી. મનહરની પાસે છબી હતી એ જ આ પ્રતિમા. એ છોકરાંની મા થઈ હતી છતાં તેનું મોં, તેની આંખો, તેનું હાસ્ય, સર્વ પહેલાંના જેવું જ લાગતું હતું. મોં પરની સુરખી અને રમી રહેલું સ્મિત પ્રતિમાના સુખી જીવનની નિશાની રૂપ હતાં.

રમણને મનહરના શબ્દો યાદ આવ્યા.

'મને લાગે છે કે મારા વગર એ દુઃખી થઈ ગઈ હશે.' 'મનહરની એ માન્યતા સાવ ખોટી હતી. મનહર પોતે જ ખોટો ન હતો ? પ્રતિમાને ભૂલવી નથી, પ્રતિમાને દૂર કરવી નથી. પ્રતિમા સિવાય બીજું કોઈ ન જોઈએ. પ્રતિમા પણ મારી પેઠે જ વિયોગ અનુભવતી હશે. આ બધી જ માન્યતાઓ ખોટી કરી હતી.' રમણને હવે મનહરનું વર્તન વિચિત્ર લાગ્યું.

રસ્તામાં રમણને આવા આવા ખૂબ જ વિચાર આવી ગયા. 'તો શું પ્રેમ જેવું કંઈ છે જ નહિ? સાચો પ્રેમ એટલે શું? એકની સાથે દિલ ચોંટયા પછી બીજા તરફ દિલ ખેંચાય જ નહિ? ચંચળ ન હોય તો? એના વિના જીવાય કે નહિ? અને... અને... એની જગ્યાએ કોઈ બીજી આવી શકે?'

'ચંચળનું તો કોઈ સ્થાન લઈ શકે તેમ નથી. એ તો મારી ચંચળ...જેને પ્રથમ દૃષ્ટિએ પ્રેમ થયો કહે છે તેવો પ્રેમ થયો છે. એ અભણ હતી એમ જાણતો હતો છતાં પ્રેમ થયો હતો. ગામડાની છે છતાં પ્રેમ થઈ ગયો. શું એ સાચો પ્રેમ ન કહેવાય? નાણાવટી જેવી સાથે તો બધાએ પ્રેમ કરતા ફરે. એમાં ને આમાં તો ઘણો ફેર. આ મિલન તો સાવ કુદરતી છે. એક બીજાને ઓળખ્યા વિના હૃદયમાં લાગણી જન્મે તે જ સાચો પ્રેમ. મારો સંબંધ સાચા પ્રેમના પાયા પર બંધાયેલો છે. એ જરૂર ટકવાનો. સાચો પ્રેમ હંમેશાં ટકે છે. આપણે કયાં બીજાની માફક દંભ કરવો હતો તે? નહિ નહિ. આ તો શુદ્ધ પ્રેમ. વિશુદ્ધ પ્રેમ છે.'

એ વિશુદ્ધ પ્રેમનું જોડું કયી દિશામાં પ્રગતિ કરી રહ્યું હતું તે ઝટ કહી શકાય તેમ નથી. રમણ જેમ ઢીલું મૂકતો તેમ ચંચળ તેના પર ચઢી બેસતી. રમણની ઉદારતાનો ગેરલાભ લઈ ચંચળ તેમના પ્રેમ સંબંધમાં છીણી મૂકતી હતી. એ બંને પ્રેમી તો ઘણા સમયથી મટી ગયાં હતાં. હવે તો માત્ર દંપતી તરીકે જીવતાં હતાં. પણ રમણ આ દંપતી જીવનને સુખ સાગરમાં ઝોલાં ખાતું જોવા માગતો હતો. કમનસીબી તે કંઈ ઓછી છે. એના સુખને બારણા-માંથી જ પાછો વાળનાર કંકાશ ઘર આંગણેથી ખસતો જ નહિ.

ચંચળનો સ્વભાવ ચીડિયો બની ગયો હતો. રમણ સીધું ને સાચું જ કહેતો તોએ તે ઉલટો જ અર્થ કરી દેતી. નજીવી બાબતમાં ખિજાઈ જતી અને બબડ્યા કરતી.

ચંચળનો સ્વભાવ ચીડિયો બની ગયો હતો તેનાં કેટલાંક કારણો હતાં. શરૂઆતમાં રમણ ભણાવવાનો આગ્રહ રાખતો હતો તેથી મનમાં અણગમો તો રહ્યા જ કરતો હતો. જ્યારે ભણાવવાનો આગ્રહ ઓછો થયો ત્યારે ચંચળને એમ જ લાગવા માંડયું કે રમણ તેના તરફ દુર્લક્ષ રાખે છે. રમણ ધંધામાં એટલો બધો ઓતપ્રોત રહેતો કે પહેલાંની પેઠે ચંચળની સાથે પ્રેમ, મસ્તી કે તોફાન કરતો નહિ. એક તો છેક એક વાગે જમવા આવતો. રમણને લીધે ચંચળને પણ મોડા સુધી ભૂખ્યા રહેવું પડતું તે પણ તેને ગમતું ન હતું. તેણે એક વાર તો રમણને કહેલું પણ ખરું.

'વહેલા આવતા હો તો? રોજ રોજ તે આમ નભતું હશે!'

'આ ધંધો જ એવો છે કે આથી વહેલા આવી જ ન શકાય.'

'પછી હું તે ક્યારે પરવારું? બે ઘડી બેસવાનુંએ નહિ.'

'રસોઈ સિવાય બીજું શું કામ હોય છે તે?'

'ત્યારે તો આ બધું કામ તમે જ કરી દેતા હશો? જો બોલ્યા.'

'જે છે તે બધું ઘરનું જ કામ છે ને? ક્યાંય બહાર તો જવું પડતું નથી ને? આટલુંએ કામ તારાથી ન થાય?'

'તે કોણ કરતું નથી તે! અહીં તો નિરાંતે ન ભાળી.'

રમણ વધુ કંઈ જ ન બોલ્યો. ચંચળને હવે શું કહેવું! ગામડે ખરા તડકે ખેતરમાં કાળી મજૂરી કરતી હતી ત્યાં બડબડાટ કરતી ન હતી અને અહીં કેમ જોર આવે છે? રમણનું ચાલત તો નોકર રાખત. પણ હજુ સુધી કંઈ બચત કરી શકયો ન હતો. ઘેરથી બાપાના પૈસાની માગણી કરતા કાગળો આવ્યા કરતા હતા. કંટાળીને રમણ ચૂપ રહેવાનું વધારે પસંદ કરતો.

રમણ બોલે એ ચંચળને કડવું લાગતું હતું અને ન બોલે એ પણ કંટાળા ભરેલું લાગતું હતું. રમણનું મૌન તેને અકળાવતું હતું. ધીમે ધીમે ચંચળને મનમાં એમ જ થવા લાગ્યું કે 'એમને તો મારી કંઈ જ પડી નથી. હું તે તેમને શાની ગમું? મારો તો તેમને શો હિસાબ? મોડા મોડા આવે. જમીને આરામ કરે. ઊઠીને પાછા દવાખાને જાય. પાછા રાત્રે છેક નવેક વાગે આવે. જમીને બે ઘડી વાતો કરવાએ ન બેસે. દિલ ખોલીને વાતે ન કરે. કહેશે ઊંઘ આવે છે. અહીં આખો દિવસ ઘરમાં એકલાં એકલાં વખત કેમ કાઢતાં હોઈશું એ તો મન જાણે છે. કોઈ વાર પૂછવાની નવરાશ પણ મળે છે કે શું કર્યું? કોઈક દા'ડે વળી પૂછશે તો કહેશે કયો પાઠ વાંચ્યો. શું લખ્યું? મારું કપાળ. બસ બીજી વાતો જ કરવાની નથી કે તે એને એ વાત કરતા હશે? અહીં તો ઘરમાં ને ઘરમાં ગુંગળાઇ ગયાં. ક્યાંય જવા આવવાનુંએ નહિ. હવે એમને શું કહે. સાંભળે તો ને? કોને પડી છે?'

આ ઉકળાટનું પરિણામ એ આવ્યું કે ચંચળ રમણ પર ચોકી ભરવા લાગી. તેને એમ જ ઠસી ગયું હતું કે કોઈ સ્ત્રીની સાથે મહોબ્બત હોવી જોઈએ નહિ તો સાવ આમ ન બને. કોઇક દિવસ દર્દીઓ વધારે હોય કે રોજ કરતાં મોડું થઇ ગયું હોય તો ચંચળ જડતી લેવા માંડે,

'ક્યાં ગયા હતા?'

'ક્યાં તે વળી દવાખાને.'

'કેમ વાર થઈ?'

'વાર પણ થાય.'

'એ તો હું જાણી ગઇ છું. કંઇક નવા જુની હશે.'

'તારું કપાળ છે. છાની માની ખાવાનું કાઢ ને?'

'આટલી ઘડી ભૂખ ન હતી લાગી અને હવે બે મિનિટમાં લાગી ગઈ ખરી ? ત્યાં ખાઇને જ આવવું હતું ને ?'

'ત્યાં એટલે ?'

'જ્યાં ગયા હતા ત્યાં.'

'એક પણ શબ્દ બોલ્યા વિના ખાવાનું કાઢ. કંઈ અક્કલ છે કે નહિ ?' આંખો કાઢી રમણ બોલ્યો. એક તો બળ્યોઝળ્યો આવ્યો હતો અને પેટમાં ભૂખે બિલાડાં બોલતાં હતાં.

'એમ કંઇ આંખો કાઢવાની નથી. એવી ખોટી બીવરામણી બતાવશો નહિ.' કહેતી કહેતી ચંચળ રસોડા તરફ વળી.

રમણ શું બોલે ? તેને ગોમતીની માફક ચંચળને પણ મારવાનું મન થઇ જતું હતું. પણ તે નાઇલાજ હતો. ચંચળ પર હાથ ઉપડી શકે તેમ ન હતું. કારણ કે તે ચંચળ હતી.

ચંચળની સાથે કલેશ ન થાય તે સારુ રમણ મૌન રહેવાનું વધારે પસંદ કરતો. અને ચંચળ મનમાં ખૂબ મુઝાતી. ઘરમાં એકલી કોની સાથે વાતો કરે ? વાચનમાંથી તો આનંદ લૂંટી શકે તેટલી આવડત આવી ન હતી. અને એકલા થાય તોએ બે વચ્ચે મૌનની દિવાલ. રમણ બોલ્યા વિના છાનોમાનો જમી લેતો. રમણ કંઇ પણ બોલતો નહિ તેથી ચંચળ ખૂબ જ અકળાતી હતી. અકળાયેલું દિલ અને મુઝાએલું મન કોઇકવાર ઊભરો કાઢી દેતું.

'એ તો મને ખબર છે. તમને મારી કંઈ જ પડી નથી. હવે તો નજરે કરતા નથી. મેં તમારું શું બગાડયું છે તે તમે આમ કરો છો ?'

'શું કરું છું તે ?'

'બસ ઘરમાં કોઈ માણસ જ નહોય એમ બોલવું જ નહિ કેમ ? અમારી સાથે તે બોલવું શાનું ગમે ? અમે કંઈ ઓછાં ભણેલાં છીએ તે ?'

'એવું કંઈ જ નથી.'

'ત્યારે કેવું છે તે તો કહો. આમ આઘે આઘે કેમ ભાગો છો? કંઈ ભાળી ગયા છો કે શું?'

'પાછી એની એ વાત કાઢી? તું આવુંને આવું બોલે છે એટલે જ તારી સાથે બોલતો નથી.'

'ત્યારે તમને બીજું શું કહે? સામી નજરે ન કરો ત્યારે શું કરે?'

'આખી જિંદગીભર તે કંઈ એકસરખા દિવસ જતા હશે? ભરતી ઓટ તો ચાલ્યા જ કરે.' કોઈ અનુભવી બોલતો હોય તેમ રમણ બોલ્યો.

'આવે આવે. કેમ ન આવે? તમે છો ત્યાં બધુંએ આવશે.' નિઃશ્વાસ નાંખી ચંચળ બોલી.

રમણ ચંચળને ન હતો ચાહતો એમ નહિ પણ પહેલાંના જેવો ઉમળકો આવતો નહતો. પહેલાંની મોહિની રહી નહતી. હવે રમણ માત્ર ચંચળનો જ વિચાર કરી બેસી રહી શકે તેમ ન હતો. તેને તે ઉપરાંત ઘણું કરવાનું હતું.

અને ચંચળને રમણ માટે પ્રેમ ન હતો એમ પણ કેમ કહી શકાય? એટલા માટે તો તે તેની ચોકી રાખતી હતી. તેના રમણને કોઈ ચોરી ન જાય તેને માટે ખૂબ જ સાવધ રહેતી હતી. એટલા માટે તો તેણે પોતાની એકનીએક ગોઠણ શકરીને પણ જતી કરી હતી. 'મારો રમણ તો મારો જ રહેવો જોઈએ. તેણે મારો જ વિચાર રવો જોઇએ. તેણે મારી જ ચિંતા કરવી જોઇએ. મારા સિવાય બીજા કોઈમાં તેને રસ ન પડવો જોઈએ. મારા વગર તો તેમને બે ઘડીએ ન ચાલવું જોઈએ.' ચંચળના મગજમાં જાણ્યેઅજાણ્યે આવી ભાવના પેસી ગઈ હતી. અને એ જ તેના

સ્વભાવને ચીડિયો અને ક્રોધી બનાવી દેતી હતી. એ જ તેના સુખી જીવનને દુઃખના દરિયામાં ધકેલતી હતી. એ ભાવનાએ બંનેનું જીવન ખારું બનાવ્યું હતું. બંને વચ્ચે વિષમતાએ એણે જ ઊભી કરી હતી.

ચંચળ ઘરમાં કોઇ સ્ત્રીની હાજરી તો સહી શકતી જ નહિ. તુરત જ તેને મનમાં ખટક્યા કરતું કે રખેને આ રમણને ઉપાડી જાય.

એકવાર બપોરે રમણ આડા થવાની તૈયારી કરતો હતો ત્યાં એક બાઇ આવી. તે દવાખાનાની નર્સ હતી. ઓચિંતાં બહારગામ જવાનું થવાથી રજા લેવા આવી હતી. રમણે ચા પીને જવાનો આગ્રહ કર્યો. ચંચળને ચા મૂકવાનું પણ કહ્યું. અને કચવાતે મને ચંચળ ચા બનાવવા પણ ગઇ. રમણ જોઈ શક્યો કે ચા તૈયાર થઇ ત્યાં સુધીમાં ચંચળ આડાં અવળાં બહાનાં કાઢી પાંચવાર બહાર આવી ગયેલી. રમણ તો ધંધા અંગેની વાતો કરતો હતો. ચંચળના કાન તો ત્યાંને ત્યાં જ રહેતા હતા. વચ્ચે વચ્ચે બે જણાં હસતાં ત્યારે તો તેનો જીવ ઊંચો આવી જતો હતો. તેના હાથમાંથી તપેલીએ પડી જતી રહી ગઇ હતી. કાળજું ધડક ધડક થતું હતું. જલ્દી જલ્દી ચા બનાવી દીધી. ઝીણી મોટી આંખો કરીને રમણને જોતી હતી. પેલી બાઈ પર પણ આંખોની ચોકી મૂકી દીધી હતી.

નર્સના ગયા પછી સંવાદ શરૂ થયો.

'એ કોણ હતી ?'

'દવાખાનાની નર્સ.'

'હં. મળવા આવી હશે ?'

'હા.'

'એક બે કલાકમાંએ ખાટુંમોળું થઇ ગયું હશે ? કેમ પછી ન મળાત ? કેવો અધીરાઓ જીવ !'

'મારા જેવો જ તો.'

'એવું શું હતું તે બે જણાં હસતાં હતાં?'

'તું હતી ને.'

'એ તો મને ખબર જ હતી. હસો, મને નહિ હસો તો કોને હસશો? એમની આગળ તો અમે હસવા જેવાં જ લાગીએ ને.'

'હા જ તો.' રમણ પણ ચંચળના કાળજામાં કારી ઘા વાગે તેવા જવાબ વાળતો હતો.

'શું મોઢું લઇને હા જ તો કહેતા હશો? ઘરમાં આવડી મોટી તો મુઇ છું તોએ બહાર ભટકયા કરો છો.'

'ભટકું જ છું ને.'

'એકવાર નહિ પણ સત્તરવાર. એતો મારાથી કંઈ જ છાનું નથી. મને તો કયારનીએ ખબર પડી ગઇ છે કે તમને કોઇક મળી ગઈ છે.'

'કોણ ના પાડે છે.'

'શાની ના પાડો તે? મોટું પરાક્રમ કરતા હશો તે આંમ બોલો છો. જરા શરમ તો રાખો. આંય શું કરવા આવો છો? પડયા રહો ને એ તમારી......'

'હવે એમ જ કરીશ.

'શું કરશો?'

'તું કહે છે એમ.'

'એટલે ત્યાં રહેશો એમ ને? રહેજોને હુંએ જોઉં કેમ રહેવાય છે. લ્યો જાઓ રસ્તો ઉઘાડો છે.'

'વખત થશે એટલે જઇશ જ ને.'

'જાઓ. તમારી એ વાટ જોતી હશે. આ તમને કહી દીધું. સાંજે હું રાંધવાની નથી. તમે તમારે એને ત્યાં ખાઇને આવજો.'

'સારું.' ઠંડા કલેજે રમણ જવાબ વાળતો હતો. ચંચળની બોલવાની હવે હિંમત ચાલતી ન હતી. તેનો કંઠ પણ કંપી જતો હતો. તેનું હૃદય રમણના જવાબ સાંભળીને વલોવાઈ જતું હતું.

'બધાએ મારું લોહી પીવા બેઠા છે. મારું તો જાણે કોઈ છે જ નહિ.' કહી ચંચળ ઢીંચણ પર માથું મૂકી રડવા લાગી.

રમણે ચંચળને રડવા જ દીધી. અને 'સુખી સંસાર' નામની ચોપડી લઈ આરામખુરશીમાં પડે પડે તેનાં પાનાં ફેરવવા લાગ્યો.



૪૪

# ઊઠ જાગ મુસાફીર...

રમણ જેને વિશુદ્ધ પ્રેમ કહેતો હતો તેને બદલે આ દંપતી વચ્ચે વિશુદ્ધ તો શું પણ મેલો, અશુદ્ધ પ્રેમ પણ ન રહ્યો. બે વર્ષ પછી રમણ જોઈ શક્યો કે ચંચળ અને તે માત્ર લગ્નના તાંતણે જ બંધાયેલાં રહ્યાં હતાં. પ્રેમનાં બંધન શિથિલ થઈ ગયાં હતાં. ખૂબ જ ગડમથલ પછી તેને સમજાયું કે ચંચળનો સ્વભાવ સુધરી શકે તેમ છે જ નહિ. એના મનમાં ઘર કરી રહેલો શંકાનો કીડો એકલી ચંચળના જ નહિ પણ રમણના જીવનને પણ અશાંત કરી દેતો હતો. તેમની સુખ વલ્લરીને એ કીડાએ કોતરી ખાધી હતી. એના પર એકે પાન પણ દેખાતું ન હતું. નીચે ઊધઈ લાગવાથી તેનાં મૂળ સૂકાતાં જતાં હતાં. સ્નેહનું સિંચન થઈ ફરીવાર એ પાંગરે તેવાં ચિહ્નો પણ દેખાતાં ન હતાં.

રમણ તો ધંધામાં એટલો બધો ઓતપ્રોત થઈ ગયો હતો કે તેને ચંચળને યાદ કરવાનો પણ સમય રહેતો ન હતો. એટલે રમણને દુઃખ દઝાડતું ન હતું. માત્ર ઘેર ગયા પછી જ તેને લાગતું કે તેની કલ્પના અને તેના આદર્શો કપાયેલા પતંગની માફક હવામાં ક્યાંક ઊડી ગયા. આદર્શો અને ભાવનાઓને વિસારી માત્ર રૂપિયા આના પાઈમાં જેમ કોઈ વેપારી જીવન જીવતો હોય તેમ રમણ પણ જીવતો હતો. સાચું કહીએ તો જીવનને ખેંચતો હતો.

માણસનું હૃદય પણ વિચિત્ર હોય છે. એક સમયે એ જ હૃદય પૂકારે છે કે અમુક વસ્તુ વગર એનાથી નહિ જીવાય. એ જ હૃદય ધીમે ધીમે એવું ઘડાઇ જાય છે કે એ વસ્તુને યાદ પણ કરતું નથી. રમણની બાબતમાં પણ એમ જ થઈ ગયું હતું. રોજના કંકાસથી અને ચંચળના વર્તનથી તેનું હૃદય રીઢું બની ગયું હતું. તેને હવે ખાસ લાગતું એ નહિ. છતાં તે લાગણીશૂન્ય બન્યો હતો તેમ તો કેમ કહેવાય? જ્યારે જ્યારે સુખી જીવનનો વિચાર કરતો ત્યારે તેની આંખો ભીની થતી.

આટલા સમય પછી રમણને પોતાના લાગણીવેડા માટે, ચંચળ માટેની ઘેલછા માટે હસવું આવતું હતું. આ ચંચળ માટે તેણે અભ્યાસને પણ બાજુએ મૂકયો હતો. આ ચંચળ માટે તે રડયો હતો. તેના વિરહમાં મેઘદૂતના યક્ષ જેટલું દુઃખ અનુભવ્યું હોય તેમ રમણને લાગતું હતું. 'એટલી બધી અશકિત! એટલી બધી અધીરાઇ! બધું સ્વપ્ન જેવું જ છે ને! એ રમણ કયાં ને આ રમણ કયાં? રમણને પોતાની ઘેલછા માટે હસવું આવ્યું. પોતાની નિર્બળતા માટે તિરસ્કાર પણ આવી ગયો.

કોઇકવાર રમણ જૂનાં સ્મરણોને વાગોળતો. તેને હવે વર્તમાન કરતાં ભૂતમાં વધારે મઝા આવતી હતી. પોતાના જ પ્રસંગો યાદ કરી કરીને વારંવાર ચાવીને ગળામાં ઉતારતો હતો. કેવી મઝા! જાણે કોઇ સુખદ સ્વપ્ન જોતો હોય એવું લાગતું હતું. જાણે કોઇ પ્રેમ કથા વાંચતો હોય તેમ રસના ઘુંટડા ભરતો હતો. વિશુદ્ધ પ્રેમ, પ્રથમ દૃષ્ટિએ પ્રેમ અને સાચા પ્રેમના દિવસો કંઈ કમ હતા? એ દિવસોનું રોમાંચક વાતાવરણ, મનને પ્રફુલ્લિત કરે તેવી પ્રેમની હૂંફ, પ્રેમની વેદના, શું શું ન હતું? જે કંઇ હતું તે સર્વ અદ્ભુત હતું. જીવનની ધન્ય ક્ષણો જેવો એ કાળ હતો. પ્રેમકથાનું પોતે જ પાત્ર છે એ ભાનથી રમણને બમણો આનંદ મળતો હતો. 'એક દિવસે

અમેએ પ્રેમ કરતા હતા. અમેએ બધું જોઇ વળ્યા છીએ. હવે તો ધરાઈ ગયા.' જેવું મન કરી રમણ જીવતો હતો. મનમાં ખુમારી રાખી ફરતો હતો. પણ વર્તમાન એમ કંઇ ભૂતનું વર્ચસ્વ સ્વીકારી લે એવો કાચો પોચો છે? એ ખુમારી ક્યાં સુધી ચાલે? વર્તમાનના ઝંઝાવતમાં પીળાં પર્ણો ખરી પડે તેમ એ ખુમારી-એ ખરી જતી હતી.

રમણની ઘણી રાત્રીઓ ના ઇચ્છાએ પણ તુમુલ મંથનમાં જતી. 'સુખ ક્યાં છે?' એ પ્રશ્ન વારંવાર તેના મગજમાં આવતો. આવતો ને મનમાં ઘોળાતો. મગજ અને હૃદય ઉભયને અસ્થિર કરી પાછો ચાલ્યો જતો. તોફાન પછી સાગર જેમ પ્રશાંત થઇ રહે છે તેમ રમણ પાછલી રાતમાં શાંત પડ્યો રહેતો. પાછલી રાતે જ તે ઊંઘી શકતો. કોઇકવાર તો દિલમાં કોંળ ચઢી જતી અને રાત્રે ઉજાગરા પણ થતા.

ચંચળ ઘણા વખતથી પિયેર ગઈ ન હતી એટલે વારંવાર સંદેશા આવતા હતા. રમણની ઇચ્છા તો હતી જ કે ચંચળ થોડો સમય બહાર જઇ આવે તો સારું. જેથી તેનું મન પ્રફુલ્લિત થાય. તેના ગામના મિલમાં કામ કરનાર એક ભાઇ જતા હતા તેમની સાથે ચંચળને મોકલી દીધી.

ચંચળ વગર પહેલાં ચેન પડતું ન હતું. દિવસો મહિના જેવા લાગતા હતા. રાત દિવસ ચંચળ જ યાદ આવ્યા કરતી હતી. કોઇકવાર વિરહનાં આંસુએ ટપકી પડતાં. એમાંનું રમણને આ વખતે કંઇ જ ન થયું. માત્ર જમવાની અને એવી અગવડ પડતી ત્યારે ચંચળ પત્ની તરીકે યાદ આવી જતી એટલું જ.

ચંચળની ગેરહાજરીમાં રમણ મિત્રોમાં અને સંબંધીઓમાં ફર્યા કરતો. ખાવાનું તો વીશીમાં જ રાખ્યું હતું. ઘેર તો માત્ર

સૂઝ જવા જ આવતો એટલું જ. ધંધા અંગે ઘણી ઓળખાણો વધી હતી. એટલે તેને કયાં જવું, દિવસ કેમ પસાર કરવો એ પ્રશ્ન નડતો જ ન હતો.

ઊંડે ઊંડે રમણ આશા સેવતો હતો કે ચંચળ આ દિવસોમાં સાચી વસ્તુ સ્થિતિ જાણી લે તો સારું. તેનો સ્વભાવ સુધારી દે તો આ બગડેલી બાજી સુધરી જાય.

રમણ સ્વભાવથી જ લાગણીવશ હતો. તેને હંમેશાં એમ જ લાગ્યા કર્યું કે તે ખૂબ દુ:ખી છે. તેના જીવનમાં સુખ નથી. તે સુખી થવા જન્મ્યો નથી. આમ મનમાં થઈ જતું છતાં સુખને તે શોધ્યા જ કરતો હતો. એ શોધમાં તેને સુખ મળ્યું હોય એમ લાગતું ન હતું. પોતે શા કારણથી દુ:ખી છે એ પણ સ્પષ્ટ સમજાતું ન હતું. તે શું કરે તો એ દુ:ખ દૂર થાય તેનીએ સૂઝ પડતી ન હતી. આ તો અંધકારમાં બાચકા ભર્યા જેવું થયું હતું. 'મારે સુખ જોઈએ છે. હું દુ:ખી છું. મારે શાંતિ જોઈએ છે.' એનો જીવ સતત ઝંખ્યા કરતો હતો.

શહેરમાં સ્ત્રી સંસ્થા તરફથી ઉત્સવ યોજવામાં આવ્યો હતો. તેને અંગે પ્રદર્શન, ગરબા, નાટક વગેરે કાર્યક્રમ પણ રાખેલો હતો. જમીને પ્રદર્શન બાજુ વળ્યો. તેને તો માત્ર સમય જ પસાર કરવો હતો. સાથે કોઈ હતું નહિ એટલે એકલો એકલો ફરતો હતો. પ્રદર્શનમાં શું શું છે, કયી વસ્તુઓ ધ્યાન ખેંચે તેવી છે તેની રમણને ખબર ન હતી. તેનું ધ્યાન તે તરફ હતું જ નહિ. આ તો બે ઘડી આરામ લેવા આવ્યો હતો. કંટાળેલા મનને પ્રફુલ્લિત કરવા આમતેમ આંટા મારતો હતો.

નાટક ગરબા વગેરે શરૂ થવાને હજુ અડધો કલાક વાર હતી. રમણને થયું લાવને જોતા જઈએ. પૂછપરછ ઓફીસમાં ટિકિટ

આ ગયો. પણ અંદર ડોકિયું કર્યા પછી તે ચોંકી જ ઊઠયો. ગોમતી જેવું કોઈ અંદર બેઠેલું દેખાયું.

'ગોમતી અહીં! પૂછપરછ ઑફીસમાં? આટલી બધી આગળ વધી ગઇ છે?' ગોમતી સ્ત્રી સંસ્થામાં રહી અભ્યાસ કરતી હતી તેની રમણને ખબર હતી. પણ તેણે આજ સુધી કોઈવાર ગોમતીની ખબર લીધી ન હતી. ગોમતી તેના જીવનમાં હતી જ નહિ તેવું કરી દેવા તે માગતો હતો. એટલે વાતમાં કે વિચારમાં પણ તે ગોમતીને દૂર જ રાખતો. પણ આજે તો ગોમતી સામે જ બેઠી હતી. હવે પાછાએ કેમ જવાય?

'શું પૂછું? તેને કેવું લાગશે? નથી પૂછવું. નથી પૂછવું...' રમણ પાછો પડયો. ગોમતી કંઈક લખી રહી હતી. આ પાછા જતા યુવાનને તેણે જ પૂછ્યું.

'કેમ, કોનું કામ હતું?'

'કોઈનું નહિ, કોઈનું નહિ......' થોથરાતી જીભે રમણ બોલતો હતો.

'કોણ તમે...' ઊભી થઇ કંપતા સ્વરે ગોમતી બોલી.

રમણ આ જાજરમાન યુવતીને જોઈ રહ્યો. 'આ તે ગોમતી કે કોઇ બીજું? એના મોં પર આટલો પ્રકાશ? એની જીભમાં આટલી મિઠાશ! તેના પહેરવેશમાં આટલી બધી સંસ્કારિતા. ગોમતી ન હોય, તેનું આટલું બધું પરિવર્તન શક્ય નથી. એ...એ...ન હોય? પણ...આ તો ગોમતી જ છે. એ જ એ જ.' તેની સામે ઊભી રહી ગોમતી રમણને જોઇ રહી હતી.

રમણ શું બોલે? ગોમતીએ શું બોલે?

રમણે આંખ ઊંચી કરી. તેની આંખ કહેતી હતી; 'ગોમતી! મેં નહોતું ધાર્યું કે તું આટલી બધી આગળ વધીશ. હું તો

ચંચળના સહજીવનમાં દુઃખી થઈ ગયો. મારા જીવનમાં સુખ નથી. હું દુઃખી છું. અને...તું...'

ગોમતીને ઘણું ઘણું કહેવાનું હતું પણ જીભ ઉપડતી ન હતી. અંદરથી હૃદય પૂકાર કરતું હતું;

'હજુએ હું તો તમારી જ છું. હું તો સદાએ તમારી જ રહીશ. તમને યાદ કરતી કરતી હું તો આમને આમ જીવન વિતાવીશ.'

પણ રમણ આ પૂકારને સાંભળી શકે તેમ ન હતું. રમણનું હૃદય ભરાઈ આવતું હતું. તેની લાગણીઓ હમણાં તેને ગોમતીના પગ તરફ ઘસડી જશે, તેની જીભ હમણાં જ ગોમતીની માફી માગી લેશે, તેની આંખો હમણાં તેનો પસ્તાવો વ્યક્તકરી દેશે, એવો ભય મનમાં રહ્યા કરતો હતો. રમણ પડું પડું થઈ જતો હતો. તેના પગ નીચેની જમીન ખસી જતી હતી. વધુ વાર ઊભા રહેવામાં જોખમ લાગવાથી રમણ કંઈ પણ બોલ્યા વગર માત્ર આંખથી જ મૂક વચનો કહી ચાલતો થયો. પ્રદર્શનમાંથી કંઈક ચોરીને કોઈ દેખે નહિ તેમ કોઇ ચોર નાસી જતો હોય તેમ રમણ સાચે જ નાસી ગયો. ઝાંપા બહાર નીકળ્યો ત્યાં સુધી બે આંખો તેની પૂઠમાં જડાઈ ગઈ હતી. રમણને અદૃશ્ય થએલો દેખી ઊંડો નિઃશ્વાસ મૂકી એ આંખો આંસુને સંતાડવા ઓફીસમાં ભરાઇ ગઈ.

'મેં ભૂલ કરી, મેં ગંભીર ભૂલ કરી. મેં ઉતાવળ કરી દીધી.' ઘેર આવી પથારીમાં પડે પડે રમણ બબડતો હતો. 'ગોમતીને ભણાવી હોત તો? કેટલો વિકાસ કર્યો છે. કેટલી આગળ વધી ગઇ છે. ચંચળ જેવું તો ન જ કરત. ચંચળમાં માત્ર બહારનું સૌન્દર્ય છે. અને ગોમતીમાં.....ગોમતીમાં બધું જ છે. એના હૃદયનું સૌન્દર્ય, તેના સ્વભાવની સુકુમારતા,

તેના દિલની સૌરભ, તેના હૈયાની મનોહરતા...શું શું નથી...તો એ બધું એ દિવસે કેમ ન દેખાયું ? હવે મોડું મોડું આ ક્યાંથી ફૂટી નીકળ્યું ? ગોમતી તેં આ શું કર્યું ? ગજબ પરિવર્તન...આનું નામ જ જીવન વિકાસ. અને ચંચળ એ તો હતી ત્યાં ને ત્યાં જ છે. ઉલટી મારા પર સ્વાર થઈ ગઈ છે.'

'એ મારે માટે શું ધારતી હશે ? એની માફી માગું તો ? એનું જીવન ધૂળ કરનાર તો હું જ ને. એને દુ:ખી કરી હુંએ દુ:ખી થયો. ગોમતીના હૃદયમાં શું થતું હશે ? એને અહીં લાવું તો ? હા હા. મારી સાથે એને રાખું તો ? મારું જીવન પાછું સુખી ન થાય ? પછી ચંચળનું શું ? એ ક્યાં જાય ? મેં જ મારા પગ પર ઘા કર્યો છે. હવે તેની દવા ક્યાં ? આમાં કંઈ જ થઈ શકે તેમ નથી.'

રમણ પાછો ચંચળ અને ગોમતીની સરખામણી કરવા લાગ્યો. સૌન્દર્યમાં ચંચળ ચઢતી હતી તો બીજા બધામાં ગોમતી જ ચઢતી હતી. એમાં કોણ સારું ? કોણ સુખ આપી શકે ? ગોમતી હા... હા...ગોમતી જ. એ જ સુખી કરી શકે તેવી છે. એનો હાથ મારા માથા પર ફરશે તો એ મારું માથું ઉતરી જશે. એ પગ દબાવશે તો જીવનભરનો થાક ઉતરી જશે. હૃદયને તાજગી આપશે. મનને પ્રફુલ્લિત કરશે. એને લાવું તો ? તો...તો...પછી ચંચળનું શું ? એ ક્યાં જશે ? એ સાથે કેમ કરી રહેશે ? લોકો શું કહેશે ?'

'અરેરે આ શું કર્યું ? સહેજ વિચાર કર્યો હોત તો ઠીક થાત. ગોમતીને ભણાવવાનું કેમ ન સૂઝ્યું ? આ ભૂલ સુધરી શકે તેમ નથી. આ બધા દુ:ખનું કારણ હું જ છું. મેં જ ત્રણેનાં જીવન ઝેર કર્યાં છે. ગોમતીના સુખને લૂંટી લેનાર હું જ છું. ગોમતીનું સર્વસ્વ ઝૂંટવી લેનાર હું છું. હું પાપી છું. અધમ છું. પછી કેમ ન રિબાઉં ? પછી ક્યાંથી સુખ જડે ? મેં જ ભૂલ કરી. મેં જ મૂળમાં વિષ રેડ્યું. મેં જ બધું કર્યું. પણ હવે...હવે ?' રમણનું માથું તપી ગયું હતું. ભીંત

સરસું માથું પછાડવાનું મન થઈ જતું હતું. તે પથારી ઘસતો હતો. આંખમાં ઊંઘ ન હતી અને દિલમાં શાંતિ ન હતી.

'રમણભાઈ કોઈના નેહાકા લેશો તો સુખી નહિ થાઓ.' પેલી કુંભારની વહુ રેવા કાનમાં કહેતી હતી.

'મેં નેહાકા લીધા છે? હા હા. ગોમતીના નિસાસા મેં લીધા. પછી મને સુખ ક્યાંથી મળે? મારાં કર્યાં મારે જ ભોગવવાં પડે છે. સુખને માટે મેં ચંચળ સાથે લગ્ન કર્યું. પણ? પણ શું? એ મારી ગણત્રી ખોટી પડી. એમાં મને સુખ ન મળ્યું. ઊલટું મેં બીજાને દુઃખની આગમાં ધકેલી દીધાં.'

'શું ખાત્રી કે તમે એ લગ્નમાં સુખી જ થશો. અને એએ નહિ ગમે તો શું ત્રીજી કરશો?' મંત્રીના શબ્દો કાનમાં સંભળાતા હતા.

'એ વખતે મેં કોઈનુંએ ન ગણકાર્યું. હવે? હવે શું થઈ શકે. જે વાવ્યું છે તેને લણવું તો પડશે જ ને. ત્રીજી કરશો? ના. ના. એ શું બોલ્યા. હવે તો આંખો ઉઘડી ગઈ છે. મારે કંઈ ન જોઈએ. મને ભલે દુઃખ પડતું. પણ...એ...એ ગોમતી સુખી થાય તો ઠીક. વગર વાંકે મેં એ નિર્દોષની જિંદગી બગાડી છે. એનું જીવન ધૂળ કર્યું છે. મને શો અધિકાર હતો?'

'બસ બસ. હવે તો ગોમતીની માફી માગી લેવી છે. ભૂલનો એકરાર કરી દઉં. ભલે એ સુખી થાય. પણ એ કેમ કરી સુખી થશે? હું એને સુખી કરવા મારી જાતનો પણ ભોગ આપવા તૈયાર છું. તૈયાર? હા હા. હવે તો એને જ મારી જાત સોંપી દેવી છે. એને કરવું હોય તે કરે.'

'તારાથી કંઇ નહિ થાય. તું તો સાવ બાયલો છે. સાવ રોતડો

છે. તારાથી બીજું શું થવાનું હતું.?' હૃદયના ખૂણામાંથી અવાજ ફૂટતા હતા.

'હું બાયલો ? હું રોતડો ! મારાથી કંઈ નહિ થાય ? કેમ ન થાય ? હું કરી બતાવીશ. હું બધું એ કરીશ. એની માફી માગીશ. એ કહેશે તેમ કરીશ. કેમ નહિ કરી શકું ? હું બાયલો શાનો ! હવે દેખાડી આપીશ. મને બાયલો ન કહો. કોણ કહે છે ? કોણ બોલ્યું એ ? હું ક્યાં રહું છું.'

રમણનું માથું ફાટું ફાટું થઈ ગયું હતું. અંદર તો ધમસાણ મચ્યું હતું. પાણીપતના મેદનામાં શોરબકોર થયો હતો તેવો એ નાનકડા માથામાં થતો હતો. રમણથી સહેવાતું ન હતું. કાનમાં આંગળાં ઘાલી દેતો હતો. જાણે કોઈ કરાંઝીને બોલતું હતું. તે માથા પર હાથ મૂકતો હતો છતાં કોઈ માથાપર હથોડા મારતું હતું. રમણ અકળાઈ ગયો. માથે હાથ દઈ ઊભો થઈ ગયો. લમણા દબાવતો દબાવતો બહાર નીકળ્યો. બંગલાની અગાશીમાં આંટા મારવા લાગ્યો.

આકાશ તારાથી મઢ્યું હતું. મોગરાના ફૂલ જેવા તારાઓ ઝગી રહ્યા હતા. ચોમેર શાંતિ પથરાઈ હતી. રસ્તા પરની બત્તીઓ ઘેરા અંધકારને આંગળવાનો મિથ્યા પ્રયત્ન કરતી હતી. ચોકી કરતા ગુરખાની લાકડીના અવાજ સિવાય નિરવ શાંતિ પથરાઈ ગઈ હતી. એકલો રમણ જ જાગતો હોય એમ લાગતું હતું.

સડક પર કોઈ સીનેમા જોઈને આવનાર લહેરીલાલો જામેલી રાતમાં રાગોડતો હતો.

'જેવી કરે છે કરણી તેવી તુરત ફળે છે.
બદલો ભલા બૂરાનો અહીંનો અહીં મળે છે.'

રમણને ઉદ્દેશીને જ એ ગાતો હોય એમ રમણને તો થઈ ગયું. એના રાગમાં કંઈ ધંગધડો ન હતો. પણ રમણને એકે એક શબ્દ

કિંમતી હીરા જેવો લાગતો હતો. 'બદલો મળે છે. અહીં ને અહીં જ બદલો મળે છે. બરાબર ગાય છે.' રમણ ઉતાવળેથી બોલીએ ગયો. વાળમાં આંગળાં પરોવી રમણ જોરથી આંટા મારવા લાગ્યો.

'હવે તો બસ દેખાડી જ આપું. મને કોઇની પડી નથી. ભલે દુનિયાને કહેવું હોય તે કહે. ગોમતીની માફી માગીશ. એને અહીં લાવીશ. મારી જોડે રાખીશ. એની ઇચ્છા હશે તેમ કરીશ. એ મારી પત્ની છે. એનો સ્વીકાર હું કરું તેમાં બીજાને શું? ચંચળે રહેશે. બંને રહેશે. ન કેમ રહે? બધુંએ બનશે. શા માટે ન બને? કંઇ કારણ! એ તો જોઇ લેવાશે. નહિ બને એ બીકમાં કંઇ ગોમતીની જિંદગી બગાડાય? હવે તો આંખો ઊઘડી ગઇ છે. કાલ...કાલ સવારે જ તેની પાસે જાઉં.'

'નહિ માને તો? ગોમતી અહીં આવવાની ના પાડશે તો? એનો સ્વાભાવ પણ બદલાયો તો હશે જ ને? પહેલાંની માફક કંઇ મને ચાહતી હશે? મારા માટે મરી ફીટવા હવે શાની તૈયાર થાય? મેં એને ગુમાવી. રતન ગુમાવ્યું. એ રતનનું જતન કરતાં ન આવડ્યું. હવે રડે શા કામનું?'

પવન સૂસવાટાભેર વાતો હતો. કાનમાં કંઇક કહી જતો હતો. તારાઓ પણ ઊડાવતા હતા. જાણે બધી કુદરત તેને હસી રહી હતી. રમણ પાછો નીચે આવી પથારીમાં પડ્યો. એકનો ટકોરો સંભળાયો. પથારી ઘસવામાં એના ટકોરા પણ સંભળાયા. સોસાયટીનો રખેવાળ ગુરખો 'આલબેલ...' બોલતો હતો તે એ સંભળાતું હતું. ઊંઘ આવતી ન હતી. રમણ જીવનમાં પહેલી જ વાર આવું અનુભવતો હતો. કેવું કારમું ઘમસાણ! કેવું તુમુલ મંથન! કેવું ભયંકર તોફાન!

થાકીને લોથપોથ થઇ કોઇ માણસ જેમ સૂનમૂન પડયો રહે તેમ રમણ પડયો રહ્યો હતો. આખી રાત દરિયામાં બાથો ભરી,

તરતાં તરતાં મહામહેનેતે કિનારે પહોંચ્યો હોય ને જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ રમણુની થઈ હતી. ને સાવ થાકી ગયો હતો. સાવ ઢીલો બની ગયો હતો. થાકેલું મગજ અને લાલઘુમ આંખો થોડીવાર નિશ્ચિંત પડયાં રહ્યાં. રમણે માણુ ઊંઘ લીધી હશે ત્યાં ગુરખે પાંચના ટકોરા કર્યા. અને તે ઝબકીને બેઠો થઇ ગયો. તેની નજર આગળ ગોમતી તરતી હતી. બાજુના બંગલામાંથી કોઇ ગાઈ રહ્યું હતું.

'ઊઠ જાગ મુસાફીર ભોર ભઈ અબ રૈન નહિ જો તું સોવત હૈ,
જો જાગત હૈ વો પાવત હૈ જો સોવત હૈ વો ખોવત હૈ.'

રમણુ જાગતો હતો કે ઊંઘતો હતો?